સમાંતર જિંદગીની કથા

# થોડાં આંસુ : થોડાં ફૂલ

## જયશંકર "સુંદરી"ની આત્મકથા

સંકલન

દિનકર ભોજક
સોમાભાઈ પટેલ

વોરા

ગાંધી ચેમ્બર્સ, ગાંધી માર્ગ અમદાવાદ–૩૮૦ ૦૦૧

Thoda Ansu : Thoda Phool :
Autobiography of Jayshankar "Sundari"

Published by : Vora & Company, Ahmedabad-1

© દિનકર ભોજક

○ પ્રથમ આવૃતિ : ૧૯૭૬

○ મૂલ્ય : રૂ. ૧૬=૦૦

○ આવરણ ચિત્ર : શિવ

○ આવરણ છપાઈ : યશવંત પ્રિન્ટિંગ પ્રેસ, પ્રાંતિજ

○ ચિત્ર છપાઈ : કુમાર કાર્યાલય

○ મુદ્રક :

દીપક દશરથલાલ પટેલ
અક્ષર પ્રિન્ટર્સ
'જયહીરન' બસટર્મિનસ સામે,
જૂનાવાડજ, અમદાવાદ-13

○ પ્રકાશક :

શિવજી આશર
વોરા એન્ડ કંપની
ગાંધી ચેમ્બર્સ
ગાંધી માર્ગ
અમદાવાદ-૩૮૦૦૦૧



## નેપથ્યે

ગુજરાતી રંગભૂમિનો ઇતિહાસ અનેક રંગબેરંગી ઘટનાઓથી ભરપૂર છે. વિશ્વની કોઈપણ પ્રજાના ઇતિહાસની રંગીન બાનીના મુકાબલે સહેજ પણ પાછી ન પડે એવી રંગભરી કહાની ૧૫૦ વર્ષના ઇતિહાસમાં રંગભુમિએ સર્જી છે. રંગભુમિનો ઇતિહાસ એ એક જ ઉદ્દેશની સિદ્ધિ અર્થે ભેગા મળેલા કલાસાધકોની આરાધનાનો ઇતિહાસ છે.

પ્રસ્તુત કથા એ કલાપદાર્થ સાથે પ્રત્યક્ષ જીવેલા, સંકળાએલા જાગ્રત, સંવેદનશીલ અને અધિકારી કલાકારની કથા છે. અહીં એમનું દષ્ટિચક્ર સમગ્ર રંગભુમિ ઉપર એકંદરે ફરતું રહ્યું છે. બાલ્યકાળના સંસ્મરણો અને એમાંય હરિશ્ચન્દ્ર નાટક જોયા પછી હૃદય ઉપર થયેલી પ્રબળ અસર અંતઃચેતનાને જગવી કલા ચેતનાનો કેવો વિસ્તાર કરે છે એનું દ્યોતક છે.

કલકત્તાના અનુભવોનું બારીકાઈભર્યું નકશીકામ હૃદ્ય છે. એ જમાનાની રંગભુમિ ઉપર વપરાતાં 'મેકઅપ'ના સાધનો, વેશ પરિધાનની વ્યવસ્થા, પ્રકાશ યોજના, ભોજન વ્યવસ્થા, દાદાભાઈ ઠુંઠીની તાલીમ પદ્ધતિ, શિસ્ત માટેનો આગ્રહ આ બધું વિગતોની

દૃષ્ટિએ કદાચ નવીન નહી હોય પરંતુ પ્રવાહી આલેખન અને ઐતિહાસિક દૃષ્ટિએ મૂલ્યવાન છે જ.

એમના દર્શન વિશ્વને ચોક્કસ આકાર છે. 'સૌભાગ્ય સુંદરી'ની સુંદરી એ શેક્સપિયરની ડેસ્ડીમોના. 'સુંદરી'ની ભૂમિકા કે 'જુગલ-જુગારી'ની લલિતાની ભુમિકા, વિક્રમચરિત્રની રંભા કે 'કામલતા'ની કામલતા, સ્નેહસરિતા, મધુબંસરી, સુધાચંદ્ર મેઘમાલિની કે અરૂણોદયની વિવિધ નાયિકાઓને સમજવા એક નટ તરીકે કરેલું અવલોકન અને વાચન એમની જાગૃત પ્રકૃતિનું ઘોતક છે.

નટની કીર્તિનું આયુષ્ય સાધારણ રીતે એના અભિનયની 'આકર્ષક ખૂબી' ટકી રહે ત્યાંસુધીનું ગણી શકાય પરંતુ જયશંકર-ભાઈમાં એવું કશુંક હતું જેને લીધે એમની કીર્તિની સુવાસ લાંબો સમય સુધી તાજી રહી શકી છે. નટ તરીકે નાટક ભજવીને તેઓ બાધા નથી રહ્યા, પણ પોતાના કાર્યનું સ્વરૂપ પૂરેપૂરું અવગત થાય એ માટે એમણે અથાગ પરિશ્રમ કર્યો છે અને એ રીતે એમણે પોતાની શક્તિ ખીલવી છે. પોતાની કલાને સંપ્રજ્ઞાતપણે ખીલવનારા વિરલ હોય છે. જયશંકરભાઈ અભિનય કલાના આજીવન સાધક રહ્યા એ જ એમના વ્યક્તિત્વનું પરમ આકર્ષણ છે.

સ્ત્રી ભૂમિકા કરતાં સૌ પ્રથમ સ્ત્રીના આભુષણો પહેરતાં એક પુરુષ તરીકે થએલો રોમાંચક અનુભવ–એનું વર્ણન એમની સર્જ-શક્તિનો ઉત્તમ નમૂનો છે. ઉપરાંત કથામાં ઘણી જગાએ પાસાદાર ગદ્યની સુવાસ આવ્યા કરે છે. એકધારું ઘટનાશૂન્ય કંટાળો ભરેલું એમનું જીવન નથી. એમના લગ્ન-જીવનની કરુણ કથા, લગ્ન પહેલાં જોએલી છોકરી સાથેનો સત્વશીલ રોમાંચક અનુભવ, પ્રથમ અને દ્વિતીય પત્ની સાથે કમેળ, આ બધાના પરિણામે જીવનમાં રિક્તતા, અસહ્ય એકલતા આવી છે પરંતુ એકલતાને રુંધી નાખતા વિલક્ષણતા-ભર્યા પ્રસંગોએ જીવનને ઘટના શૂન્ય કે શૂન્ય મનસ્ક નથી બનાવ્યું બલ્કે સમગ્ર ચિત્તતંત્ર નાટ્યભૂમિકામાં પરોવવામાં અને એને જીવંત

બનાવવા માટેની પાર્શ્વભૂમિકા પૂરી પાડી છે એટલે આ કથા વૈયક્તિક વેદનશીલતામાંથી ઉતરતું જીવન જીવનાર નટ ગોત્રની કથા નથી પરંતુ નટની સમાંતર જિંદગીની કથા છે 'થોડાં આંસુ થોડાં ફૂલ.'

હા! એક વાત છે કે જયશંકરભાઈની આત્મકથામાં રોબર્ટ બ્રુસ, ડૉન ક્વીટઝોક કે ગુલીવર્સ ટ્રાવેલ્સની કથાઓના સાહસો નથી. સિઝર્સ બોર્જીનીઆએ કરી હોય તેવી લુચ્ચાઈભરી ખટપટો પણ નથી. મોગલ સામ્રાજ્યની ચડતી પડતી એશ કે વિલાસ પણ નથી, છે માત્ર રંગભૂમિના એક સદ્યોઘાત જાગૃત આશકની ફિદાગીરીમાંથી પેદા થતી કર્તવ્ય-નિષ્ઠાની કહાની.

નાની ઘટનાઓનો ઝમેલો ક્યાંક થયો છે. વાર્ધક્યને પરિણામે ક્યાંક પુનરુક્તિ પણ થઈ છે. એમ છતાં એમનું મનોવિશ્વ એમની વિચારધારાની બધી નસો વ્યક્ત કરે છે.

એમનું દર્શન વિશ્વ માત્ર આત્મકેન્દ્રી બન્યું નથી પરંતુ રંગભૂમિને આનુષંગિક બનાવો અને વ્યક્તિ ચિત્રો પણ અહીં સમાવિષ્ઠ થયાં છે. દયાશંકર ગિરનારા, અમૃત કેશવ નાયક, બાપુલાલ નાયક, મોહન લાલાજી, રઘુનાથ બ્રહ્મભટ્ટ, બાલગાંધર્વ, પ્રાણસુખ નાયક, નૃસિંહ વિભાકર, તથા મૂળશંકર મૂલાણી આ બધાં વ્યક્તિ ચિત્રો પણ ઉપસ્યાં છે.

વિકસતા નટને તેની કલા સાધનામાં આગળ વધવા માટે તેના પ્રશંસકો તરફથી સ્વાભાવિક ક્રમે ભેટ મળતી હોય છે. એવા પ્રસંગોમાં નરેન્દ્રનાથ ઘોષ નામના બંગાળીએ એમને અંગ્રેજી શીખવવા માટે વ્યવસ્થા કરી આપી અને પરિણામે અંગ્રેજી નાટકોના તેઓ પરિચયમાં આવ્યા, પંડિત વાડીલાલ પાસેથી લીધેલું સંગીતશિક્ષણ અભિનય કલાના વિકાસમાં પોષક બન્યું છે. ફજલેહુસેન શેઠે આપેલી ભેટ

સોગાદો, ફજલેહુસેન શેઠનો આત્મઘાતનો પ્રયાસ અને અંતિમક્ષણોએ બધી જ ભેટ સોગાદો પાછી આપવા જતા જયશંકરભાઈનું આભિજાત્ય–આ બધું પ્રવાહી અને રસાળ શૈલીમાં રજૂ થયું છે.

જયશંકર 'સુંદરી'ની કથામાં 'અપહરણનો બનાવ' ન આવે તો કથા અધૂરી ગણાય. એમણે પ્રસ્તુત પ્રસંગ ખૂબ જ ટૂંકમાં અમને લખાવેલો પરંતુ એમના સ્વર્ગવાસ પછી એમની નોંધમાં આ પ્રસંગ ખૂબ વિસ્તારપૂર્વક શબ્દસ્થ કરેલો મળી આવ્યો જેને અક્ષરસઃ અહીં રજૂ કર્યો છે.

'શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ'માં સ્વ. વિભાકર રચિત 'અણજોના બંધન' નાટક 'અજમાના બંડલ' બની ગયું...સહ દિગ્દર્શક તરીકે નાટકની નિષ્ફળતાના કારણોની ચર્વિત ચર્વણામાં ન પડતાં અંગત ભૂલોનો એકરાર પણ ખૂલે મને કર્યો છે. પ્રસ્તુત કથામાં ક્યાંક વર્ણનો છે ખરાં પરંતુ વર્ણનો વળગણરૂપ બન્યાં નથી.

છેલ્લું પ્રકરણ 'અંતરનાટક' ખુબ નાટ્યક્ષમ અભિવ્યક્તિ ધરાવે છે. એમાં રજૂ થએલું માર્મિક-મનોવિશ્લેષણ, રંગમંચ માટેનો આદર, વૈફલ્યની વેદના, કણસતી અનુભુતિ અને છેલે વ્યકત કરેલું આર્ષદર્શન કૃતિનું કલાત્મક અને પ્રાણવંત સમાપન છે.

સ્ટાનિસ્લાવસ્કીની પદ્ધતિ કોઈ જડ નિયમોનું અચલાયતન નથી તે પ્રયોગાત્મક છે. સ્ટાનિસ્લાવસ્કીએ પોતાના અંતઃકરણ શરીર, પાત્ર અને રંગમંચના કરણો તથા ઉપકરણો પર અખતરા કરી સત્યો તારવ્યાં હતાં તેમ જ નટે સદા જાગૃત રહી જડ બીબામાં ન ફસાતું પણ અહર્નિશ અભિનય કલાનું સત્ય શોધતા–અજમાવતા જવાનું છે એમ સૂચવ્યું છે. જયશંકરભાઈનું જીવન પણ આ રીતે વિચારવા જેવું છે. કારણ કે ધંધાદારી રંગભૂમિના નાટકોનું ચોક્કસ ચોકઠું હતું. અભિનયની પણ ચોક્કસ પ્રણાલિ હતી. પ્રાક્રિયતો હતી.

નટનું ઘડતર ચોક્કસ પ્રણાલિમાં જ ઘડાતું આથી નટના સમગ્ર વ્યકિતત્વ અને અભિનય તેમ જ તે અંગેની ક્રિયા પ્રક્રિયા ઉપર આ જડબેસલાક ચોકઠાની અસર રહેતી એમાં અમૃતભાઈ, પ્રાણસુખભાઈ કે જયશંકરભાઈ જેવા કલાકારો આ જડ ચોકઠાની બહાર પોતાના અનુભવથી તેમ જ સાહિત્યસેવન તેમ જ ઊંડાણભરી સમજ દ્વારા છલાંગ લગાવે છે. સૌભાગ્ય 'સુંદરી'થી 'સાગરઘેલી,' 'ઢીંગનીઘર' કે 'વિન્યા,' 'વિરાજવહુ' કે 'મેનાગુર્જરી' એનો જીવંત પુરાવો છે.

—એક સમર્થ અભિનેતા તરીકેનું એમનું સ્થાન સિદ્ધ થઈ ચૂક્યું છે. એમણે મોટે ભાગે સ્ત્રી ભુમિકા જ કરી છે. આજની સેંકડો અભિનેત્રીઓ જે આશા, ઊર્મિ ઉત્સાહ, ચેતના, પ્રણયના દર્દ ને રસ-શૃંગારની મસ્તી બતાવી પ્રેક્ષકોને મુગ્ધ કરી જાય છે. એ સર્વ કામ તેઓ કરતા. એક જમાનામાં મુંબઈની ગલીએ ગલીએ એમનું નામ ગુંજતું, એમના પહેરવેશ અને એમની ચાલના મુંબઈની મહિલાઓ નિષ્ફળ અનુકરણ કરતી. જગતના ઉત્તમ ગ્રંથોમાંથી નારી સ્વરૂપને સમજવાનો એમણે ગૌરવભર્યો પુરુષાર્થ કર્યો. અને પોતાના અભિનય દ્વારા 'સ્ત્રી' ને પ્રગટ કરી. એમની અભિનયપટુતાને પરિણામે તેઓ તે જમાનાના સંસ્કાર જીવનના અગ્રણીઓ સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી, સ્વ. રણછોડભાઈ ઉદયરામ, સ્વ. છગનલાલ પંડયા, સ્વ. નાનાલાલ કવિ, સ્વ. રા. વિ. પાઠક તથા પુ. રસિકલાલ પરીખના પરિચયમાં આવ્યા. પરિણામે જ્ઞાનપિપાસા જાગી અને ઉત્તમ ગ્રંથોનું સેવન કરવા માંડયું. અને ઉત્તમ નટ થવા ભગીરથ પ્રયત્ન કર્યો.

૧૯૩૨માં એમણે ધંધાદારી રંગભૂમિ ઉપરથી નિવૃતિ લીધી. અને વીસનગરમાં કાયમી વસવાટના શ્રીગણેશ મંડાયા. અનાજનો વેપાર શરૂ કર્યો. મુનિ ધર્મવિજયજીની આજ્ઞાથી ઊંઝામાં ઉપધાન કર્યાં. વીસનગરમાં સાહિત્યકલા મંડળની સ્થાપના કરી નાટય પ્રવૃતિને જીવંત

રાખવા નાનકડો પુરુષાર્થ કર્યો. અહીં 'શંકિતહૃદય' 'રૂપિયાનું ઝાડ' 'એક સ્વપ્ન' જેવાં નાટકો રજૂ કર્યાં. આ બધુ હોવા છતાં એમના જીવનના મુખ્ય બે રંગો રહ્યા છે. એક નાટક અને બીજો ધર્મ. ક્યાંક આ બન્ને સાથે ચાલ્યાં છે. તો ક્યાંક અલગ અલગ. બાકીનું બધું ઉપર ચોટિયું.

૧૯૪૮માં ગુજરાત વિદ્યાસભાની શતાબ્દી પ્રસંગે 'રાઈનો-પર્વત' ભજવવાનું નક્કી થયું હતું. તે નાટકની તાલીમ આપવા માટે જયશંકરભાઈને પૂ. રસિકભાઈ પરીખે અમદાવાદ બોલાવ્યા. 'રાઈનો-પર્વત' એ નાટકની સફળતાથી આકર્ષાઈ પૂ. રસિકભાઈ, જશવંત ઠાકર, અરુણ ઠાકોર શ્રી ધનંજય ઠાકર વગેરે નાટ્ય રસિયાઓએ જયશંકરભાઈ અમદાવાદમાં રહે અને નાટ્ય પ્રવૃત્તિને વ્યવસ્થિત આકાર આપે એવી ઇચ્છા વ્યક્ત કરી. કેટલીક ચર્ચા અને વિચાર વિનિમય પછી એક સૂત્રધાર પંચ ઊભું થયું જેમાં શ્રી જયશંકરભાઈ, શ્રી જશવંત ઠાકર, શ્રી ધનંજય ઠાકર, શ્રી અરુણ ઠાકોર અને શ્રી યશવંતભાઈ શુક્લ હતા. આ સૂત્રધાર પંચની વિનંતીથી ગુજરાત વિદ્યાસભાએ બો. જે. વિદ્યા-ભવનની એક શાખા તરીકે 'નાટ્ય વિદ્યામંદિર' સ્થાપ્યું. એના જ એક અંગ તરીકે પાછળથી 'નટ મંડળ' ઊભુ થયું. ૬૫ વર્ષની નાની ન કહેવાય એવી ઉમ્મરે સંસ્થા પાસેથી એક પાઈ પણ પોતાના ખર્ચ માટે લીધા વિના સેવા કરનારા ગુજરાતમાં આ ક્ષેત્રમાં તો શું પણ બીજા ક્ષેત્રમાં કેટલા છે?

શ્રી જયશંકરભાઈને અહીં રહેવાની પરવાનગી આપવા અને સેવા કાર્ય માટે ધીરવાની જે ઉદારતા તેમના પત્ની ચંપાબહેને બતાવી એ પણ આ મહિલા વર્ષમાં ઉલ્લેખનીય બનવી જોઈએ.

અહીં ઘર છોડી લગભગ ૧૯૬૨ સુધી રહ્યા. અને પરિણામે ૧૯૪૯ નવે. માં 'રાઈનો પર્વત' (રમણભાઈ નીલકંઠ) ૧૯૪૮ ડીસે. માં

કવિ ભાસ રચિત 'ઊરુભંગ' અને બોધાયન કૃત 'ભગવદજ્જુકીયમ્.' ૧૯૫૦ માર્ચમાં ઈબ્સન કૃત 'સાગરઘેલી' અને 'મે–માં ગોગોલકૃત અને ધનંજય ઠાકર અનુવાદિત 'સાહેબ આવે છે'. ૧૯૫૨ માર્ચમાં શરદબાબુ-કૃત 'વિરાજ વહુ,' ઓગષ્ટમાં ઈબ્સન કૃત 'ઢીંગલીઘર,' ૧૯૫૩ જાન્યુ. માં મૂળશંકર મૂલાણી કૃત 'જુગલ જુગારી'' ૧૯૫૩ સપ્ટે.માં રસિકલાલ પરીખ કૃત 'મેના ગુર્જરી, ૧૯૫૫ જાન્યુ.માં ભારતીદેવી સારાભાઈ કૃત 'ઘરલખોટી', કવિ દલપતરામ કૃત 'મિથ્યાભિમાન' એ પછી મન્મથરાય કૃત અને શ્રીકાંત ત્રિવેદી અનુવાદિત મમતામયી-હોસ્પીટલ', રમેશ મહેતા કૃત 'અન્ડર સેક્રેટરી' જશવંત ઠાકર કૃત 'શ્રુતિ પતિ' અને જે. બી. પ્રીસ્ટલીના ઈન્સપેકટર કોલ્સ ઉપરથી રૂપાંતરિત 'કલ્યાણી' ઉપરાંત 'વિન્ધ્યા' જેવાં શિષ્ઠ નાટકોનું સર્જન થયું છે.

આ ગાળા દરમિયાન નટશ્રેષ્ઠ જયશંકરભાઈની નટચેતનાનો વિસ્તાર થાય છે. અને સમર્થ દિગ્દર્શક બને છે. આ દિશામાં મુમુક્ષુઓએ જશવંત ઠાકર લિખિત ''જયશંકર 'સુંદરી' ની દિગ્દર્શન કલા'' ઊંડાણપુર્વક સમજવા જેવી છે. અહીં એમને જશવંત ઠાકર, દિનાબહેન પાઠક, ભાનુભાઈ નાયક, કૈલાસ પંડયાનો સાથ મળ્યો. ઉપરાંત કલાબહેન શાહ, વાડીલાલ શાહ, બાબુ પટેલ, અનસૂયાબહેન-ચોકસી, ચીનુભાઈ, દુર્ગેશ જાની, અરવિંદ પાઠક, પ્રભાબહેન પાઠક નરોત્તમ શાહ, પી. ખરસાણી. તેમજ એમના પ્રિય શિષ્ય પ્રાણસુખભાઈ નો સહકાર મળ્યો.

૧૯૩૨માં લીધેલી પ્રતિજ્ઞા. ''નાટ્ય પ્રવૃત્તિમાંથી એક પૈસો પણ સ્વ જીવન માટે નહીં લઉં'' એ પ્રતિજ્ઞા સંપૂર્ણ રીતે પાળી. સાથે સાથે 'રંગમંચ ઉપર કદી અભિનય નહી કરું' એ વાત 'મેનાગુર્જરી'માં પિતાની ભૂમિકા કરી જાગ્રતપણે તોડી, કલાકારોના આગ્રહને વશ થઈને જ. ૧૯૫૩ના રોજ અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદના

અધ્યક્ષ અને જાણીતા ભાષાવિદ ડૉ. સુનીતકુમાર ચેટરજી હાજર હતા. એમની ભુમિકા પણ નવી જ ઉમેરેલી હતી. 'મેના'ના પિતા મેનાને સાસરે વળાવે છે. એ હૈયું વલોવતું દ્રશ્ય હતું. વાકયો બોલવાના હતાં. માત્ર દસ કે બાર. સ્ટેજ ઉપર લાંબો સમય ઊભું રહેવાનું હતુ. હાથમાં રાખેલી લાકડીને વિવિધ ભાવોની અભિવ્યકિતનું સાધન બનાવી લીધુ અને જુદી જુદી રીતે લગભગ બારથી પંદર વાર ફેરવી સાસરે જતી દીકરીને વળાવતા પિતાની વેદનાને મૂર્તિમંત કરી.

–નાટયવિકાસની એમની સર્જનાત્મક સેવાની નોંધ લઈ ૧૯૫૨માં લેડી વિદ્યાગૌરી નીલકંઠના હસ્તે અમદાવાદમાં રણજીતરામ સુવર્ણચંદ્રક આપવામાં આવ્યો, ૧૯૫૭માં ડૉ. રાજેન્દ્રપ્રસાદના હસ્તે રંગમંચના શ્રેષ્ઠ દિગ્દર્શક માટેનો સુવર્ણચંદ્રક, સર્ટિ. શાલ અર્પ્યાં, તેમજ ૧૯૬૪ ગુ. સાહિત્ય પરીષદના કલા વિભાગના પ્રમુખ બન્યા. ૧૯૭૧માં રાષ્ટ્રપતિ વી. કે ગિરિએ પદમભૂષણનો ખિતાબ તેમજ સર્ટિ. આપ્યા. ઉપરાંત ૧૯૬૯માં ગુજરાત સરકારે રૂ. ૧૦૦૦ રોકડા તેમજ શાલ દુશાલા અર્પી એમનું સન્માન કર્યું.

આ બધું ચાલ્યું...

એ સાથે પૂ. રસિકભાઈ દ્વારા સ્વ. હીરાકાકાની ઓળખાણ થઈ. આ દરમ્યાન નટમંડળમાં પણ ભારે ખટપટો થઈ હશે એમ એમની ડાયરીનાં પાનાં જોતાં લાગે છે. શ્રીમદ્ રાજચંદ્ર તરફ ધ્યાન સવિશેષ ઢળવા લાગ્યું. ૧૯૫૨ માં ખરીદેલા 'આત્મસિદ્ધિ શાસ્ત્ર'નું વાંચન શરૂ થયું અને આત્માને ઓળખવાનો ભગીરથ પ્રયત્ન સર્જનાત્મક સ્વરૂપે શરૂ થયો. ઉપરાંત રંગ મંડળના 'ભાવિતવ્ય' નાટકનું મુ. જશવંતભાઈ સાથે દિગ્દર્શન કરતાં આત્મશંગો સર કરવાની લાગણી પ્રબળ બની. નાટકનું વસ્તુ પ્રોજ્યું માગ્યું–અનુભવ્યું અને જશવંતભાઈ ને કહ્યું "જશવંત મારું કામ પૂરું થયું છે. તું કહે હવે વીસનગર જાઉં કે અહીં રહું!" જશવંતભાઈએ વીસનગર જવાની સલાહ આપી.

પૂ. રસિકભાઈ પરીખની સલાહ લઈ વીસનગરમાં કાયમી વસવાટ શરૂ કર્યો. ઈ. સ. ૧૯૬૨.

અહીં એમના જીવને કરવટ બદલી. પ્રબળ વિદ્યાનુરાગ અને અંતઃ સન્યાસની લાગણી સંપ્રનાતપણે વહેવા લાગી. 'કલાકારને વિના પ્રયાસે મોક્ષ મળે છે" એ વાતનું ઉચ્ચારણ પુનઃ પુનઃ થવા લાગ્યું. મનને વાંચવામાં, પ્રભુમાં લીન કરવામાં અને 'સમાધિ મૃત્યુ' માટેની જાગ્રતપણે પાર્શ્વભૂ રચવા લાગી ગયા. સવારે ચાર વાગે ઉઠવુ, હાથે ચા બનાવી પી લેવી. એમની પ્રિય ચૂંગીના એક બે કશ લેવાં અને પછી સમાધિમાં બેસી જવું. પોતાના વર્તનથી કોઈને પણ દુઃખ ન થાય એનો સતત ખ્યાલ રાખ્યા કર્યો. ધીમે ધીમે મનને સંસારમુકત કરવા કૃતનિશ્ચયી બન્યા. અહીં એમને એમના જૂના સ્નેહી મિત્ર રસિકલાલ પંડિત, ચતુરભાઇ પટેલ અને સુરેશભાઇ હાડવેધ મળ્યા. આંખોમાં અજગ્ગ કરુણા વહેવા લાગી માનવીય લાગણી અને સાચકલા પ્રેમનો સ્ત્રોત વહેવા લાગ્યો. ત્યાં અચાનક ૧૯૬૪ની વસંતની એક સવારે મારા મિત્ર પ્રા. સોમભાઈ પટેલ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે મારે "પૂ. દાદાજીની આત્મકથા એમની પાસે બેસીને લખવી છે." સોમભાઈની આંખોમાં વરતાતી નિષ્ઠા, સચ્ચાઈ અને પ્રમાણિક પુરુષાર્થ કરવાની તમન્ના હતા. મેં કહ્યું "એમણે છૂટક છૂટક પ્રસંગો નોંધવાનો પ્રયત્ન કર્યો છે ખરો." શરૂઆતમાં તો એમણે પ્રભુભજનમાં ભંગ પડશે એમ માની આ પ્રસ્તાવ ટાળવા પ્રયત્ન કર્યો. પરંતુ અંતે તા ૨૪—૫–૬૪ ના રોજથી સોમભાઈ મારે ઘેરે નિયમિત સવારે અને બપોરે આવે. પુ. જયભાઈ બોલતા જાય અને સોમભાઈ નોંધતા જાય. થોડાક સમય પછી હું પણ સોમાભાઈ સાથે બેસવા લાગ્યે.। આ કથા લખતાં ઘણીવાર તેઓ પ્રસંગ સાથે એવું તાદાત્મ્ય અનુભવે કે આપણને ૭૫ વર્ષના સ્ફૂર્તિલા જુવાન લાગે. ભુતકાળના સંસ્મૃતિતારોને છેડતાં આંખમાં ઉઠતાં લાગણીના ઘોડાપુર, ચહેરાની પ્રત્યેક રેખામાં ઉપસતાં કલ્પનો, વિશિષ્ઠ

## પ્રવેશ

થોડાં આંસુ : થોડાં ફૂલ



જયશંકર - 'સુંદરી'



જયશંકર સુંદરી

નાટ્ય વિદ્યામંદિરના આચાર્ય, નટમંડળના નિયામક, ૬૫ વર્ષની વયે



જયશંકર
એમની એક સાહજિક મુદ્રામાં







મા. જયશંકર ભૂધરદાસ ભોજક

કારકિર્દીના આરંભમાં અને કારકિર્દીના મધ્યાહ્ને • ઈ. ૧૯૧૬માં



જયશંકર

ઈ. ૧૯૩૨માં રંગભૂમિ પરથી નિવૃત્તિ લીધી તેના
એક સપ્તાહ અગાઉ



'સૌભાગ્ય સુંદરી'માં સુંદરી તરીકે



'વિક્રમચરિત' (૧૯૦૩-'૦૪)માં રંભા (દૂધવાળીના વેષે રાણી) તરીકે



'મધુબંસરી'માં બંસરીબાલા' તરીકે પ્રેમા ત્રેગ



'મેના ગુર્જરી'માં મેનાના પિતા તરીકે જયશંકર ને બ્રાહ્મણની ભૂમિકામાં માણેકલાલ નાયક.
'મધુબંસરી' અને 'મેના ગુર્જરી' એ બે જ નાટકોમાં જયશંકરે પુરુષપાત્ર ભજવ્યું હતું.

ॐ

तत् सत् ।

श्री ऋषभदेवाय नमः

दश रूपानुकारेण यस्य माद्यन्ति भावकाः ।

नमः सर्व विदे तस्मै विष्णवे भरताय च ॥

धनंजय

[૧]

# જીવન પ્રભાત

મારો જન્મ થાય એ પહેલાં ઈ. સ. ૧૮૫૩માં ગુજરાતી રંગભૂમિની શરૂઆત થઈ ચૂકી હતી. મારે રંગભૂમિના નટ થવું હતું. એનું આકર્ષણ કોણ જાણે કેમ આનુવંશિક સંસ્કાર કહો કે પૂર્વનો કોઈ અજ્ઞાત-તંતુ ગણો, મને બાળપણથી હતું. મારી અગાઉના નટોનો ભવ્ય વારસો મને અને બીજાઓને મળવાનો હોય એમ રંગભૂમિની સ્થાપના મુંબઈના શિક્ષિત પારસીઓએ કરી હતી. આ શોખીન કલાકારોએ પારસી ગુજરાતીમાં નાટક ભજવવાની પહેલ કરી. ત્યાર પછી વીસ જેટલી કલબોએ નાટ્ય ભજવણી શરૂ કરેલી. એમને જોઈ શોખીન હિંદુઓ પણ શુદ્ધ ગુજરાતીમાં નાટક ભજવવા

બહાર પડ્યા હતા. હિંદુઓએ નાટક લખવાનો આરંભ ઈ. સ. ૧૮૫૦માં કર્યો હોય એમ જણાય છે.

આ જ રીતે બંગાળમાં ઈ. સ. ૧૮૩૬માં, મહારાષ્ટ્રમાં ઈ. સ. ૧૮૪૩માં, હિંદી ભાષામાં ઈ. સ. ૧૮૫૩માં શરૂઆત થઈ હતી. ઉર્દૂમાં લખનૌના નવાબ વાજીદઅલીશાહે ઈ. સ. ૧૮૫૩માં ઇંદરસભા ઓપેરા નાટક લખાવી પોતાના મહેલમાં ભજવેલું.

ગુજરાતના નાટ્ય શોખીનો આટલું કરી અટકી ગયા નથી. પરંતુ એમણે આગળ વધી ઈ. સ. ૧૮૬૮માં ધંધાદારી નાટક મંડળીની શરૂઆત કરી હતી. ઈ. સ. ૧૮૭૦-૭૧ માં શુદ્ધ ઉર્દૂ રંગભૂમિની શરૂઆત કરી, હિંદુ માસ્તર નરોત્તમનું પારસી માલિક દ્વારા અપમાન થયું અને સંવત ૧૮૭૦ માં ગુજરાતી નાટક મંડળીની શરૂઆત થઈ.

આ સમય દરમિયાન અનેક ધંધાદારી નાટક મંડળીઓ ગુજરાત, કાઠિયાવાડ તથા ઉર્દૂ મંડળીઓ ઉત્તર હિંદમાં, પંજાબમાં, બંગાળમાં, મદ્રાસ, રંગુન, આફ્રિકા, અરે, છેક જાવા સુમાત્રા સુધી ગઈ હતી.

આ સમયના નટવર્ગમાં પારસીઓ, બ્રાહ્મણો, નાયક-ભોજકો, મુસલમાનો, ઈરાનીઓ મુખ્ય નજરે પડે છે. સર્વશ્રી અમૃત કેશવ નાયક, વલ્લભ કેશવ નાયક, સોરાબજી ઓગરા, દયાશંકર વસનજી ગિરનારા જેવા કલાકારો, રણછોડભાઈ જેવા ગુજરાતી નાટ્યના પિતા, અભિનેત્રીઓમાં મીસ મેરી ફેન્ટન, એને પગલે આવતી ગૌહર, મોતીજાન, આગાજાન, ગુલાબ, ગંગા, મરહૂમ શેઠ બાલીવાલા જેવા કુશળ નટ-દિગ્દર્શક, આ બધા કુશળ કલાકારોએ શરૂ કરેલી પ્રણાલિ. એમનો ભવ્ય વારસો આજે મને અને બીજા અનેકને મળવાનો હોય એમ સંવત ૧૯૪૫ના વૈશાખ સુદી અક્ષયતૃતીયાના દિવસે (તા. ૩-૫-૧૮૮૯) મુંબઈ ગુજરાતી નાટક મંડળીનો જન્મ થયો.

વિધિનું વૈચિત્ર્ય ગણો કે નસીબની બલિહારી ગણો, કે આકસ્મિક ઘટના ગણો, મારો જન્મ પણ આ જ સાલમાં સંવત ૧૯૪૫ના પોષ વદ ૧૪ ને બુધવારની સાંજે ગોરજ સમયે (તા. ૩૦-૧-૧૮૮૯) વીસનગરના શ્રીમાળી ભોજકોમાં પ્રસિદ્ધ ગાયક ત્રિભોવનદાસના પુત્ર બૂધરદાસ તથા પુત્રવધૂ કૃષ્ણાના પેટે થયો હતો.

એક તરફ દયાશંકરની મંડળી સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદીના "કાન્તા" નાટકને બહાર મૂકી પ્રેક્ષકોનું ધ્યાન ખેંચી ઉન્નતિનાં પગથિયાં ચડતી હતી તો બીજી તરફ મારા પૂ. દાદાના સંગીતની સૂરાવલિમાં ઉછરી, આજુબાજુના સંસ્કાર ઝીલી, મારો અંતરનટ તૈયાર થતો હતો પાપા...પગલીએ...

સ્મરણના તંતુ લંબાવું છું અને વીસનગરનો આજનો અનેકવિધ પ્રવૃત્તિઓથી ધમધમતો સ્ટેશન રોડનો રસ્તો નિર્જન જણાય છે. નાનકડું લીમડાવાળું ઘર, આજુબાજુ પાટીદાર, નાયક-ભોજક અને ઇતર જ્ઞાતિજનોનો વસવાટ. બાહ્ય ચળકાટ ઓછો, પૈસો ઓછો પરંતુ આંતરશાંતિ સમૃદ્ધ. નાનકડા ઘરના એક ખૂણેથી મારા દાદા પૂ. ત્રિભૂવનદાસના તાનપૂરા સાથે ઘૂંટાએલા અવાજના સ્વરો સ્મરણાંકિત થાય છે.

વીસનગરના ભોજકોમાં અમારું ઘર ત્રણ પેઢીથી સામાન્ય સુખી ગણાતું હતું. મારા દાદા ત્રિભુવનદાસે સંગીતની સાધના કરી કીર્તિ વધારી હતી. અમારી જ્ઞાતિમાં, રાજ્યમાં અને ખાસ કરીને જૈનોમાં તેઓ જાણીતા ગવૈયા હતા. બાળપણમાં જોધપુરમાં રહી ખાંસાહેબ છોટા ફખરૂદ્દીનખાં પાસે રહી એમણે સંગીતની તાલીમ પ્રાપ્ત કરી હતી. જયપુરના રાજા રામસિંહના દરબારમાં દોઢસો ગવૈયાઓની જોડીમાં છોટા ફખરૂદ્દીન પણ નામી ગવૈયા હતા. ત્રિભુવનદાસે એમની સેવા કરી સંગીતની વિદ્યા પ્રાપ્ત કરી હતી. સંગીતવિદ્યા પ્રાપ્ત કર્યા પછી એમની કીર્તિ અમદાવાદના શ્રેષ્ઠી-શ્રાવકોમાં ગાયક તરીકે

સારી હતી. ઘરનાં મોટેરાં વાતો કરતાં કે અમદાવાદના શ્રેણીઓની ઓળખાણ એમને પૈતૃક વારસામાં મળી હતી. એમના પિતા મનસુખ ઠાકોર, એમના પ્રદાદા જગન્નાથ ઠાકોર એ ત્રણે એમના સમયમાં વિખ્યાત ગાયકો હતા. ઉપરાંત જૈન શાસ્ત્રો ભણેલા. જૈન કથાઓ અને રાસોના ગાયકો તેમજ લહિયા હતા. તેઓ અમદાવાદના નગરશેઠ હેમાભાઈ વખતચંદના ઘરના ભોજકો ગણાતા. શેઠ હેમાભાઈએ પાલીતાણાનો મોટો સંઘ કાઢ્યો ત્યારે ભાઈચંદ ઠાકોરે ઈ. સ. ૧૮૩૪માં શેઠની પ્રશસ્તિ લખી હતી તેવો શેરો એમણે એક નોંધમાં કરેલો છે. ત્યાર પછી ત્રિભુવનદાસ પણ શેઠ જેસંગભાઈને ત્યાં વર્ષો સુધી ગવૈયા તરીકે રહેલા. જેસંગભાઈ પણ એક કલાપ્રિય સજ્જન હતા.

મારા જન્મ વખતે અમારા ઘરના આઠ માણસોમાં મારા દાદા ત્રિભુવનદાસ, દાદી પ્રાણીમા, મારાં માતા–પિતા, અમારા ભાણા છોટાલાલ, હું અને મારા મોટાભાઈ મોતીલાલ, તેમજ મોટાં બહેન મૂળીબહેન હતાં. ઘર ભર્યું ભર્યું અને પ્રસન્ન હતું. તંદુરસ્તીને કારણે બચપણમાં મારા તરફ સૌને વહાલ પેદા થતું એમ મેં પાછળથી જાણેલું. મને પહેલું બોલતાં આવડ્યું ત્યારે બધાને કાકા કહીને બોલાવતો. થોડી સમજણ વધતાં માતાને બહેન, પિતાને નાના બાબા, અને દાદાને મોટા બાપા કહેતો હતો.

ઈ. સ. ૧૮૯૪–૯૫ પછીની શૈશવની ઘણી સવારો દાદાના સુમધુર સંગીતના આલાપ સાંભળવામાં પસાર થતી. દાદા જ્યારે આનંદઘનજીનાં પદો ગાતા ત્યારે ભક્તિના વાતાવરણથી ઘર ભરાઈ જતું. ગીતગોવિંદની અષ્ટપદીઓથી સમગ્ર વાતાવરણ પ્રફુલ્લિત અને પવિત્ર બની જતું. આ વખતે મારા પિતા પણ કોઈક વાર તાનપૂરાનો સાથ આપતા. આ વખતે અમારું ઘર જાણે સંગીતનો અખાડો બની જતું. રોજના આવા અભ્યાસને લઈને ઘરના નાના મોટા સૌના કાન સારા નરસા ગવાતા સંગીતને પારખતા થઈ ગયા હતા. એની અસરનું એક દૃષ્ટાંત અહીં નોંધનીય જણાય છે.

દાદાનાં નાનાં બહેન અને અમારાં જમનાફોઈ એમના ભાઈનો રોજનો અભ્યાસ સાંભળીને પોતાની મેળે ગાતા થઈ ગયાં હતાં. દહેરાસરમાં ચૈત્યવંદન કરતાં એમના કંઠમાંથી વહેતાં સ્તવનો સાંભળવા શ્રાવક – શ્રાવિકાઓ એકઠાં થઈ જતાં હતાં. એનાથી પણ વધારે ધ્યાન ખેંચનારો બનાવ આ પ્રમાણે બન્યો.

એક સમયે મારા ઘરની મેડીએથી તાલબદ્ધ અને સૂરીલા અવાજે સંગીતનો રિયાઝ થતો સંભળાયો. ઘૂંટાઈને આવતા આ આલાપને સાંભળતાં દાદીમાને લાગ્યું કે ત્રિભુવન કોઈ રાગનો રિયાઝ કરી રહ્યા છે. એટલે તેના આનંદમાં ભંગ ન પડે તે માટે દાદીમા ઘણી વાર સુધી એમના જમવાની રાહ જોતાં નીચે બેસી રહ્યાં. રિયાઝ પૂરો થતાં સીડી ઉપરથી નીચે આવતો પગલાંનો અવાજ સંભળાયો. દાદીમાએ સીડી તરફ નજર નાખતાં એમના આશ્ચર્યની વચ્ચે ત્રિભુવનને બદલે જમના ફોઈને નિહાળ્યાં. ત્યારે જ દાદીમાને ખબર પડી કે આ ગાનાર ત્રિભુવન નહિ પરંતુ તેમનાં નણંદ જમનાબેન હતાં.

દાદાનો સંગીતનો રોજનો અભ્યાસ મારા કાન ઉપર અથડાઈ અવનવા તરંગો અને આકારો ધારણ કરતો હતો. એવા જ બીજા સંસ્કારો પણ મારા બાલમાનસને ઘડવામાં પોષક નીવડ્યા હશે અને મુખ્ય આકારને પુષ્ટ કર્યો હશે એમ આજે જણાય છે.

જૈન ધર્મ પ્રત્યેનો સ્વાભાવિક અનુરાગ અમારા ઘરમાં હતો. પરિણામે તિથિ – તહેવાર, રીતરિવાજ, ધર્મ પ્રત્યેની આસ્થા કોઠે પડી ગયાં હતાં. ઘરના મંગળ પ્રસંગ જ્યોતિષને આધારે ચાલતા. મુહૂર્ત ચોઘડિયું જોઈને તેનો આરંભ અને સમાપ્તી કરવામાં આવતાં.

ઘરમાં સૌથી વધારે વહેમી મારાં મોટી બહેન મૂળીબહેન હતાં. ચકલે મૂકેલા ઉતારને ભૂલથી પણ તેઓ ઓળંગવા દેતાં ન હતાં. ચકલે ઊભા રહી "બહેન, ઘેર ચાલો" આટલું પણ તેઓ બોલવા

દેતાં નહીં. આમ સ્વભાવગત રીતે જ ચકલેથી કે સ્મશાન પાસેથી પસાર થતાં "ચાલો" એટલા શબ્દો પણ શેં બોલાય? એમને ભય હતો કે ચકલાનું ભૂત કે સ્મશાનમાં ભટકતા મલીન અશરીરી આત્માઓ અમારી વાંસે થાય અને અમને પીડા કરે!

એવી જ રીતે તાવતરીયા વખતે ઔષધ સાથે બાધા આખડી પણ રાખતા હતા. બાધામાં નાળિયેર કે ઘીના દીવા કરતા. આખડીમાં હાથ ઉપર પગની આંટી ભરાવી પાંચ કોળિયા અન્ન લેતાં. અને શીતળા–ઓળી વખતે શીતળા માતાનો ચોક ઝારતાં. ચોકનો કચરો માથે ચઢાવતાં. અને એની રજ અમારા માથે પણ ભરાવતાં અને માનતાં કે હવે માતાજી સર્વ કુશળક્ષેમ કરશે.

ઘરના પુરુષો આવી વાતોમાં માથું મારતા ન હતા. સૌને પોત-પોતાની શ્રદ્ધા પ્રમાણે વર્તવા દેતા. જોકે માતાની આઠમનો ઉપવાસ અને એવા બીજા ધાર્મિક પ્રસંગોમાં પુરુષો પણ ભાગ લેતા. પણ ભૂત-પ્રેતની વાત નીકળે તો એનો સખત વિરોધ કરતા. ભૂવા, ડાકલાં, ધૂણવાના ધતિંગને ધિક્કારતા હતા.

મારા પિતાને કર્મવાદના સિદ્ધાંતમાં વિશ્વાસ હતો. આથી તેઓ આવી વહેમભરી વાતોનો હંમેશાં સામનો કરતા. અને આસો વદ ૧૪ જેવી કહેવાતી ભૂત–પ્રેતની સાધનાની રાતે એકલા સ્મશાનમાં ઘૂમી આવતા. ત્યાં ઊભા રહી ભૂત–પ્રેતને પોતાના નામે પડકાર આપતા. એમના જન્મથી (સંવત ૧૯૧૦થી) તે મૃત્યુપર્યંત તેમના જણાવ્યા પ્રમાણે કોઈ ભૂત એમની નજરે પડ્યું ન હતું.

તેઓ ભોળા અને પ્રામાણિક હતા. પિતાની છાયામાં રહીને સેવા કરતા. તેઓ દયાળુ તો એટલા બધા હતા કે એક વખત કૂતરાને એમની લાકડી વાગતાં પ્રાયશ્ચિત રૂપે ઘેરથી શીરો કરી એને ખવરાવી અંતઃકરણપૂર્વક ઈશ્વર પાસે માફી માગી પછી જ ઘેર આવ્યા. બીજા એક પ્રસંગે જીવના જોખમે એક વાંદરીના બચ્ચાને બચાવી વાંદરી પાસે મૂકી આવ્યા. એમના જીવનના આવા પ્રેરક પ્રસંગો દ્વારા આકૃ-

માત્ર પ્રત્યે પ્રેમ, દયા અને સહાનુભૂતિના પાઠ પરોક્ષ રીતે અમને શીખવા મળતા હતા. તે મને આજે સમજાય છે.

હું નાનપણમાં ખૂબ બીકણુ હતો. મને કોણ જાણે કેમ, ભૂત-પ્રેતનો ડર સવિશેષ લાગતો. મારા પિતા ઘણીવાર મારી પાસે બેસી મને હિંમત આપતા. ભૂત–પ્રેત એ માનવમનની એક કલ્પના છે એમ સમજાવતા. અને મને હિંમત આપવા પ્રયત્ન કરતા. મારી છ કે આઠ વર્ષની ઉંમરના ગાળા દરમિયાન બનેલો એક બનાવ અત્રે નોંધું છું. જેના ઉપરથી મારો ઉછેર, મારા સંસ્કાર, મારા મનની રચના વગેરેનો થોડો ખ્યાલ આવશે. તે પૈકી ભૂતનો મારો પહેલો અનુભવ આ પ્રમાણે હતો.

મારા દાદા અમારા મોટા ઘરમાં રહેતા હતા. ઘરમાં વચમાં ચોક, આગળ પરસાળ, પાછળ બે ઓરડા અને ઉપર મેડી હતી. હું સૌમાં નાનો હોવાથી દાદાનો લાડકો, મને જાંબુ બહુ ભાવતાં આથી તેઓ મને "બેટી જાંબુ" કહી બોલાવતા. અને એમની સાથે જ વહાલથી સૂવાડતા.

એક રાત્રે હું નિયમ પ્રમાણે પરસાળમાં સૂવા ગયો. એમણે તુરંત પૂછ્યું, "જાંબુ, તારે પાણી પીવું છે ?" મેં ના પાડી એટલે સૂચના આપી, "જો રાતે તરસ લાગે તો મને ઉઠાડજે. ગંદા હાથે પાણીના વાસણને કે પવાલાને અડકીશ નહિ. જા, હવે પગ સાફ કરી નાખી પથારીમાં સૂઈ જા." ત્યાર પછી હું પથારીમાં પડ્યો. અને એમણે નિત્ય નિયમ પ્રમાણે પ્રાર્થના શરૂ કરી. થોડી વારે દીવો રાણો કરી એ પણ મારી પાસે આવી સૂઈ ગયા. અને મારા માથા ઉપર વહાલથી હાથ ફેરવવા લાગ્યા. થોડી જ વારમાં હું ઘસઘસાટ ઊંઘી ગયો. મધરાત થતાં અચાનક મને પાણીની તરસ લાગી અને પાણી પીવા ચોકમાં જાઉં છું ત્યાં એક ભયાનક આકારને મેં મારી આંખો સમક્ષ જોયો. મારા હોશકોશ ઊડી ગયા, ભયથી ધ્રૂજવા

લાગ્યો, છાતી ધડક ધડક થવા લાગી, શ્વાસ ઊંડો ઊતરી ગયો, આખું શરીર પરસેવાથી નીતરવા લાગ્યું, બૂમ પાડવા જેટલી હિંમત પણ મારામાં રહી નહીં, ચકળવકળ આંખો ઘડીમાં આકારને જોતી તો ઘડીમાં મીંચાઈ જતી. મને એમ લાગ્યું કે આ ભૂત જ છે. અને મને ખાઈ જશે. ભૂતથી બચવા મેં માથે પગે ઓઢી લીધું. અને અંદર ને અંદર કણસવા માંડ્યું. એનો અણસારો દાદાને પહોંચતાં તેઓ જાગૃત થયા અને વહાલથી પૂછવા લાગ્યા, "શું છે? કેમ ધ્રૂજે છે બેટી?" એમ કહી મારે શરીરે હાથ ફેરવવા લાગ્યા. મેં ચીસ નાખી કહ્યું, "મોટા બાપા, ચોકમાં ભૂત છે!" તેઓ સમજી ગયા. ભીંત ઉપર લટકાવેલાં એમનાં પાઘડી, અંગરખી લઈ લીધાં. ત્યાં તો ભૂત અદૃશ્ય થઈ ગયું. ત્યાર પછી એમણે દીવો કર્યો. અને મને સમજાવવા એ જ જગાએ પાઘડી, અંગરખી લટકાવ્યાં, અને પૂછ્યું, "જો આ ભૂત છે કે મારાં કપડાં?" ત્યાર પછી મને ખાતરી થઈ કે આ તો કપડાંનો ઓળો હતો. મને શાંત કરી, પાણી પાઈ કરી પોતાની પાસે પડખામાં સુવાડ્યો. અને આખી રાત મારી કાળજીમાં તેઓ ઊંઘ્યા પણ નહીં હોય. બીજા દિવસે ઘરના બધાઓને ઠપકો આપતાં કહ્યું કે, "આવા ફૂલ જેવા કૂમળા મનના બચ્ચા આગળ વહેમની કે ભૂત-પ્રેતની વાતો કોઈએ કરવી નહીં. કાલે રાતે એ ખૂબ ભડકતો હતો" એમ કહી સમગ્ર બનાવ સૌની આગળ કહી સંભળાવ્યો. આ બનાવ પછી જ્યારે કંઈ અસ્પષ્ટ જોઈને ભય લાગતો ત્યારે આ બનાવ યાદ આવતો. અને મનમાં થતું કે આ પણ કોઈ ઓળો હશે!

મારા બાળપણનો એક બીજો પ્રસંગ.

મારા મોટા ઘર સામેની ખડકીમાં અમારું નાનું ઘર હતું. તે વખતે શાકભાજી વેચવા માટે માથે ટોપલા મૂકી, લહેકાદાર અવાજે બોલતી શાકવાળીઓ મહોલ્લે મહોલ્લે અને શેરીએ શેરીએ ઘૂમતી. મારાં બા જ્યારે આ શાકવાળીઓ પાસેથી જરૂરી શાકભાજી ખરીદતાં

ત્યારે કોઈ ખાઉ ચીજ લેવડાવવાની મને ટેવ પડી હતી. દાણાના બે કે ત્રણ ગાગાં જામફળ, બોર, જાંબુ, શેરડી વગેરે ખા કે મોટી બહેન પાસે લેવડાવતો. મોટી બહેન ભાગ પાડી અમને વહેંચી આપતાં હતાં. પણ આ વહેંચણીથી મને સંતોષ થતો ન હતો. આથી નાના મોટા કજિયા કરતો. અંતે મોટી બહેનના ભાગમાંથી કંઈક પડાવતો ત્યારે જ મારો કજિયો મટતો. મારા મોટાભાઈ મોતીલાલ શરીરે દૂબળા હતા. શરદી – ગરમીની અસર એમને જલદી થતી. આથી મોટી બહેનને એમની ચિંતા રહ્યા કરતી. પરિણામે કુદરતી રીતે એમની ખાવાપીવાની કાળજી તેઓ મારા કરતાં સવિશેષ લેતાં. પોતાની પાસેની કોઈ ચીજ હોય તો તેઓ મારા મોટાભાઈને પહેલાં આપતાં. આ મને પાલવતું ન હતું.

આથી એક દિવસે પેટ ભરીને બોર ખાવા મોટી બહેનની પેટીમાંથી એક પૈસો ચોર્યો. બજારમાંથી બોર લીધાં. અને ખાતા ખાતા ઘર સુધી આવતાં ખવાય તેટલા બોર ખાઈ લીધાં. ઘેર આવી મોટી બહેનને કહ્યું, “આ બોર મોટાભાઈ અને તમે વહેંચી લેજો.” આમ બોલી મારા બંને ખિસ્સાં અને ફાંટમાં હતાં તેટલા બોર બહેનના ખોળામાં ઠાલવ્યાં. એમણે આશ્ચર્યથી પૂછ્યું, “આટલાં બધાં બોર ક્યાંથી લાવ્યો?”

હું : મને બોરવાળીએ આપ્યાં.

બહેન : આટલાં બધાં બોર કોઈ મફત આપે નહીં.
સાચું બોલ.

હું : એક પૈસાનાં લીધાં છે.

બહેન : પૈસો ક્યાંથી લાવ્યો?

હું : બજારમાંથી જડ્યો.

બહેન : આટલા વહેલાં બજારમાં કેમ જવું પડ્યું?
કદી મને તો પૈસો જડ્યો નથી. તને ક્યાંથી જડ્યો?

આનો જવાબ હું આપી શક્યો નહિ. આથી હું નાસી જાઉં નહિ એટલા માટે મારો હાથ પકડી પેટી પાસે તાણી ગયાં અને પૈસા ગણી જોયા. એક પૈસો ઓછો જોઈ બોલ્યા, "અરરર ! આવો તું જૂઠાબોલો અને ચોર ! જા, ઘરમાંથી જા. મારે તારું કામ નથી. આવો જૂઠાબોલો છોકરો આ ઘરમાં ન જોઈએ. આને કોઈ બોલાવશો નહિ, એમ બધાને કહી દઉં છું." આટલું બોલી મને ખેંચીને ઓટલાની ધાર ઉપર નેવા નીચે બેસાડી આવ્યાં. અને ઘરકામમાં વળગ્યાં. એક બે કલાક મારી સામે જોયું પણ નહિ. બેનનો ઠંડો ગુસ્સો જોઈ મારા મોટાભાઈ અને બા મારી પાસે આવ્યાં. પણ મોટી બહેને તેઓને પણ ઘરમાં બોલાવી લીધાં, અને કહ્યું, "એની પાસે ઊભા રહેશો નહિ. એનો ચેપ આપણને પણ લાગે." શરૂઆતમાં હું પણ મોં ચઢાવીને બેઠો. પણ મારા મનમાં હતું કે જમવા વખતે તો બા આપોઆપ બોલાવવા આવશે. પણ એમણે તો મારાં ભાઈ-બહેનને નવરાવી-ધોવરાવી, ખવરાવીને કામે વળગાડી દીધાં. એમણે પણ બહાર જતાં મારી સાથે અબોલા કર્યાં હતાં. આ શિક્ષા મારે માટે ભારે હતી. પૈસો લેતી વખતે મને ખબર નહિ કે, મોટીબહેન અને બા પણ મારી સાથે અબોલા કરશે. આમ ધીમે ધીમે મને પશ્ચાત્તાપ થવા લાગ્યો. ચોર-ગુનેગારની પેઠે બહાર બેસી રહેતાં શરમ આવવા લાગી. જો એક વખત પણ બહેન બોલાવે તો આવું ભવિષ્યમાં કદાપિ નહિ કરું એવી કબૂલાત આપવાનો મનોમન નિશ્ચય કર્યો. પણ બોલાવનારનાં પગલાં સંભળાતાં ન હતાં. આથી મારું હૃદય ભરાઈ આવ્યું. હું બહાર બેઠા બેઠા જોઈ શક્યો હતો કે, મારાં બાએ હજુ સુધી ખાધું નહતું. આથી મારાં આંસુ પાંપણો સુધી આવીને અટક્યાં હતાં. એટલામાં વરસાદનું ઝાપટું આવ્યું. નેવાનાં પાણીથી શરીર પલળી ગયું. સુસવાટાભેર વાતા પવનથી ભીંજાયેલું શરીર ધ્રૂજવા લાગ્યું. ત્યારે ફરી પાછું મનમાં થયું કે હવે તો બહેન કે બા આવી ઘરમાં લઈ જશે. પરંતુ હજુ પણ તેઓ મારી સામે

જોતાં ન હતાં. આથી મને બહુ ઓછું આવ્યું. બોલાવ્યા વિના ઘરમાં જવા પગ ઊપડતો ન હતો. આથી પાંપણો સુધી આવેલાં આંસુ અટકી પડચાં. અને મેં જોરથી રોવું શરું કર્યું. ત્યાં તો મોટી-બહેન બહાર દોડી આવ્યાં. અને મારો હાથ ઝાલી ઘરમાં આવવા જણાવ્યું. એટલામાં તો દાદા પણ આવી પહોંચ્યા. અને મોટી બહેને બધી વાત દાદા સમક્ષ દોહરાવી. દાદાએ ઠપકાભર્યા અવાજે શાંતિથી સમજાવતાં કહ્યું, "તારે જે જોઈએ તે મારી પાસે માગજે પણ આવું ન થાય બેટી જાંખુ!" આમ કહી મને મોટે ઘેર તેડી ગયા. કપડાં બદલાવ્યાં. ખોળામાં બેસાડી સગડીના તાપે તપાડચો-અને મારા ગાલ ઉપર વહાલથી એમની દાઢી ઘસતાં ઘસતાં એક વાર્તા સંભળાવી.

"એક છોકરો હતો. એણે એક વખત ચોરી કરી. નાની ચોરી કરતાં કરતાં ભયંકર ચોર બન્યો. એક વખત તે રાજાને ત્યાં ચોરી કરવા ગયો. ચોરી કરતાં તે પકડાઈ ગયો. રાજાએ એને ફાંસીની સજા કરી. ફાંસીએ ચડતાં પહેલાં એણે પોતાની માતાને મળવાની માગણી કરી. રાજાએ એની માતાને બોલાવી. મા–દીકરાને એકાંતમાં મળવાની રજા આપી. મા–દીકરો એકાંતમાં વાતો કરવા લાગ્યાં. કાનમાં વાત કહેતા કહેતા દીકરાએ માનું નાક કરડી લીધું અને બોલ્યો, "પહેલી ચોરી કરવાની તને જાણ થતાં તેં મને અટકાવ્યો હોત તો આજે મારી આ સ્થિતિ ન આવી હોત."

આ વાર્તા દરમિયાન મારા મુખપ્રદેશ પર બદલાતા ભાવો દાદાએ વાંચી લીધા હતા. વાર્તા પૂરી કરતાં એમણે કહ્યું, "કહ્યા વગર કંઈ પણ લેવું એ એક પ્રકારની ચોરી જ છે. જા, હવે, તારી મોટી બહેન પાસે. એને કહેજે કે હવેથી કદી કહ્યા વગર કોઈ વસ્તુ લઈશ નહિ." હું દોડતો દોડતો ગયો. અને મોટી બહેનની કોટે વળગી પડચો. બહેને કહ્યું, "ચાલ હવે જમી લે." ત્યાર પછી

આવું નહિ કરવાના સોગંદ આપ્યા હતા. એમના સોગંદ મેં આજ દિન સુધી પાળ્યા છે. છતાં બે પ્રસંગો એવા બન્યા જેમાં મારે પીછેહઠ કરવી પડી છે. પહેલો પ્રસંગ ઈ. સ. ૧૯૦૩માં મારાં લગ્ન પછી ગોત્રજ સમક્ષ આપેલા સોગંદ હું પાળી શક્યો ન હતો. અને બીજો પ્રસંગ ઈ. સ. ૧૯૧૫માં એક દુકાનમાંથી એક રૂપિયા વધારાનો લેવાનો અપરાધ કરી આ સોગંદ તોડ્યા હતા. આ બધું હું ક્રમસર આગળ જણાવીશ. હાલ તો મારા બાળપણની વાત તરફ આવું છું.

ત્રીજો બનાવ મને ઉપાશ્રય પાસેથી એક પૈસો જડ્યો. એને લગતો હતો. પર્યુષણ પર્વ એ જૈનોમાં મોટું પર્વ ગણાય છે. આ આઠ દિવસ દરેક જૈન સેવાપૂજા કરવા જાય છે. વ્રત તપશ્ચર્યા આદરે છે. સવાર સાંજ પ્રતિક્રમણ કરવા ઉપરાંત ઉપાશ્રયમાં બે વખત વ્યાખ્યાન સાંભળવા જાય છે. ભોજકોને પણ આ પર્વ દિવસો પૂજાવિધિ કરાવવાના અને વાર્ષિક આવક માટેના ગણાય છે. તેમાં આજે મહાવીર ભગવાનનો જન્મ વાચનદિન હતો. આ મહત્ત્વના દિવસે હું પણ મારા પિતા સાથે ઉપાશ્રયમાં ગયો હતો. ઉપાશ્રયની મધ્યમાં પાટ ઉપર સાધુ મહારાજ બેસી વ્યાખ્યાન પૂરું કરવા આવ્યા હતા. આખો ઉપાશ્રય માણસોથી ઊભરાતો હતો. બાજુનો ચોક પણ ભરેલો હતો. ઉપાશ્રયના બારણામાં પણ માણસો ઊભાં હતાં. નવા આગંતુક માટે પગ મૂકવા જેટલી પણ જગા ન હતી. વ્યાખ્યાનનું છેલ્લું વાક્ય પૂરું થયું ત્યાં તો બધા આનંદમાં આવી ભગવાન મહાવીરનો જય પોકારી ઊભા થઈ ગયા. કંકુવાળા ચોખા અને પૈસા ઉછાળવા લાગ્યા. નાળિયેર વધેરી શેષ વહેંચવા લાગ્યા. એકબીજાને કંકુના થાપા મારવા લાગ્યા. અને છેલ્લે સાધુ મહારાજને વંદવા માટે એટલો મોટો ધસારો થયો કે મારા પગ કચડાઈ ગયા. વાંદીને જનારાઓનો એટલો ધસારો હતો કે એમના ધક્કે ચડી હું છેક દરવાજાની બહાર આવી ગયો.

હવે અંદર જવાની આશા છોડીને હું ઘર તરફ વળ્યો એ જ વખતે રસ્તામાંથી મને ચળકતો એક પૈસાનો સિક્કો જડ્યો. એના માલિકને હું શોધવા લાગ્યો. કોઈએ મારી વાત લક્ષમાં ન લીધી એટલે મંડીના ખાંચામાં ઉપાશ્રય પાસેના ઊંચા ઓટલાવાળા મોટા મકાનના ઓટલા ઉપર ચડીને મેં બૂમો પાડવા માંડી, "કોઈનો પૈસો ખોવાયો છે? મને જડ્યો છે. નવો નક્કોર છે." મારી વાત સાંભળી ન સાંભળી કરીને લોકો પોતાને માર્ગે જતા હતા. મેં વધારે બૂમો પાડવા માંડી. એ જ વખતે તે ઘરમાંથી એક તેજસ્વી યુવાન બહાર નીકળ્યા. મારી પાસે આવી મારા ખભા ઉપર હાથ મૂકતાં ઉત્સાહ આપતાં લાગણી-ભર્યા સ્વરે કહ્યું, "જો, સાંભળ. કોઈનો પૈસો ખોવાયો છે? આમ ન પૂછાય. નવો નક્કોર છે એમ પણ ન બોલાય. પણ પૈસો મુઠ્ઠીમાં છુપાવી, કોઈની કોઈ ચીજ ખોવાય છે? આમ પૂછાય. નહિ તો તારા હાથમાંનો પૈસો જોઈ કોઈ જૂઠો માણસ કહેશે કે મારો છે, તો તું શું કરીશ?" મારા ધ્યાનમાં એમની વાત ઊતરી. મેં એમને જ પૂછ્યું, "હવે આ પૈસાનું શું કરું?" એમણે માર્ગ કાઢી આપ્યો કે, તને ઉપાશ્રય પાસેથી જડ્યો છે. એનો માલિક ન જડે તો તારે હાથે જ તું એને ભંડારમાં નાખે તો? આમ કહી તેઓ મને દોરતા દોરતા ગિરદી ચીરી ઉપાશ્રયમાં ભંડાર પાસે લઈ ગયા. અને એ પૈસો મારે હાથે જ ભંડારમાં નંખાવ્યો. આ વખતે મારા પિતા મને જ શોધતા હતા. મને આ તેજસ્વી જૈન યુવાન પાસે ઊભેલો જોઈ તેઓ અમારી પાસે આવ્યા.

મને શોધતા શોધતા આવનાર મારા પિતા છે એમ જાણતાં એમણે ભલામણ કરતાં મારા પિતાને કહ્યું, "આ બાળકને ભણાવજો. હું તેનું ઉજ્જવળ ભવિષ્ય જોઈ રહ્યો છું."

આ વખતે મને ખબર ન હતી કે મારી સાત વર્ષની ઉંમરે મારે માટે ભલામણ કરનાર આ તેજસ્વી યુવાન તે રાજરત્ન મહા-

સુખભાઈ શેઠ, ૩૫ વર્ષ પછી જ્યારે ઈ. સ. ૧૯૩૨માં હું રંગભૂમિથી નિવૃત્ત થઈશ ત્યારે રાજકીય સેવા કરવામાં મને દોરવણી આપશે, વીસનગરમાં સાહિત્ય કલામંડળ સ્થાપવા સહકાર આપશે, વીસનગરના યુવાન મિત્રોના સહકારથી ભજવેલાં નાટકોમાં રસ લઈ અને જીવનના છેલ્લા દિવસ સુધીના શુભેચ્છક બની રહેશે.

અમારા ઘરમાં કોઈ અંગ્રેજી ભણ્યું ન હતું. વીસનગર મહાલમાં અંગ્રેજી શિક્ષણ ઈ. સ. ૧૮૭૫માં સર સયાજીરાવ ત્રીજા વડોદરા રાજ્યની ગાદીએ આવ્યા ત્યાર પછી દાખલ થયું. તે પહેલાં ગામઠી શાળાઓ હતી. મારા વખતમાં સ્ટેશન પાસે એક અંગ્રેજી શાળા શરૂ થઈ હતી. તેમજ ગુજરાતી કન્યાશાળા પણ સ્થપાઈ હતી. આ વખતે મારા એક પિત્રાઈ કાકા તુલસીદાસ અંગ્રેજી ભણતા હતા. વીસનગરમાં રહેતા અમારા પિત્રાઈઓમાં એ જ પહેલા મૅટ્રિક થયા હતા.

એમને જોઈ મારા પિતા પણ અમને ભણાવવા ઇચ્છતા હતા. અને યોગ્ય ઉંમરે કાળજીથી નિશાળે મૂકતા હતા. અમે ત્રણ ભાઈ-બહેનમાં સૌથી મોટા મૂળી બહેનને ઈ. સ. ૧૮૯૧માં સાતમે વર્ષે સરકારી કન્યાશાળામાં મૂક્યાં હતાં. અમારી નાતિમાં છોકરીને ભણાવવાની પહેલ મારા પિતાજીએ કરી હતી. મારાં બહેન ભણવામાં તેજસ્વી હતાં. દર વર્ષે તેઓ સારા ગુણ પ્રાપ્ત કરી પાસ થતાં. અને ઈનામમાં પુસ્તકો, રેશમી કપડું વગેરે મેળવતાં. ગુજરાતી સાતમું ધોરણ પાસ થવા પછી સામાજિક કારણથી એમને ઉઠાડી લીધાં હતાં. લગ્ન પછી પણ એમણે સ્વપ્રયત્નથી થોડું સંસ્કૃત અને હિંદીનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. જૈન ધર્મ ઉપરાંત મોટી ઉંમર થતાં વેદાંતમાં પણ એમણે પ્રગતિ કરી હતી.

મારા મોટાભાઈ મોતીલાલને ઈ. સ. ૧૮૯૩માં સાતમે વર્ષે શાળામાં મૂક્યા હતા. તેઓ પણ વિદ્યાનુરાગી અને ભણવામાં તેજસ્વી હતા. એમનો અભ્યાસ વધ્યા પછી એમને એમ. બી. બી. એસ.

થવા માટે મુંબઈની ગ્રાન્ડ મેડિકલ કૉલેજમાં મૂક્યા હતા. ત્યાર પછી મને પણ સાતમે વર્ષે ઈ. સ. ૧૮૯૬માં ગામઠી શાળામાં મૂક્યો હતો. આ ગામઠી શાળા શિક્ષણ માટે પ્રસિદ્ધ હતી. આ શાળાના હરગોવન મહેતાજી એક વિલક્ષણ પ્રતિભા હતી. કાળી ભરાવદાર મૂછો, વાણિયાશાહી કથ્થાઈ રંગની પાઘડી, શરીરે ધોળુ અંગરખું, અંગરખા ઉપર ખેસ, નીચે બ્રાહ્મણશાહી આગળ અને પાછળ પાટલીવાળેલું ધોતીયું, આ પહેરવેશમાં શોભતા સૌમ્ય, સહૃદયી મહેતાજીની પ્રેમભરી આંખો જ્યારે લાલ થતી ત્યારે દુર્વાસાની યાદ આવતી. તેમનો માર પણ વખણાતો. આ જમાનો હતો સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ધમધમનો.

અમારી શાળા ગોવિંદ ચકલાના ચોરા સામે લાંબા-પહોળા ડેલામાં બેસતી હતી. ડેલાના મોટા દરવાજાના એક બારણા પાસે મહેતાજી ભણાવવાનાં આયુધો લઈને બેસતા હતા. અને બીજા બારણા પાસે થઈને અવરજવરનો માર્ગ હતો. જનાર આવનાર ઉપર મહેતાજીની પાકી દેખરેખ હતી. ડેલામાં ત્રણ ચાર હારમાં બેઠેલા-પોણોસોથી સો જેટલા વિદ્યાર્થીઓ ઉપર મહેતાજીની ચકોર દૃષ્ટિ ફરી વળતી હતી. આળસુ કે અભ્યાસ સમયે વાતો કરનાર વિદ્યાર્થી ઉપર એક દડી ફેંકવામાં આવતી. આ દડી એ આવાહન પત્ર મનાતો. દડી લઈ વિદ્યાર્થી મહેતાજી પાસે હાજર થતો. ત્યારે સોટી, આંકણી કે સાટકા જેવા આયુધોમાંથી એક લઈ ગુનાના પ્રમાણમાં શિક્ષા થતી. શિક્ષાના પ્રકારો આવા હતા: અંગૂઠા પકડાવી પીઠ ઉપર આંકણી મૂકવી, ઊઠ-બેસ કરાવવી, બે હાથ બાંધી ગળાની પાછળ લઈ જઈ વચ્ચે પાટી ભરાવવી...વગેરે. શિક્ષાના આવા પ્રકારો જોઈ હું હેબતાઈ ગયો હતો. મહેતાજી શિસ્તના આગ્રહી અને કડક હોવા છતાં વિદ્યાર્થીના શુભેચ્છક હતા. એમનો વિદ્યાર્થી વિદ્યોપાર્જનમાં આગળ વધતો ત્યારે હર્ષ પામતા. કોઈ પદવી મેળવતો ત્યારે ગૌરવ લેતા હતા. મોટા થયા પછી મને આ બધું સમજાયું હતું. પરંતુ તે

વખતે મારનો પ્રયોગ મારા પૂરતો નિષ્ફળ ગયો હતો એમ એ વખતે અને આજે પણ લાગે છે.

મને શાળામાં મૂક્યા પછી થોડા દિવસોમાં જ મારાં માતા-પિતાએ અસંતોષથી ગણગણાટ શરૂ કર્યો. 'આને વિદ્યારાગ ઓછો છે, ભણી શકશે નહિ–એ તો પુત્રના લક્ષણ પારણામાંથી જણાય' એમ મોટી બહેન આગળ કહેતાં.

ખરી વાત એ હતી કે મને આંકમાં સમજ પડતી ન હતી. ગુણાકાર કરવાથી સંખ્યાંક બેવડા ત્રેવડા થાય એ વાત બુદ્ધિમાં ઊતરતી ન હતી. આથી આંક ગોખવા ગમતા ન હતા. સમજ્યા વિના રસ પડતો ન હતો. અને રસ પડ્યા વિના સ્મરણમાં રહેતા ન હતા. સાંજે રોજ સમૂહમાં રાગબદ્ધ રીતે આંક ગોખવાની તાલીમ શાળામાં આપવામાં આવતી. આગળ જતાં પા, અડધા, પોણા, સવાયા, દોઢાં, અઢિયાં, ઊંઠાં વગેરે પણ સમૂહમાં બોલાવવામાં આવતાં. પણ મારે મન આ બધું અંધારી ગુફામાં પેસવા જેવું હતું. આ સામુદાયિક ગોખણ પદ્ધતિથી મારી સમજમાં વધારો થતો ન હતો. તેમ છતાં આમ કરતાં કરતાં હું પા પા પગલે બારાના ઘડિયા સુધી પહોંચ્યો હતો.

મારી મેળે આંક સમજવા જેટલી મારામાં એ વખતે શક્તિ ન હતી. પિતાને પૂછું તો સાંજનો રમવાનો સમય ઝૂંટવાઈ જશે એવી ભીતિ હતી. મહેતાજીને પૂછવા જેટલી હિંમત ન હતી. આથી મારે પલાખાંની સવાલવારી વખતે રોજ માર ખાવો પડતો હતો. નવો નિશાળિયો નવ દહાડા મટી હવે હું જૂનો થતો હતો. તેમ તેમ મારનો ભય સવિશેષ સતાવ્યા કરતો હતો. આથી હું નિશાળે જવાનું માંડી વાળતો. મારા પિતાને ખબર પડતાં જ મને પકડી પકડીને નિશાળે મૂકી આવતા હતા. આથી સવારથી સાંજ સુધીનાં મારાં સમય કેમે પૂરો થતો ન હતો. આ સમય દરમિયાન બીજા છોકરા-

ઓને માર ખાતાં જોતો. એક, બે, ત્રણ, ચાર...એમ સોટીના માર ગણતો. મને અનુકંપા થઈ આવતી. અને મહેતાજી ઉપર ક્રોધ પણ ચડી જતો.

આમ કરતાં હું પહેલી ચોપડીના થોડા પાઠ વાંચતો થયો હતોઃ પ્રથમ મૂળાક્ષર અને ત્યાર બાદ કક્કાના પદ શીખ્યો. આ પદનો મૂળાક્ષર સાથે ઉપયોગ કરી વાંચતાં શીખ્યો. શુદ્ધોચ્ચાર અને જોડાક્ષરના સ્પષ્ટ વાચનથી મહેતાજી રાજી થતા હતા. આ રીતે પહેલી ચોપડી મેં પૂરી કરી.

તેમ છતાં નિશાળ મને કેદખાના જેવી લાગતી હતી. ચાર દીવાલો વચ્ચે બંધિયાર વાતાવરણમાં અપાતું આ શિક્ષણ મારામાં રસ જાગૃત કરી શક્યું નહિ. પરિણામે ઘણી વાર જાણી જોઈને નિશાળે જતો ન હતો. ઘેરથી નિશાળે જવાનું કહી દેળિયા તળાવના સામા કિનારે ગરનાળા છે ત્યાં છુપાઈ રહેતો. પાસેના મંદિરમાં અવારનવાર ઊતરતા બાવાઓની દિનચર્યા જોયા કરતો. તેઓની સ્નાન, પૂજા અને સેવાવિધિ બારીકાઈથી નિહાળવામાં મને આનંદ આવતો. તેઓ ઘણીવાર રામાયણ વાંચતા, ત્યારે એમની સામે બેસીને ધ્યાનપૂર્વક શ્રવણ કરતો. આ વખતે મનમાં એવા તરંગો આવતા કે આપણે પણ બાવા હોઈએ તો કેવું સારું! પણ ગરનાળામાં છુપાવાનું લાંબો સમય બને તેમ ન હતું. મારા પિતાને ખબર પડે તો ઉત્પાત મચે તેમ હતું. ઘણીવાર મારાં મૂળીબહેન શાળા આગળથી નીકળતાં ત્યારે હું મહેતાજીની નજર ચૂકાવી બહાર નીકળી એમને વિનવતોઃ "બહેન, મને ગમે તેમ કરી છોડાવ." મારું વીલું મુખ જોઈ ઘણી વખત દયાથી પ્રેરાઈ તેઓ મને છોડાવતાં. મહેતાજીને જમવા જવાનું છે એવું કારણ દર્શાવતાં. પણ ઘેર આવ્યા પછી ઠપકો આપતા. અને મારી પથ્થરપાટી માગી કહેતા, "લાવ જોઉં તેં કયા ઘડિયા લખ્યા છે?" કહી ઝૂંટવી લેતાં.

પાટીમાં નાટકના પડદા, હાથી–ઘોડા વગેરે ચિતરામણ જોઈ બાને ફરિયાદ કરતાં: "બા, આ ભણવાનો નથી. હોં." ત્યારે બા ઉપરાણું લઈને કહેતાં, "આજે નહિ તો કાલે ભણશે. બધા એને ટોક ટોક કરશો નહિ. નહિ તો નઠોર થઈ જશે." આમ કહી બા પાસે બેસાડી મારી નાની નાની અડચણો દૂર કરતાં. એક તરફ મારો અભ્યાસ આમ રગડદગડ ચાલતો હતો. ત્યારે બીજી તરફ આ સમયમાં મને કથા-વાર્તા સાંભળવાનો સારો જેવો શોખ હતો. આમાંથી નાટક–ભવાઈ તરફ આકર્ષાયો હતો. સંગીતનું મને જ્ઞાન ન હતું. છતાં કર્ણપ્રિય અને તાલબદ્ધ સંગીત મને આકર્ષતું. મારી ઉંમરના બીજા છોકરાઓ કરતાં આની અસર મારી ઉપર તીવ્ર થતી હતી. એની ઘરનાંઓને ખબર ન હતી.

આવા જલસા મારી પડોશમાં વારંવાર થતા હતા. અમારા ઘરની પાસે ભોજક મોહનલાલ વૈદ્ય રહેતા હતા. કોઈ પણ જ્ઞાતિ-ભાઈ નાટકમાંથી રજા ઉપર આવ્યો હોય, સંગીત, નૃત્ય કે કથકી અદાકારી જાણતો હોય તો જ્ઞાતિભાઈઓને આમંત્રણ આપી એનો જલસો ગોઠવતા. આમાં હું હાજર રહેતો હતો. એવી જ રીતે અમારા ગોવિંદચકલાના ચોકમાં ભવાઈ થતી હતી ત્યાં પણ જતો હતો. અને ગામમાં રામલીલા આવે ત્યારે તો મારા આનંદનો પાર રહેતો ન હતો. રામલીલાના પડદા પરનાં મહેલો, જંગલો, પર્વતો, નદીઓ અને બીજાં અનેક પ્રાકૃતિક દૃશ્યો ઉપરાંત વિવિધ વેશ પરિ-ધાન કરી આવેલા રાજા, રાણી, રાજકુંવર, રાજકુંવરી, આ બધાં મને સાચાં લાગતાં હતાં. બીજા કોઈએ આનો સ્વાંગ લીધો છે એમ લાગતું ન હતું.

શાળામાં બેઠો હોઉં ત્યારે વાજતે ગાજતે રાત્રે ભજવવાના નાટકની જાહેરાત માટે ફરતા વિદૂષકને જોઈ મને કંઈને કંઈ થઈ જતું. પાણી પીવા જવાનું બહાનું કાઢી શાળામાંથી છટકી જતો.

વિદૂષક પાછળ ગામમાં રખડતો અને રામલીલાના માંડવા સામે આસન જમાવતો હતો. એમની રાતની તયારી જોવામાં નિશાળ, ઘર, ભૂખ-તરસ બધું ભૂલી જતો. અને કયારે રાત પડે અને ખેલ જોવા મળે એની ઉત્સુકતામાં દિવસ ઝડપથી પસાર થઈ જતો.

આ ઉપરાંત દાદાની લાગવગથી મેં બે ચાર નાટકો જોયાં હતાં. અને આ પછી મારા પાડોશી માળીની ઓસરીમાં નાનો માંડવો બાંધી કપડાંના પડદા લટકાવી જાડા કાગળના રાજારાણી બનાવી જોયેલા ખેલનાં પાત્રોનું અનુકરણ કરતો. એનો સંચાલક, દિગ્દર્શક અને પ્રેક્ષક હું પોતે જ હતો.

મારા અંતરનટને તૈયાર કરવામાં બહુરૂપીના વેશ, નળદમયંતીની કથા, ઈલાચીકુમારનું ચિત્ર, હરિશ્ચંદ્રનું નાટક વગેરેએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. એકધારી રીતે વહેતા જીવનને નાવીન્ય બક્ષનાર મનોરંજન પ્રત્યેક યુગ પોતાની આગવી રીતે મેળવી લે છે. મારા બાલ્યકાળમાં મારા ગામમાં પણ બહુરૂપી આવતા. તેઓ વિવિધ વેશ-પરિધાન કરી વાચિક તેમજ આંગિક અભિનય દ્વારા પાત્રને સજીવ બનાવતા. એમની વેશભૂષા પાત્રને અનુરૂપ રહેતી. આવા બહુરૂપીને જોઈ મને પણ થતું કે, લાવ એકાદ પાત્રની હું પણ નકલ કરું. પાત્રને અનુરૂપ એમની વેશભૂષા, આંગિક અને વાચિક અભિનય ઘણી-વાર એવાં તો સચોટ લાગતાં કે બાળમનને આ બધું અવલોકવાની સ્વાભાવિક રીતે જ મઝા આવતી.

અત્યારે યાદ કરું છું ત્યારે મને લાગે છે કે મારી ઉંમરના છોકરાઓ કરતાં મારા મન ઉપર કથાવાર્તાની તીવ્ર અસર થતી હતી. અને લાગણીના પૂરમાં હું ઝડપથી ખેંચાઈ જતો હતો. આવું એક આખ્યાન સાંભળવાનો બનાવ મારા મોસાળ ઊંઢાઈ ગામમાં બન્યો હતો. એક વર્ષે કેરીનો પાક સારો હોવાથી મારા મામાએ અમને આગ્રહપૂર્વક તેડાવ્યા હતા. મારા નાના (માતામહ) ગોપાળ નાયક

બેઠકિયા માણસ હતા. એક બે મહેમાન પરોણા હોકો પાણી કરતા ઘર આંગણે બેઠેલા જ રહેતા.

મોસાળમાં રહેવાનું મને ખૂબ ગમતું. રાત્રે રોજ વાળુપાણી પતાવ્યા પછી મામાના જાળીવાળા ઘરના મોટા ઓટલા ઉપર ખાટલા પથરાતા. થોડા ગામગપાટા થયા પછી હમેશાં મારા પિતા અમને કંઈ વાંચી સંભળાવતા. તે રાતે પણ ચાંદની રાતે ખાટલા ઢાળી રાખ્યા હતા. એક ખાટલા ઉપર મારા બંને મામા બેઠા હતા. બીજા ખાટલા ઉપર મારાં બા મારા માથે હાથ ફેરવતાં મને ઊંઘાડવાનો પ્રયત્ન કરતાં હતાં. સામેના ખાટલા ઉપર મારા પિતા દીવીના અજવાળે મહાકવિ પ્રેમાનંદકૃત નળાખ્યાન સંભળાવતા હતા. આખ્યાનમાં નળને દમયંતી ઉપર શંકા આવવાનો પ્રસંગ આવતાં એને છોડીને નળ ચાલ્યો જાય છે. દમયંતી વનમાં હૃદયદ્રાવક કલ્પાંત કરે છે. આ કડવાં વંચાતાં હતાં.

કડવું

વૈદર્ભિ વનમાં વલવલે ઘોર અંધારી રાત
ભામિની ભય પામે ઘણું એકલડી રે જાત.....વૈદર્ભિ૦

રસના એ નામ જ નળતણું મુખ જપતી રે જાય
શુધ નથી શરીરની ભાજે કંટક પાય...વૈદર્ભિ૦
રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર
નયણે ધારા બે બે વહે, વહે અંગ રૂધીર...વૈદર્ભિ૦

ચિડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ
ચાલતી ઊભી રહે, ભરાય કંટક કેશ...વૈદર્ભિ૦

અંગે ઉઝરડા પડ્યા ઘણા, વહે શોણિત ધાર
હો નળ હો નળ બોલતી, બીજો નહિ ઉચ્ચાર...વૈદર્ભિ૦

આ કડવાં સાંભળી મારી ધીરજ ખૂટી ગઈ. નળ દમયંતીનો

આ પ્રસંગ મારી નજર સામે ખડો થતાં હું ચીસ પાડીને રોવા લાગ્યો. અચાનક જ ચીસભર્યા રૂદનને કારણે વહેમ અને ગભરાટથી મારાં બાએ મને છાતી સરસો ચાંપી દીધો. અને "શું થયું ? શું થયું ભાઈ" આમ પૂછવા લાગ્યાં. કડવા સંભારી ડીબકી ડીબકી હું રોવા લાગ્યો. આથી બધા ગભરાઈ ગયાં. મારા મામા મને કાંઈક કરડયું હશે એમ માની દીવાને અજવાળે ઉપર નીચે શોધવા લાગ્યા. પિતા સફાળા ઊભા થઈ મારા હાથ પગ તપાસવા લાગ્યા. શું કરડયું ? કયાં કરડયું ? નો કાગારોળ થઈ ગયો. ઝેરી ડંખની કલ્પનાથી બાના હોશકોશ ઊડી ગયા. આમ રંગમાં ભંગ પડયો. અંતે મારો ડૂમો બેસતાં હું શાંત થયો. ત્યાર પછી મેં જણાવ્યું કે કશું કરડયું નથી. એ તો નળ રાજાએ દમયંતીને છોડી દીધી એના દુઃખથી હું રોતો હતો.

પિતાની આખ્યાનગાન સમયની લાક્ષણિક મુદ્રાઓ, ભાવવાહી ગાન, પ્રસંગને તાદાત્મ્યભરી રીતે રજૂ કરવાની સચોટ શૈલી, આ બધાની મારા ઉપર અસર થઈ હશે. દમયંતીની વિરહવેદના હું કદાચ તે સમયે નહિ સમજ્યો હોઉં. પણ "હો નળ, હો નળ બોલતી, બીજો નહિ ઉચ્ચાર." ના ગાન સમયે પિતાની આંખનાં આંસુએ મને લાગણીવિભોર બનાવ્યો હશે. નટને ઉપયોગી અને આવશ્યક એવી રજૂઆત કરવાની શક્તિ આવા પ્રસંગો દ્વારા મને મળી હશે એમ આજે લાગે છે.

આવી જ એક ચિત્રકથાની મારા ઉપર તીવ્ર અસર થઈ હતી. ઈલાચીકુમારની એક સજ્ઝાય ઉપરથી આ ચિત્ર દોર્યું હતું. મારા ગામના કડા દરવાજે આવેલા શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દહેરાસરમાં જોયું હતું. મારા પિતા બીજા ભોજકો સાથે દહેરાસરમાં પૂજા ભણાવતા હતા. આ વખતે હું દહેરાસરના બીજા માળે ચિત્ર જોતો હતો. પૂજા ભણાવી રહ્યા પછી પિતાને ઉપર લઈ ગયો અને પૂછયું, "વાંસ ઉપર ચડેલો આ બજાણિયો કોણ છે?" આ વખતે કોણ જાણે

મારા પિતા મારા બાળમાનસ ઉપર કોઈ બીજ રોપતા હોય તેમ ચિત્ર અંગે વિગતપૂર્ણ માહિતી આપતાં આપતાં સજ્ઝાય ભાવવાહી રીતે ગાઈ સંભળાવા લાગ્યા. સજ્ઝાય આ પ્રમાણે હતી.

સજ્ઝાય

નામ ઇલાચી પુત્ર જાણીએ ધનદત્ત શેઠનો પુત્ર
નટડી જોઈને મોહી પડ્યો નવી રાખ્યું ઘર સૂત્ર
કર્મ ન છૂટે રે પ્રાણીયા...
પૂર્વે નેહ વિકાર, કર્મ ન છૂટે રે પ્રાણીયા...
નિજ કૂળ છંડી રે નટ થયો, નાણી શર્મ લગાર...કર્મ૦
માતપિતા કહે પુત્રને નટ નવી થઈએ રે જાત
પુત્ર પરણાવું રે પદમણી સુખ વિલસો દિનરાત...કર્મ૦
કહે ન માન્યું રે તાતનું, પૂરવ કર્મ વિશેષ
નટ થઈ શીખ્યો રે નાચવા, ન મટે લખ્યા રે લેખ...કર્મ૦
એક પુર આવ્યો રે નાચવા, ઊંચો વેશ વિશેષ
તીહાં રાય જોવાને આવીયા, મળીયા લોક અનેક...કર્મ૦
ઢોલ બજાવે રે નટવી ગાયે કિન્નર સાદ
પાય તળે ઘૂઘરા ઘમઘમે, ગાજે અંબર નાદ...કર્મ૦
હોય પગ પેરી રે પાવડી, વેશ ચઢ્યો ગજ ગેલ
નોંધારો થઈ નાચતો ખેલે નવ નવા ખેલ...કર્મ૦
નટડી સંભારે સારિખી નયણે દેખે રે જામ
જો અંતે ઉરમાં એ રહે, જનમ સફળ મુજ થાય...કર્મ૦
ઈમ તિહાં ચિંતે રે ભૂપતિ, લુબ્ધો નટડીની સાથ
જો નટ પડે રે નાચતો તો નટડી કરું મુજ હાથ...કર્મ૦
કર્મ વશે રે હું નટ થયો, નાચું છું નિરધાર
મન નવી માને રે રાયનું, શું કરવો વિચાર...કર્મ૦

દામ ન આપે રે ભૂપતિ, નટે જાણી તે વાત
હું ધન વંછું છું રાયનું, રાય વંછે મુજ ઘાત...કર્મ૦

દામ લહું જો હું રાયનું તો મુજ જીવીત સાર
ઈમ મન માંહે રે ચિંતવી ચડીયો ચોથી રે વાર...કર્મ૦

થાળ ભરી શુધ મોદકે પદ્મીણી ઊભી રે બાર
લ્યો લ્યો કહે લેતા નથી ધન ધન મુનિ અવતાર...કર્મ૦

ઈમ તિહાં મુનિવર વોરતા નટે દેખ્યા માહાભાગ
ધિક ધિક વિષયા રે જીવની ઈમ નટ પામ્યો વૈરાગ...કર્મ૦

સંવર ભાવે રે કેવળી થયા તે કર્મ ખપાય
કેવળ મહિમા રે સુર કરે લબ્ધિ વિજય ગુણ ગાય...કર્મ૦

આ કથાનક અને તેના નાયક ઈલાચીકુંવરના ચારિત્ર્ય અને પશ્ચાત્તાપની મારા મન ઉપર ઘેરી છાપ પડી હતી. મારા મનમાં એ ઘોળાયા કરતી હતી. આ છાપ આજ દિન સુધી મારા મનમાંથી ભૂંસાઈ નથી. જો કે પિતાના મુખે સજ્ઝાય સાંભળી ત્યારે બાલ્યાવસ્થાને કારણે મોહ, પ્રેમ કે આકર્ષણ એટલે શું આ સમજી શક્યો ન હતો. આથી "ધિક ધિક વિષયા રે જીવને! કે ઈમ નટ પામ્યો વૈરાગ!" જેવા વિચાર તો ક્યાંથી જ સમજાય? પણ ભરયુવાનીના તોફાની દિવસોમાં લગ્નજીવનથી ચલિત કરનાર પ્રલોભન આવતાં ત્યારે આ સજ્ઝાય મારી ઢાલ બની હતી. આ વખતે ઈલાચીકુંવરના આકર્ષણને હું સમજ્યો હતો. અને "નિજ કૂળ છંડિ રે નટ થયો" એ કેમ થયો એને માપી શક્યો હતો. પરંતુ આ બધું યોગ્ય પ્રસંગે જણાવીશ.

આવો જ વાર્તા સાંભળવાનો પણ મને શોખ હતો. એના છપ્પા, કવિત, આપમેળે કંઠે થઈ જતા હતા. વાર્તાનો પ્રવાહ મને રસમાં તરબોળ કરી નાખતો હતો. આજની રંગભૂમિ સ્થપાયા પૂર્વે

આ શ્રાવ્ય પ્રકાર ખૂબ લોકપ્રિય હશે એમ એના કસબીઓનો વિચાર કરીએ તો આજે લાગ્યા વિના રહેશે નહિ.

મારા પિત્રાઈ કાકા હાથીરામ મુંબઈથી ઘેર આવતા ત્યારે તેઓ રમતગમતના શોખીન હોવાથી પાના રમવા કે સોગટબાજી રમવા કેટલાક જાતિભાઈઓને બોલાવતા. આ વખતે એમના પાડોસી નાયક હરિભાને વાર્તા કહેવા બોલાવતા. વાર્તા સાંભળવા કેટલાક જ્ઞાતિ ભાઈઓ પણ આવતા. મારા મોટા બાપાની સાથે હું પણ વાર્તા સાંભળવા જતો.

વાર્તાકાર તરીકે હરિચંદભા કચ્છ અને કાઠિયાવાડમાં જાણીતા હતા. એમણે કહેલી વાર્તા હું વિસરી ગયો છું. એટલે એનું ઝાંખું સ્વરૂપ જ અહીં ટાંકી શક્યો છું.

આ વાર્તા ચિતોડની પદ્મિનીના જોહરની કે પછી એવી જ બીજી કોઈના જૌહરની હોય. પણ મુખ્ય વાર્તામાં બીજી પેટાવાર્તાઓ ઉમેરી લંબાણથી જમાવીને તેઓ કહેતા. વચ્ચે વચ્ચે હિંદી કવિત-છપ્પા ઉમેરીને વ્યવહાર ધર્મ કે પરમાર્થનું નિરૂપણ તેઓ કરતા. કોઈ કવિત ઉચ્ચ સાહિત્યના નમૂના જેવું તો કોઈ છપ્પો ચમત્કૃતિથી ભરપૂર હતો. મૂળવાર્તા અને પેટાવાર્તા તેઓ એવી જગાએ પૂરી કરતા કે બીજા દિવસે સાંભળવા જવાનું મન થતું હતું.

પ્રસંગોનું વર્ણન એટલું સ્વચ્છ કરતા કે દરેક પ્રસંગ નજર સામે ખડો થઈ જતો. અને છેલ્લે ભીષણ હત્યાકાંડનું વર્ણન જેમાં રણમેદાનમાં છવાએલાં શબોના ઢગલા, બળી મરેલી રજપૂતાણીઓ, ભડભડ બળતી ચિતાઓ, શૂરવીરોના કપાએલાં અંગો, કપાએલાં એ અંગોમાં ચાંચ મારતાં ગીધ પક્ષીઓ, સ્વજનનાં કરુણ રુદનો, માથા વિના ધડથી લડતા રાજપૂતો, ભીષણ ભૂતાવળનાં વર્ણનો, તેમજ સર્વ નાશ વહોરીને અંતે રાજપૂતોએ મેળવેલા વિજયના વર્ણનો

સાંભળી રૂંવાં ઊભાં થઈ જતાં હતાં. આ વાર્તા લગલગ એક માસ સુધી ચાલી હશે.

આજે આ વાર્તાનું નામ પણ યાદ આવતું નથી. સ્મરણની આવી પાંગળી દશાનો વિચાર કરું છું તો જણાય છે કે આનું નામ જ વાર્ધક્ય. અને આમ ને આમ દિવસે દિવસે સ્મરણ પાંગળું થતું થતું વિસ્મૃતિની સપાટી સુધી પહોંચે એનું નામ મરણ.

આમ છેક વિસ્મૃતિની સપાટી સુધી પહોંચે તે પહેલાં સ્મરણ પાસેથી થોડાં સ્મરણો ટપકાવી લઉં એટલે બસ. જેમ છે તેમ ગોઠવી દઉં એટલે પૂરું થયું.

મારી આ અવસ્થા દરમિયાન "હરિશ્ચંદ્ર", "માનટુક માનવતી" અને સ્વ. કેશવલાલ અધ્યાપકકૃત "સંગીત લીલાવતી" નાટક જોવાનો મોકો મળ્યો હતો. આ પૈકી હરિશ્ચંદ્ર નાટકના એક કરુણ બનાવે મારા મન ઉપર ઘેરી અસર પાડેલી, બનાવ આ પ્રમાણે હતો.

હરિશ્ચંદ્રના પુત્ર રોહિતને સર્પદંશ–મિત્રોનું કરુણ રુદન–રોહિતની માતા તારામતિનો અગ્નિદાહ વખતનો આક્રંદભર્યો વિલાપ–પિતા હોવા છતાં હરિશ્ચંદ્ર તારામતિ પાસે ભોંય ભાડા પેટે એક પૈસો માગતો હતો. જ્યારે રોહિતને ચિતા ઉપર ચડાવ્યો અને તેને અગ્નિદાહ આપવામાં આવ્યો ત્યારનું એ કરુણ દૃશ્ય મારા મન ઉપર ઘેરી અસર ઉપજાવી ગયું. તે વખતે પ્રેક્ષકગૃહમાં બેઠેલો હું જોરથી ચીસ પાડી રડવા લાગ્યો. મારા દાદા "આ તો નાટક છે. છોકરો જીવે છે," કહી મને રંગમંચ ઉપર લઈ ગયા. ત્યાં પડદા પાછળ રોહિતને મેં હસતાં હસતાં કપડાં બદલતો જોયો. મારા દાદાએ આ બાલ કલાકાર સાથે મારી ઓળખાણ કરાવી. તેણે મારા મનનું સમાધાન કરતાં કહ્યું કે, મને કશું જ થયું નથી. એ તો અમે દેખાવ કરતા હતા. એમ કહી સ્ટેજ ઉપર બતાવેલ અગ્નિદાહની કૃત્રિમ દૃશ્ય રચના બતાવી

ત્યારે જ મારા મનનું સમાધાન થયું. ત્યાર પછી રોહિત મારો મનોમન મિત્ર બની ગયો.

આમ મારી નવ વર્ષની ઉંમર દરમિયાન આગળ જણાવેલ જેવા પ્રસંગોને પરિણામે નાટકના મંડપોની સામે જઈ બેસી રહેતો. દિવસ દરમિયાન થતી રંગીન તાલીમ હું જોયા કરતો. નટોનો પહેરવેશ, એમની ચાલ, એમની છટા આ બધું મારા બાળમાનસને ખૂબ ગમવા લાગ્યું. અને પરિણામે બીજી ચોપડીનો અભ્યાસ પૂરો થાય તે પહેલાં શાળાનું આકર્ષણ ઘટવા લાગ્યું.

[ ૨ ]

## કલકત્તાને માર્ગે

આ બનાવ ઈ.સ. ૧૮૯૮ નો છે. એક ચોમાસાની ઋતુમાં પારસી નાટક મંડળીના મેનેજર છોકરાઓ લેવા માટે કલકત્તાથી મુંબઈ આવ્યા હતા. ત્યાંથી તેઓ મારા નાતિભાઈ વાલમિયા દુર્લભરામકાકા સાથે વીસનગર આવ્યા. એમણે મારે વિષે કંઈક સાંભળ્યું હશે. તેથી મને એકાંતમાં બોલાવી મેનેજર સખારામ સાથે ઓળખાણ કરાવી. ત્યારબાદ મને ગાવાનું કહેવામાં આવ્યું. મારો અવાજ એમને પસંદ પડ્યો. તેમણે મને પૂછ્યું, "મારી સાથે નાટકમાં આવવું છે?" મેં હા પાડી અને કહ્યું, "મને જરૂર લઈ જાઓ, પણ મારા માતા-પિતા આવવા નહિ દે." મારો ત્વરિત નિર્ણય સાંભળતાં સખારામની અનુભવી આંખ મારા નિર્ણયની પરિપક્વતાની કસોટી કરતી હોય તેમ મારા તરફ મંડાઈ અને મારી માનસિક તૈયારીની વધુ ચકાસણી કરવા પૂછ્યું," દીકરા, તું હા તો કહે છે પણ, તારે અહીંયાં ઘણાં

માઈલો દૂર આવવાનું છે. ત્યાં તારાં માતા-પિતા નહિ હોય. ત્યાં ગયા પછી જલદી પાછા આવવા નહિ મળે." મેં નિશ્ચયાત્મક સ્વરે જણાવ્યું, "કંઈ વાંધો નહિ. પણ મારા પિતાને કોણ સમજાવશે?" ત્યાં વચ્ચે જ દુર્લભરામ કાકા બોલી ઊઠ્યા, "તું એની ચિંતા ન કર. તારા પિતા તને હોંશથી રજા આપશે."

ત્યાર પછી એ બંને મારા પિતાને મળ્યા હશે. કોને ખબર, તેમણે શું સમજાવ્યું હશે? છોકરો નાસી જશે તો શું કરશો? એવો ભય પણ બતાવ્યો હશે. ગમે તેમ હોય મારાં માતા-પિતાએ રાજી થઈ મુહૂર્ત જોવરાવી ત્રણ કે ચાર દિવસમાં મને કલકત્તા તરફ જવા રવાના કર્યો. વચ્ચે અમે મુંબઈ થોડા દિવસ રોકાયા.

મુંબઈ જેવું વિશાળ શહેર હું જીવનમાં પહેલી વાર જોતો હતો. ત્યાંની ગેસની લાઈટો, વિવિધ પ્રાંતમાંથી આવેલાં સ્ત્રી-પુરુષો અને તેમના રંગબેરંગી પોષાકો જોઈ હું ચકિત થઈ ગયો હતો. ક્યાં નાનકડું વીસનગર અને ક્યાં વિશાળ મુંબઈ નગરી! મુંબઈનો વિશાળ દરિયો મને ખૂબ આકર્ષક લાગેલો. આમથી તેમ દોડતી ટ્રામોમાં બેસી દૂર નીકળી જવાનું મન થઈ આવતું. મારી આંખો આ વિવિધ દૃશ્યોને નિહાળતાં થાકતી જ નહીં.

મુંબઈમાં સખારામભાઈએ અમને બધા છોકરાઓને ઉર્દૂ ગીત મોઢે કરવા આપ્યું હતું. ઉર્દૂ ભાષાને કારણે બોલવામાં ઠીક ઠીક મુશ્કેલી જણાતી હતી. તે ગીતના શબ્દો કંઈક આવા હતા,

क्या जोशमें है यारो तहोरी ये गूल्कारी । क्या०

સખારામભાઈએ મુખપાઠ માટે આપેલું ગીત હું પૂરેપૂરું કંઠસ્થ કરી શક્યો નહતો. પરિણામે તેમણે મને એક બે લાફા મારી કહ્યું, "તું મારા હાથનો વધુ માર ખાઈશ. તને સંપૂર્ણ રીતે ગીત કંઠસ્થ થયું નથી." વધારામાં તેમણે મને નેતરની સોટી બતાવી.

મને નિશાળ યાદ આવી ગઈ. હું બી ગયો. માર તો અહીંયા પણ મારે કપાળે આવશે જ એમ લાગતાં મારો ઉત્સાહ મંદ થઈ ગયો. વળતે દિવસે અમને મુમ્બાદેવીનાં દર્શને લઈ ગયા. ત્યાં મેં દરિયો જોયો. દરિયાનું પ્રાકૃતિક દૃશ્ય, માતાજીની સૌમ્ય મૂર્તિનાં દર્શને મારામાં નવી ચેતના આણી.

આમ કેટલાક દિવસ બાદ કલકત્તા તરફ જવાનું નક્કી થયું. અને અમે બોરીબંદરના ભવ્ય સ્ટેશન ઉપરથી મોટી ગાડીમાં બેઠા. ગાડી પૂના તરફ દોડવા લાગી. વચ્ચે વચ્ચે બોગદાં આવતાં હતાં. ગાડી બોગદામાં પ્રવેશતી ત્યારે એક, બે, પાંચ મિનિટ સુધી બધે અંધકાર છવાઈ જતો. આગળ પાછળનાં બે એંજિનોનો ધમકારો કાન ફાડી નાખે તેવો થતો હતો. એક મોટા બોગદાના અંધારાનો લાભ લઈ સખારામભાઈએ મને માર્યો હતો તેનું સ્મરણ લાવી મેં તેમને એક તમાચો ચોડી દીધો. કોણ છે? કોણ છે? કહી તેઓ બરાડી ઊઠ્યા. હું એમનાથી ત્રીજા નંબરે બેઠો હતો. મારી સામે જે છોકરો બેઠો હતો તેને ધમકાવી નાખતાં તેમણે પૂછ્યું, મારા પર હાથ તેં ઉગામ્યો? છોકરો રડી પડ્યો. મને કોઈએ પૂછ્યું પણ નહિ પણ મારે બદલે એ છોકરો ગુનેગાર ઠર્યો એનું મને દુઃખ થવા લાગ્યું. પણ એ ગુનો કબૂલ કરવા જેટલી હિંમત તે વખતે મારામાં ન હતી.

ગાડીમાં કલકત્તા જતી વખતે મારા કુતૂહલનો પાર ન રહ્યો. ગાડી ચાલે છે કે પૃથ્વી ચાલે છે? એ જોવામાં અને નક્કી કરવામાં ઘણો સમય જતો. મારો મોટાભાગનો સમય પ્રકૃતિસૌંદર્ય નિહાળવામાં અને દરેક સ્ટેશને નવા નવા ચહેરા અને વેશાઓ નિરખવામાં વ્યતીત થતો.

કોઈ એક સ્ટેશન ઉપર મારા દાદા ત્રિભોવનદાસની ઊંચાઈ, પાઘડી અને આકૃતિવાળા એક જણને મેં જોયા. અને મારા દાદાનું મને સ્મરણ થઈ આવ્યું. હું રોવા લાગ્યો. હુકમરામ કાકાએ મને

શાંત કર્યો અને કહ્યું, " એ તારા દાદા નથી. કોઈ બીજા જ છે." અમારી ગાડી જતી હતી તે દરમિયાન કોઈ એક સ્ટેશન ઉપર અમને બધાને ઉતારવામાં આવ્યા. ત્યાં પ્લેગ ચાલતો હતો. એટલે એક અઠવાડિયું ક્વોરેન્ટાઈનમાં રોકાવું પડ્યું. આથી હું બહુ જ નિરાશ થયો. મારે કલકત્તા ઝટ પહોંચવું હતું. ઉત્કંઠા વધે જતી હતી, ત્યાંથી આશરે એકાદ દિવસની મુસાફરી પછી કોઈકે કહ્યું, " આજે આપણે કલકત્તા પહોંચીશું." મારો આનંદ વધ્યો. ગાડીના ડબ્બાની બારીમાંથી હું દૂર દૂર જોયા કરતો હતો. તેવામાં મોટાં મોટાં મકાનો આવવા લાગ્યાં. મિલોનાં ભૂંગળાં દૂરથી દેખાવા લાગ્યાં. ઝપાટાબંધ દોડતી ગાડી હાવરા તરફ ધસતી હતી. અમે હાવરા સ્ટેશને ઊતર્યા. ત્યાંથી અમને નિયત જગાએ લઈ જવામાં આવ્યાં. મેં હાવરાબ્રીજ (ઝૂલતો પૂલ) જોયો. અને પ્રસન્ન થઈ ગયો. તેની લંબાઈ, પહોળાઈ, ભવ્યતા, તેના પરથી પસાર થતી ગાડીઓ અને બંગાળી સ્ત્રી–પુરુષો આ બધું મારે માટે અનોખું અને ખૂબ જ આનંદદાયક હતું.

અત્રે મારા રહેવાના મકાનમાં આવ્યા અને સૌએ પોતપોતાની જગાઓ નક્કી કરી લીધી. અજાણ્યા મકાનમાં પગ મૂકતાં જ મને ઘર યાદ આવ્યું. અને માતા–પિતાનું સ્મરણ તીવ્ર રીતે ઊભરાવા લાગ્યું. સખારામભાઈએ મને બે તમાચા મારેલા તેથી પાછા જવાની વૃત્તિ પણ થઈ આવી. પરંતુ હવે તો બે ત્રણ વરસ સુધી હું જેલખાનામાં પડ્યો હોઉં એવું લાગ્યું.

એક દિવસના આરામ પછી અમારી પરીક્ષા શરૂ થઈ. નાટક મંડળીના માલિક દાદાભાઈ રતનજી ઠૂંઠીએ અમને બાલનટોને ગાવા માટે તેમના મકાનના ત્રીજા માળે બોલાવ્યા. અમે બધા તેમની સામે હારબંધ ઊભા રહ્યાં. આ સમયે તેમની જોડે તેમના દીકરા

અરદેશર અને અમારા દિગ્દર્શક સખારામભાઈ પણ હતા. સખારામભાઈએ અમને છોકરાઓને એક પછી એક ગાવાની આજ્ઞા કરી. મારો વારો આવ્યો. મેં મારા દાદાને મુખે સાંભળેલી એક ચીજ ગાઈ. સાંભળતી વખતે દાદાભાઈ એકીટશે મારી સામુ જોયા કરતા હતા. અને મારા ગાવાથી તેઓ રાજી થાય છે કે નહિ તે કળવા દેતા ન હતા. પરંતુ તેઓ મારા ગીતના તાલ સાથે તાલ દેતા હતા.

અમારી કંઠ પરીક્ષા પૂરી થયા બાદ તેમણે મને પાસે બોલાવીને નામ વગેરે પૂછીને કહ્યું, “કેમ, ઉર્દૂ ભાષા શીખવી છે ને?” “તમે શીખવશો એ જરૂર ધ્યાનમાં રાખીશ.” મેં કહ્યું. ત્યાર પછી તે જ રાત્રીએ મચ્છા બજારમાં આવેલી અમારી ઠંડનિયા નાટકશાળામાં ચાલતું “જામે-જહાં-નૂમા” નાટક જોવા માટે અમે ગયા.

ત્યારબાદ નાટક મંડળીના મુખ્ય બંગાળી હારમોનિયમ માસ્તર તથા બંગાળી તબલચીની મદદથી ઉર્દૂ નાટકનાં ગીતોની તાલીમ શરૂ થઈ.

અમારી નાટક મંડળીના માલિક દાદાભાઈ રતનજી ઠૂંઠી નાટકનાં ગીતોમાં મૂળ તર્જકારના સ્વરો, લયદારી, સૂક્ષ્મ ખૂંચો અને વિરાગો સાચવવાના ખૂબ જ આગ્રહી હતા. એક જ ટુકડો પચાસ વાર કહેવો પડે કે અમારા ગળામાંથી કઢાવવો પડે તો એ જરા પણ કંટાળ્યા વિના પૂરી મહેનત કરતા. છતાં શરૂઆતમાં એમને ક્રોધ પણ થઈ આવતો હશે. સ્વભાવે તેઓ બહુ જ કડક હતા. તે વખતની રંગભૂમિનાં બધાં જ અંગોથી તેઓ સારા એવા જાણકાર હતા. અને એ વખતે પારસીઓની જેટલી ઉર્દૂ તથા ગુજરાતી નાટક મંડળીઓ હતી તે બધીમાં આદ્યગુરુ તરીકે ગણાતા હતા. છોકરાઓને શીખવવામાં મારનો ઉપયોગ એમને સહજ લાગતો. કેમ જાણે શિક્ષણ આપવાનો આ જ એક માત્ર પ્રકાર ન હોય ! તેટલી હદ સુધી મારનો ઉપયોગ થતો. અમે તો માનો અમારાં બિન કેળવાયેલાં ગળાં તાલીમ-

થી કેળવાતાં. તો બીજી બાજુ ભૂલો માટે શિક્ષા પણ સહન કરવી પડતી.

મારા કલકત્તાના નિવાસના લગભગ બત્રીસ માસ સુધી બધાં જ જૂનાં નાટકોમાં સાહેલીઓનાં પાત્રોમાં અમને તૈયાર કર્યા હતા. મારા સદ્ભાગ્યે થોડીક બંગાળી નટીઓ કોઈ કારણસર એ નાટક મંડળી-માંથી નીકળી ગઈ. આથી એમની ભૂમિકાઓ મને આપવાનો નિર્ણય લેવાયો. આથી મને બપોરના ત્રણ વાગ્યા પછી દાદાભાઈ જબાની (મૌખિક ગદ્ય પદ્ય) શીખવતા હતા. આમ સૌ પ્રથમ ઉર્દૂ ભાષા શીખવાનો લહાવો આ રીતે પ્રાપ્ત થયો. આ ભાષા કેવી રીતે બોલવી, એ મારા ગુરુ દાદાભાઈ રતનજી ઠૂંઠીએ શીખવ્યું. આપ સર્વ જાણતા જ હશો કે ઉર્દૂ ભાષાના ઝેર, ઝબર, આયેન, ગયન્, કાફ, ગાફ, ઇત્યાદિ શબ્દો ઉચ્ચારવા કેટલા કઠણ હોય છે. અને તેમાં ઉર્દૂ ભાષાનો લહેજો અને તહજીબ (શરીફ કુટુંબની ભાષા, શિષ્ટ ભાષા) પેદા કરવાં એ શિક્ષણની ચરમકક્ષા ગણાય. દોઢ વરસનો અંતે પણ હું કેટલે અંશે આ કક્ષાએ પહોંચ્યો હોઈશ તેનું સાચું મૂલ્યાંકન તો તત્કાલીન પ્રેક્ષકગણ કરી શકે.

કલકત્તામાં આવ્યે મને ચાર છ માસ થયા હશે. તેવામાં નાટક મંડળીના શેઠ દાદાભાઈએ મારી ઉર્દૂ ભાષા સાંભળીને દરેક છોકરાને બોલાવી હુકમ કર્યો હતો કે જયશંકર સાથે બધાએ ઉર્દૂ અને હિંદીમાં જ વાત કરવી. એ એટલું સારું ઉર્દૂ બોલતો થયો છે કે એનાથી તમારું ઉર્દૂ પણ સુધરશે. આની પાછળ કોઈ રહસ્ય ન હતું. પણ ખરી હકીકત એ હતી કે નાટકના સમયે હું મુનશીજી પીરબક્ષની પાસે બેસી ઉર્દૂ બોલતાં શીખતો હતો. મારી વાણી અને તેમના પ્રત્યેના મારા પૂજ્ય ભાવથી એ મારા પર પ્રસન્ન રહેતા હતા. તેઓ મને કહેતા, તું મારી સાથે ગુજરાતીમાં બોલ. હું ઉર્દૂમાં જવાબ આપીશ. ઘણી વખત એ ગુજરાતી બોલતાં ભૂલો કરતા ને હસતાં.

હસતાં કહેતા, "દેખ જયશંકર, અબ મુઝે ગુજરાતી આ ગયા છે. હરેક લબ્ઝકે પીછે, છે રખ દો તો ગુજરાતી હો જાતા હૈ. કયું ઠીક હૈ ન ? દેખો, મૈં આયા છું. મૈં ખાઉં છું. મૈં જાઉં છું. કયું હુઆ ન ગુજરાતી ?" આમ અમારી વચ્ચે વિનોદ પણ ચાલ્યા કરતો.

દાદાભાઈ મારા ઉપર ખુશ રહેતા. મને ભૂમિકાઓ શીખવવામાં ખૂબ લક્ષ આપતા હતા. શરૂશરૂમાં નાની નાની નટીઓની ભૂમિકાઓ મેં ભજવી હતી. કોઈ વખાણ કે શાબાશી આપતું જ નહીં પણ માર ન પડે તો સમજવું કે ભૂમિકા સારી ગઈ છે.

એક વખતે નાટકમાં આવતા ફારસમાં એક સ્ત્રીની ભૂમિકા મારી પાસે તૈયાર કરાવી. મેં વેશભૂષા સજી તે જોઈને દાદાભાઈ રાજી થઈને કહેવા લાગ્યા, "કેમ ફારસમાં હિંમતથી કામ કરશેને ?" મેં કહ્યું, "બાવા તમે ઘેર જતા રહો તો હું ભૂમિકા સારી રીતે ભજવી શકીશ. તમે હશો તો હું ગભરાઈ જઈશ." આ સાંભળી તેઓ ખડખડાટ હસ્યા અને કહેવા લાગ્યા: "ઓ ખુદા, આટલો નાનલો પોરિયો મને નાટકમાંથી કાઢી મૂકવા ઇચ્છે છે. સારૂ બાવા, ચાલ જાઉં છું. હવે તો સારી રીતે ભજવશેને ?" કહી ખરેખર તેઓ ચાલ્યા ગયા. ભાગ્યે જ કહેવાની જરૂર પડે કે આવા ખંતીલા અને દરેક ચીજ ઉપર બારીક લક્ષ આપનાર દિગ્દર્શકના મનમાં જવાનો ખ્યાલ પણ નહતો તેમણે તો ત્રીજા વર્ગમાં જઈ છૂપાઈ આખું ય ફારસ જોઈ લીધું હતું. આ વાતની ખબર ફારસ પૂરું થયા પછી તેમણે જાતે આવીને મારું કામ વખાણ્યું ત્યારે મને પડી.

આ નાટક મંડળીમાં તાલીમી નિયમોનું કડક પાલન કરવામાં આવતું. અને તે જ પ્રમાણે બીજી નાટક મંડળીઓ પણ તેને જ અનુસરતી. તાલીમમાં કોઈની પણ ગેરહાજરી ચલાવી લેવામાં આવતી નહતી. કદાચ નાટકમાં પાંચેક મિનિટ મોડું પડાય તો પછી વખતે

સૂચના આપી મોડા પડનારને જતો કરવામાં આવતો. પણ તાલીમમાં ગેરહાજર રહેનારનો તો પગાર કાપી લેવામાં આવતો. આ હકીકત જાણી ઘણાને આશ્ચર્ય થશે. પરંતુ આ દિગ્દર્શક નાટક કરતાં પણ તાલીમનું મહત્ત્વ વધારે ગણતા. તાલીમની આ શિસ્ત ખરેખર તદ્દન યોગ્ય હતી અને બધી જ નાટક મંડળીઓમાં તેનું પાલન થતું હતું.

આ આદિગુરુએ ઘણી નાટક મંડળીઓના સંચાલનમાં મોટા ફેરફાર કર્યા હતા. શિસ્ત અને સ્ટેજ ઉપરની એક-સૂત્રતા જળવાઈ રહે એ માટે નિયમો કરી આપ્યા હતા. તેઓ જાતે પણ ચૂસ્ત રીતે નિયમોને વળગી રહેતા અને ચૂસ્ત રીતે તેનું પાલન કરાવતા.

ગીત ક્યારે શરૂ કરવું, કયા ટુકડા બેવડાવવા, કયા ટુકડા એક જ વખત બોલવા, ક્યારે અંતરો શરૂ કરવો, તબલચીએ કયા ટુકડાના બોલ અને કયા ટુકડા વખતે પરત બજાવવી અને ક્યાં સમાપ્ત કરવું આને માટે તેઓ ખૂબ આગ્રહી રહેતા હતા. પરિણામે બધા જ છોકરાઓના ગળામાંથી એક સરખા સ્વરો, એક સરખી તાન, એક સરખી મૂર્કી (મૂરકી), એક સરખી મીંડ, અને એક સરખા શબ્દો નીકળતા હતા. આથી પ્રેક્ષકો ઉપર સંગીતની ભારે અસર થતી હતી. મુખ્ય પાત્રોને પણ આ જ રીતે તૈયાર કરવામાં આવતાં હતાં.

તાલીમની ક્રમિકતા આ પ્રમાણે હતી. પહેલાં કેમ બોલવું, પછી કેમ ગાવું અને એ પછી અંગેના હલનચલન કેવી રીતે કરવા એ પ્રકારની હતી. આ બધી ક્રિયાઓ ક્રિયાત્મક રીતે શીખવવામાં આવતી. પણ આ ક્રિયા શા માટે કરવામાં આવતી ? તેનો ઉદ્દેશ શો ? તેનું રહસ્ય શું ? એ બધું મારે જાતે કલ્પી લેવાનું હતું. પાછળથી કોઈકોઈ વાર એની સમજૂતી પણ આપવામાં આવતી. એટલે કે માણસને તરવાનું શીખવવા માટે ધક્કો મારી એકદમ પાણીમાં ફેંકવામાં આવે તેમ અમને કરવામાં આવતું. અને તેમાંથી અમે

કેમ તરવું તે શીખી લેતા. એનું શાસ્ત્ર તો કોઈવાર જાણવાનું મળે, કોઈ વાર ના પણ મળે. આ પ્રકારની તાલીમ એ કલાના શિક્ષણમાં એક રીતે બહુ ઉપયોગી ગણાય. કારણ કે એમાં ક્રિયા એ મુખ્ય છે. છતાં આ ક્રિયા અમુક રીતે અધૂરી રહેતી. કારણ કે એ ક્રિયાઓ કરતાં થોડે અંશે આવડ્યા પછી એ શા માટે કરવામાં આવતી એની સમજ આપવામાં આવતી ન હતી. આ તાલીમમાં ક્રિયા કરતાં કરતાં સમજ આપવામાં આવે એ મહત્ત્વની બાબત છે. પૂ. મહાત્માજીએ તો આ પદ્ધતિને કેળવણીનું અંગ ગણ્યું છે.

આટલી તાલીમ પછી દાદાભાઈએ મને 'ગુલઝરીના' નાટકમાં 'ઝરીના'ની ભૂમિકા આપી હતી. પાત્રમાં તન્મય થવાનો આનંદ એ અભિનય કલાની મારી સાધનામાં મુખ્ય પ્રેરણા બનતો. એ વખતનો બાલ્યકાળનો સારો સૂક્ષ્મ અનુભવ અત્રે યાદ આવે છે.

'સિતમગર' નામના નાટકમાં મારે સિતમગરની પત્ની 'નૂરઆલમ'ની ભૂમિકા ભજવવાની હતી. આ પાત્રનો કરુણ અંજામ એ રીતે આવતો હતો કે સિતમગર એની મોટાઈની ખ્વાહિશ પૂરી કરવા માટે પોતાની પત્નીનો ભોગ ચઢાવવા માતા પાસે લઈ જતો હતો. પત્નીને એક અક્ષર પણ બોલ્યા વિના તેના કહેવાતા પ્રેમના બદલામાં ઝરીના ભોગ થઈ જવાનું હતું. આ વખતે નૂરઆલમનું પાત્ર ભજવતાં નટ તરીકે મારા મનમાં પહેલો પ્રશ્ન ઉદ્ભવ્યો: શું આ પુરુષનું પ્રેમ અંગેનું કથન સાચું છે? એક આદર્શ પત્નીને આવે પ્રસંગે શું થાય? બેશક એ વચન પાળે અને અક્ષર પણ બોલ્યા વિના આવી પડેલ દુઃખ સહન કરી લે. આ પાત્ર ભજવતી વખતે એ દુઃખ જાણે મારી જાત ઉપર ગુજરતું હોય એ રીતે એ ઝરીનો ભોગ હું થઈ પડતો, પાત્ર સાથેના તાદાત્મ્યનો મારો આ અનુભવ અભિનય કલાના શિક્ષણના પ્રારંભનો પ્રથમ તબક્કો હતો.

કલકત્તાના રંગમંચ ઉપર મેં નવ વર્ષની ઉંમરે અભિનય

આપવાની શરૂઆત કરેલી અહીં 'ચગાબકાવલી'માં ચગા અને ચપલા, 'હામાન'માં મહેનિગાર, 'ખુદાદાદ'માં આબાન, અને 'જામે જહાન'માં પધાનીની ભૂમિકા કરેલી. અહીં એક નાનકડો નોંધનીય અને ધ્યાન ખેંચે તેવો બનાવ બનેલો. 'હામાન' નાટકમાં મુઝફરનો પુરુષપાઠ એક વાર લીધો પરંતુ પુરુષની ચાલ સ્ટેજ ઉપર મને આવડી જ નહિ. પરિણામે લોકો હસી પડેલા.

કલકત્તામાં મોટે ભાગે નટ મુસ્લિમભાઈઓ અને નટીઓ બંગાળી હતી. (ગાયન વાદનનો ધંધો કરનારી) આ બધાં ખૂબ જ મમતાળુ અને પ્રેમાળ હતાં. નટીઓમાં 'નાલુ', 'મહાતાબ', 'આશ્ચર્યા' 'સુભાષિની' વગેરે હતાં. સુભાષિની મારી ઉંમરની છોકરી હતી. મારી સાથે નાચ, ગીત અને સાહેલીઓમાં તે ઊતરતી. દરેક નટીની સંભાળ માટે એમની માતાઓ અગર નોકરો સાથે આવતા. આ બધામાં આશ્ચર્યાની માતા લખીમૌસી ખૂબ જ પ્રેમાળ પ્રૌઢા હતી. મારી નાની વય, નિર્દોષ ચહેરો, સુંદર ગળું, અને હાવ-ભાવથી રાજી થઈ મને ખોળામાં બેસાડતી. અને બંગાળીમાં આશ્ચ-ર્યાને કહેતી, "અરે આશ્ચર્યા, જો તો ખરી, આ છોકરો કેટલો સુંદર છે? આ છોકરાને આમ કલકત્તા સુધી એકલો મોકલતાં એની માનો જીવ કેમ ચાલ્યો હશે?" તે કોઈ વાર થોડી મીઠાઈ પણ લાવતી અને ખાનગીમાં મને ખવરાવતી. આ રીતે મને મારી માતાનું વાત્સલ્ય આટલે દૂર રહ્યા છતાં મળી રહેતું હતું.

આ વખતે સ્ત્રી અને પુરુષ એવા કોઈ ભેદ મારામાં જન્મ્યા જ ન હતા. આને લીધે દરેક નટી મને ખૂબ પ્યાર કરતી. અને મને બંગાળી ભાષા શીખવવા મારી પાસે થોડા થોડા બંગાળી શબ્દોના ઉચ્ચાર કરાવતી. અહીં મારે કહેવું જોઈએ કે બબ્બે અઢી વરસના પરિચય છતાં હું બંગાળી ભાષા સારી રીતે શીખી ન શક્યો. તેઓને બોલતાં સાંભળી અનુકરણ કરતો. બંગાળી ભાષા મને ખૂબ જ મીઠી લાગતી હતી.

મા–બાપને છોડ્યે ઘણા મહિના થઈ ગયા હતા. આથી તેમનું તીવ્ર સ્મરણ ઘણીવાર થઈ આવતું હતું. ઘણી વખત નજીવી ભૂલ માટે નેતરની સોટી હાથ, પગ કે વાંસા પર પડતી ત્યારે મને નાટક મંડળીમાંથી ઘેર નાસી જવાની ઇચ્છા થઈ આવતી. મારી એ વખતની સમજ પ્રમાણે હું ધારતો કે, જો કલકત્તાથી ભાગી જાઉં તો રેલવેના પાટે પાટે મહિને બે મહિને વીસનગર પહોંચી જાઉં. રાત્રે પાટાની આજુબાજુ ક્યાંક ઝૂંપડામાં આરામ કરું, ભૂખ માટે ભિક્ષા માગું, અને આખો દિવસ ચાલ્યા જ કરું ! જો કે મારથી બચવા નાસી જવાનો પ્રયોગ કદી અમલમાં મૂક્યો નહિ.

દર રવિવારે રજા હોવાથી દુર્લભરામ કાકાની દેખરેખ નીચે અમે બધા નટમિત્રો ધર્મતલ્લાના મેદાનમાં ફરવા જતા. એ અમારી ફરવાની મુખ્ય જગા. કલકત્તામાં મછવા બજારમાં આવેલી અમારી નાટકશાળા અમારા ઘરથી લગભગ ચોથો માઈલ દૂર હતી. નાટક પૂરું થયા પછી બે અઢી વાગે ઘેર જતાં રસ્તે સુગંધી ફૂલોવાળાં બોરસલ્લીનાં અનેક ઝાડ નીચેથી અમે પસાર થતા. પુષ્પો મને ખૂબ ગમતાં. રાત્રે ખરેલાં પુષ્પો ધોતલીની ફાંટમાં એકઠાં કરી ઓશિકે મૂકીને સૂઈ જતો.

એક વૃદ્ધ શ્રીમંત યહૂદી પ્રેક્ષકની ખાસ વિશેષતા એ હતી કે તેઓ હંમેશાં મુખ્ય ભૂમિકા ભજવનાર ઉપર ગુલાબના ફૂલના હાર નાખતા. મોટે ભાગે તેઓ દરરોજ નાટક જોવા આવતા. એક વાર મારી મુખ્ય ભૂમિકા ઉપર પણ તેમણે ગુલાબના હાર નાખ્યા હતા. આ હારનાં લાલ, પીળાં અને ગુલાબી ગુલાબનાં પુષ્પો મને ખૂબ ગમતા. આ બધાં ફૂલોને રાતના ઘેર લાવી શૈયામાં બિછાવી નિરાંતે સૂઈ જતો.

આ સાથે અમારાં રહેઠાણ અને દિનચર્યા વિષે અત્રે જણાવી દેવું યોગ્ય ગણાશે. અમારી રહેઠાણ વ્યવસ્થા આ પ્રમાણે હતી.

અમારા રહેવાના મકાનની આગળ એક નાનકડો બગીચો, આગળ થોડીક છૂટી જગા અને થોડાંક કદમનાં વૃક્ષો હતાં.

આ મકાન ત્રણ માળનું હતું. મકાનમાં પ્રવેશતાં જ ભોંયતળિયે બે ઓરડા આવતા. ત્યાંથી આગળ વધતાં એક વિશાળ ચોક હતો. તેની મધ્યમાં પાણી ભરવાનો નાનકડો હોજ હતો. નળની પાઈપ હોજ સુધી લંબાવેલી હતી. ચોક પૂરો થતાં વળી બે ઓરડા આવતા. ત્યાંથી આગળ વધતાં પહેલે માળે જવાની સીડી આવતી. પહેલે માળે શેઠિયાઓ રહેતા હતા. અને ત્રીજે માળે તેમનું રસોડું અને અગાશી હતાં. અમારે નવા નટ છોકરાઓને ભોંયતળિયે રહેવાનું હતું. એમાંના એક ઓરડામાં અમને છ-સાત છોકરાઓને સૂવા-બેસવા ગાદલાં-ગોદડાંની વ્યવસ્થા કરી આપી હતી. જોડેના એક ઓરડામાં અમારા માટેનું રસોઈઘર હતું. અમારી બરાબર સામેના ઓરડામાંના એક ઓરડામાં શ્રી સખારામભાઈ સહકુટુંબ રહેતા હતા.

અમારી ભોજન વ્યવસ્થા અમારા હિતેચ્છુ અને મુ.... દુર્લભરામકાકા કરતા હતા. સવારે ચા અને નાસ્તો તૈયાર કરીને આપતા. બપોરે દાળ, ભાત, રોટલી અને શાક અને સાંજે ભાખરી અને શાક તૈયાર કરતા. તહેવારોને દિવસે મિષ્ટાન્ન બનાવતા. અને આ બધાં રસોઈના વાસણો અમારે છોકરાઓને માંજવાં પડતાં. આ માટે અમને દરેક વાર વહેંચી આપ્યો હતો. તે તે વારે તે છોકરાએ ઓરડામાંથી કચરો કાઢવાનું અને બપોર તથા રાતની રસોઈનાં વાસણો માંજવાનું કામ કરવું પડતું. હું નાટકમાં પહેલવહેલો જ ગએલો હોવાથી મને આ કામ કોણ જાણે કેમ ખૂબ જ કઠતું. થોડા મહિના તો મેં આ કામ કર્યું. પછી મારા પગારમાંથી હું થોડા પૈસા ખર્ચના રાખી લેતો. અને તેમાંથી છૂટક પૈસા આપી બીજા છોકરાઓ પાસે મારા વારાના દિવસે કચરો કઢાવી અને વાસણ મંજાવી લેતો હતો.

અમારું પગાર ધોરણ અતિશય નીચું હતું. વધારેમાં વધારે

અમારા છોકરાઓમાંથી એક જણને દસ કે બાર રૂપિયા મળતા હતા. ત્યારે મારો પગાર તે વખતે ૭ રૂપિયા નક્કી કરેલો હતો. અમારી નાટક મંડળી જૂના વખતનાં નાટકો ભજવતી. પરિણામે કંપનીની આવક ઓછી રહેતી. તેમ છતાં પગાર નિયમિત તારીખે અમને મળી જતો.

રવિવાર સિવાય બધા જ દિવસોએ નાટક ભજવાતાં. અને રવિવાર સિવાય બધા જ દિવસોએ સવારના નવ વાગે ઘેર તાલીમમાં બધાને ઉપસ્થિત રહેવું પડતું. સદ્‌ભાગ્યે તાલીમનું કામ અમારા ઓરડાઓમાં જ ચાલતું હોઈ અમારે નવા નાટકની તૈયારી સિવાયના દિવસોએ નાટકશાળામાં જવું પડતું ન હતું. અમને છોકરાઓને પગાર ઉપરાંત બાર માસનાં કપડાંમાં ત્રણ પહેરણ, ત્રણ ગંજી, મખમલની પારસીશાહી કાળી ટોપી, ત્રણ ધોતી ઉપરાંત છત્રી, ઓઢવાને ગરમ કામળા, અગર રૂની સૂજની અને ગાદલાં નાટક મંડળી તરફથી આપવામાં આવતાં હતાં.

અહીં કલકત્તામાં ચોમાસામાં અને શિયાળામાં પણ નાટક ચાલુ જ રહેતાં. અમારો છોકરાઓનો દૈનિક કાર્યક્રમ આ પ્રમાણે ગોઠવાએલો હતો. સવારે સાત વાગે ઊઠવું. અને ચા નાસ્તો કર્યા બાદ નહાવું ધોવું અને કપડાં સૂકવી નાખવાં. ત્યાર પછી સાડા આઠ કે નવે તાલીમમાં જવું. સાડાબાર સુધી તાલીમ ચાલતી. ત્યાર પછી જમી લઈ કલાક કે બે કલાક આરામ લેતા. અને ત્રણ સાડાત્રણ વાગે અમારા મકાન આગળની છૂટી જગ્યામાં શ્રી દાદાભાઈ ઈજી ચેર મગાવી બેસતા. તેમની આજુબાજુ અમે બધા છોકરાઓ ગોઠવાઈને બેસી જતા. એમની સાથે નાટક સંબંધી વાતો, ચર્ચાઓ કે તાલીમની શરૂઆત થતી. સાંજે ૭, સાડા ૭ વાગે ભોજન માટે અમને છૂટા કરવામાં આવતા. અને ત્યાર પછી અમે નાટક શાળામાં જવાની

તૈયારી કરતા. ત્યાં સાડા આઠથી રાત્રીના બે વાગ્યા સુધી અભિનય કાર્ય માટે રોકાતા અને અઢી ત્રણ વાગે ઘેર આવી સૂઈ જતા.

આ મકાન અમને છોકરાઓને નાટક શાળાથી બહુ જ દૂર પડતું હતું. આથી કંપનીએ આ મકાન બદલી મછવા બજાર ઉપર એક ગલીમાં બીજું મકાન રાખ્યું. આ મકાન પણ ત્રણ માળનું હતું. આ મકાનમાં પણ રહેવાની વ્યવસ્થા આગલા મકાનના જેવી જ હતી. વધારામાં આ મકાનના પાછલા ભાગમાં વચ્ચે લીલોતરીવાળી છૂટી જગામાં અમને રમવાની મઝા પડતી. અહીંયાં "મીનરવા", "સ્ટાર" અને બીજી નાટક શાળાઓ જોવાનો અને ત્યાં નાટક ભજવવાનો પણ પ્રસંગ ઊભો થયો હતો.

કલકત્તાના બત્રીસ મહિનાના મારા નિવાસ દરમિયાન એક ચોમાસું એવું આવ્યું કે વરસાદ ધોધમાર વરસવા લાગ્યો. મોટા રસ્તાઓ ઉપર ઢીંચણ સુધી પાણી ભરાઈ ગયાં. ટ્રામ અને વાહન વ્યવહાર પણ બંધ થઈ ગયો. એટલું જ નહિ પણ અમારા મકાનના ભોંયતળિયે ચોકમાં ઢીંચણ જેટલું પાણી ભરાઈ ગયું. અને અમારો રોજનો આહાર-પાણીનો તથા સૂવા બેસવાનો બંદોબસ્ત છેક ત્રીજે માળે અગાશીમાં ઝૂંપડું બાંધી કરવો પડ્યો. આ દરમિયાન શેઠના દીકરા અરદેશર દૂંઠીને વિચાર આવ્યો કે, ચોકનું ગટરનું ઢાંકણ ખોલી નાખવાથી ચોકમાં ભરાએલું પાણી કદાચ ગટરમાં ઊતરી જશે અને તેમણે એ પ્રયોગ કરી જોયો. ત્યાં તો એમની ધારણાથી ઊલટું જ બન્યું. ગટરનું ગંદું પાણી મેલાં સહિત અમારા ચોકમાં ફૂવારાની પેઠે ધસી આવ્યું. પાણીમાંથી ઢાંકણ શોધી ફરી ઢાંકવા જાય તેટલામાં તો પાણી આખા ચોકમાં અને ઓરડાઓમાં પણ ફરી વળ્યું એની અસહ્ય દુર્ગંધથી અમે બધા ત્રાસી ઊઠ્યા. મહેતરને બોલાવી પાણી અને મેલું ઉલેચાવી નાખી દુર્ગંધ તો દૂર કરી શકાઈ પરંતુ વરસાદ તો અટકતો જ ન હતો. આથી લગભગ એકાદ માસ સુધી અમારા નાટકો

બંધ થઈ ગયાં. અમારા થિયેટરનો એક ભાગ પાણીના સતત જમાવટથી ધસી પડયો અને એને દુરસ્ત કરાવવામાં એકાદ માસ વિત્યો. આ સમય દરમિયાન અમારી નાટક મંડળીએ 'મીનરવા', અને 'સ્ટાર' થિયેટર આડ વારે ભાડે રાખી લીધાં. ઉપરાંત ત્યાં બંગાળી નાટક મંડળીઓ નાટકો ભજવતી હતી ત્યારે અમારે ધર્મતલ્લા ઉપર એક અંગ્રેજી નાટક ભજવનારી મંડળીની નાટક શાળામાં પણ જવું પડયું હતું. આમ એક બે મહિના જુદી જુદી નાટકશાળાઓમાં નાટકો ભજવી અમે મછવા બજારમાં અમારા ઠંઠનીયા થિયેટરમાં સમારકામ થઈ જતાં પાછા વ્યવસ્થિત થઈ ગયા.

આ સમયમાં થિયેટરમાં નટ અને નટીઓ માટે વેશ પરિધાન કરવાના ઓરડાઓ અલગ રાખવામાં આવતા. તેમાં ત્રણ ચાર મોટી સાઈઝના આરસાઓ ગોઠવેલા રાખવામાં આવતા. અને આજુબાજુ દીવા રાખવામાં આવતા, આરસાઓ ટેબલ ઉપર જડી દેવામાં આવતા. આ ટેબલના પાટિયા ઉપર પહોળા મોઢાનું એક એક પાણીથી ભરેલું વાસણ રાખવામાં આવતું. અને તેની બાજુમાં ચાર જુદા જુદા રંગના પ્યાલા રાખવામાં આવતા. જેમાના એકમાં સફેદ ઝીંક પાવડર, લાલી (લાલ રંગ), પીળી (પીળો રંગ) થોડા પ્રમાણમાં મેળવેલો રાખવામાં આવતો. બીજામાં માત્ર લાલી, ત્રીજામાં માત્ર પીળી અને ચોથામાં પ્રવાહી કાળો રંગ રાખવામાં આવતો. બાજુમાં હોઠ રંગવાની લાલ પ્રવાહી રંગની એક શીશી રાખવામાં આવતી. આ અમારાં મુખ રંગવાનાં મુખ્ય સાધનો હતાં.

પ્રથમ પ્રત્યેક નટ અને નટી પોતાના ડાબા હાથની હથેળી ઉપર પડેલા પ્યાલાનુ મિશ્રણ લેતા અને જોઈતા પ્રમાણમાં પાણી ઉમેરી બે હથેળીથી મસળી કપાળથી માંડીને ગળા સુધીના દર્શનીય ભાગમાં લગાડતો. થોડીવારે પાણી સુકાઈ જતાં એના ઉપર પડેલા ચીસોટા ને હાથની સાફ કરી નાખતો. ત્યાર પછી એક આંગળી લાલીમાં

બોળી દૂધેળીમાં પાણી સાથે મેળવી ગાલ ઉપર લગાડેલા રંગ સાથે મેળવી લેતો. વધારે આછો રંગ દેખાય તો થોડું સફેદનું મિશ્રણ કરતો. એમ કરી તંદુરસ્ત ગાલ ઉપરની લાલી જેટલા પ્રમાણમાં જોઈએ તેટલા પ્રમાણમાં મેળવી લેતો. ત્યાર પછી કાણી આંગળીનો થોડોક ભાગ બોળી થોડીક લાલી અને થોડીક પીળી મિલાવી બે આંગળીથી ઘસી આંખનાં પોપચાં ઉપર મસળી દેતો. જેને લીધે એની લાલાશ, પીળાશ અને કાળાશ આ ત્રણેનું મિશ્રણ થઈ આંખ ઉપરની ચામડીની સહજ કાળાશનો ખ્યાલ આવી જાય અને ગાલથી પોપચાંની ચામડી જુદી પડે તેવો પ્રયત્ન કરતો. ત્યાર પછી એક કપડું ભીનું કરી હોઠ લૂછી નાખી એક શીશીમાં ભરેલા રંગથી હોઠ પ્રમાણસર લાલ કરી દેતો અને ત્યાર પછી ભવાંને ભીના કપડાથી સાફ કરી આંખમાં થોડી મેંશ આંજી થોડીક મેંશ ભવાં ઉપર આછી લગાડી દેતો. આ પ્રમાણે હાથ અને પગ પણ આવશ્યકતા અનુસાર રંગ લઈ રંગી દેતો.

પુરુષો આવશ્યકતા પ્રમાણે માથે વાળની વીગ પહેરતા..અને નટીઓમાં જેમને મોટા વાળ હોય તો પાત્રાનુસાર કેશ સંવારી જરૂર હોય તો ફૂલો ભરાવી, પાત્રાનુસાર વસ્ત્રો અને આભૂષણો ધારણ કરતી. બધી તૈયારીમાં લગભગ એકાદ કલાક જતો. અને રોજનો મહાવરો પડી જતાં એમાં થોડી ઝડપ આવતી. ઉપરાંત વૃદ્ધાવસ્થાની મુખ ઉપરની કરચલીઓ, ચહેરામાં અપેક્ષિત વિકૃતિ સૂચક ચિહ્નો વગેરે માટે ઉપર દર્શાવેલી રંગભૂષા થઈ ગયા પછી જરૂરી રંગોના ઉપયોગ દ્વારા ચિતરામણ કરી આવી કરચલીઓ તેમજ વિકૃતિ સૂચક ચિહ્નો ઉપસાવવામાં આવતાં. દાઢી અને જટાની વીગ પહેરી જરૂર મુજબ ઉપર સાફો, પાઘ, મુગટ વગેરે ધારણ કરવામાં આવતાં.

પાછળથી ઓઈલ પેઈન્ટની પ્રથા અસ્તિત્વમાં આવી. આ પેઈન્ટની વિશિષ્ટતા એ હતી કે તેમાં છેક છેવટ સુધી મોંઢુ જેવું ને

તેવું જ દેખાતું. પસીનો થયો હોય તો દરેક અંકે પફ છાંટી દેવામાં આવતો. એટલે ચહેરો તાજો ને તાજો લાગતો. આ પછી ઓઈલ પેઈન્ટના અનેક પ્રકારો નીકળ્યા હતા. સફેદ અને ગુલાબી મિશ્રિત એવી થોડીક મેક અપ માટેની તૈયાર કલર સ્ટીક્સ યુરોપથી આવતી હતી. એને મુખ ઉપર જરાક જરાક લગાડી બે આંગળી ઉપર થોડું ગ્લીસરીન લઈ ચહેરા ઉપર ચોપડી દેવામાં આવતું. ત્યાર પછી ગાલ ઉપર, લાલી વગેરે, ફરી ગ્લીસરીનથી ચળકતા મોઢા ઉપર પફ છાંટી દેવામાં આવતો. આ પફનો પાવડર ચામડી સાથે મળી જતો. એટલે પેઈન્ટ રંગમંચને યોગ્ય થઈ જતો. વૃદ્ધાવસ્થાની કરચલીઓ અથવા ભ્રમર કે મૂછ દેખાડવા માટેની જુદી જુદી તૈયાર કલર સ્ટીક્સ આવતી. આ, પેઈન્ટ પ્રમાણમાં ખર્ચાળ હતો. પણ વધારે સ્વાભાવિક લાગતો હતો. મહારાષ્ટ્રીયન નાટક મંડળીઓ સ્કીન કલરનો ઓઈલ પેઈન્ટ એક ડબામાં તૈયાર ડબામાંથી પેઈન્ટ કરી રાખતી. પ્રત્યેક નટ કે નટી એ કરી ઉપર પફ છાંટી દેતો. એતો ગુજરાતીઓ કરતાં પીળીનો વધારે ઉપયોગ કરતા. જેથી એમની ચામડી વધારે ભારતીય લાગતી હતી. પાછળથી ગુજરાતીઓ પણ આવા જ પેઈન્ટનો ઉપયોગ કરતા.

અમારા દંડનીયા થિયેટરની પ્રકાશ યોજના તે જમાનાને અનુરૂપ અત્યંત સાદી હતી. વિદ્યુતના દીવાની કે પેટ્રોમેક્ષની તે વખતે શોધ થઈ ન હતી. એટલે તે વખતના કલકત્તાનાં બધાં જ થિયેટરોની માફક અમારા થિયેટરમાં પણ ગેસના સામાન્ય દીવાઓનો જ ઉપયોગ થતો. રંગમંચની આગળની કિનારી ઉપર લોખંડની એક નળી એક છેડાથી બીજા છેડા સુધી મૂકવામાં આવતી. આ નળીમાં થોડે થોડે અંતરે પાંચ પાંચ છિદ્રો પાડવામાં આવતાં. નળીમાં એક છેડાથી સ્વીચ દ્વારા ગેસ પસાર કરવામાં આવતો અને નળીનાં છિદ્રોમાં દીવા પ્રગટાવવામાં આવતા આ નળીની જોડે જ બીજી પણ એક ઝીણી

નળી રાખવામાં આવતી. તેમાં ચાર કે પાંચ જ છિદ્રો થોડે થોડે અંતરે પાડવામાં આવતાં. અને ત્યાં પણ ગેસના દીવા પ્રગટાવવામાં આવતા. જ્યારે રંગમંચ ઉપર અંધકારનું દૃશ્ય બતાવવાનું હોય ત્યારે પહેલી નળીના બધા દીવા ગેસ બંધ કરવાથી આપ મેળે બુઝાઈ જતા. અને બીજી ઝીણી નળીના ચાર પાંચ દીવા જ ચાલુ રહેતા. આમ ગેસના ઝીણા દીવાના અત્યંત ઝાંખા પ્રકાશમાં અંધકારનાં દૃશ્યો ભજવાતાં. જ્યારે પ્રકાશની જરૂર પડે કે તરત જ પેલી મોટી નળીમાં સ્વીચ દ્વારા ગેસ છોડવામાં આવતો. અને રંગમંચ ઉપર સંપૂર્ણ પ્રકાશ પથરાઈ જતો. આ બંને નળીઓ ઉપર રક્ષણ માટે લોખંડની જાળી રાખવામાં આવતી. અને દીવાઓનો પ્રકાશ પ્રેક્ષકો તરફ ન જાય તે માટે પ્રેક્ષકો તરફની બાજુએ એક પતરું નળીના બંને છેડા સુધી રાખવામાં આવતું. આથી આ દીવાઓનો પ્રકાશ માત્ર રંગમંચ ઉપર જ ફેંકાતો.

જેમ રંગમંચની તળિયાની સપાટી ઉપર પ્રકાશની યોજના કરવામાં આવતી તેવી જ રીતે ભજવનારાઓના માથા ઉપર અને ચહેરાઓ ઉપર પ્રકાશ પડે તે માટે રંગમંચના ઉપરના ભાગમાં પણ નીચેના જેવી જ છિદ્રોવાળી નળીઓ રાખવામાં આવતી. આ દીવાઓથી કપડાના પડદા વગેરેને નુકસાન ન થાય તે માટે રક્ષણની પૂરેપૂરી વ્યવસ્થા કરવામાં આવતી. આ નળીઓના દીવાઓનો પ્રકાશ નીચેની તરફ રંગમંચ ઉપર પડતો. આમ ઉપરના ભાગમાં દરેક વીંગના વાંસ સાથે એક એક નળી ગોઠવવામાં આવતી. પરિણામે રંગમંચને ઉપરના અને નીચેના દીવાઓથી જરૂર મુજબ પ્રકાશિત અને અંધકાર-મય બનાવી શકાતો. કોઈ વાર રંગીન પ્રકાશ ઉપજાવવા માટે લેમ્પ લાઈટનો ઉપયોગ કરવામાં આવતો. આથી રંગમંચને આવશ્યકતા મુજબ જાતજાતના રંગોના પ્રકાશથી વિભૂષિત કરી શકાતો.

જેને નાટકશાળા કહેવામાં આવે છે તે બે ભાગમાં વહેંચાએલી

હતી. એક ભાગને પ્રેક્ષકગૃહ અને બીજા ભાગને રંગમંચ કહેવામાં આવતો. પ્રેક્ષકગૃહમાં પ્રેક્ષકોને બેસવાની સગવડ હતી. આ સમસ્ત પ્રેક્ષકગૃહ વિવિધ વિભાગોમાં વહેંચાએલું હતું. કુલ ચાર વિભાગો રહેતા. ટિકિટના દર દોઢ રૂપિયો, એક રૂપિયો, બાર આના (અત્યારના પંચોતેર પૈસા), અને ચાર આના (અત્યારના પચીસ પૈસા) હતા.

પ્રેક્ષકગૃહ અને રંગમંચની મધ્યમાં થોડીક છૂટી જગા રાખવામાં આવતી. જેમાં વાદ્યકારો બેસતા.

રંગમંચની નીચે ઊંડું ભોંયરું રાખવામાં આવતું. ભોંયરામાં નીચે ઊતરવા માટે પગથિયાંની સગવડ રાખવામાં આવતી. ભોંયરામાં નાટકનો સરસામાન રાખવામાં આવતો. રંગમંચનું ભોંયતળિયું એક સરખા લાકડાના પાટિયામાંથી તૈયાર કરવામાં આવતું. અને નાટ્ય ભજવણી દરમિયાન એક લીલા રંગથી રંગેલો કંતાનનો મજબૂત ગાલિચો પાથરેલો રાખવામાં આવતો.

એના ઉપરના છાપરા માટે ભોંયરામાંથી નીકળતા બે બાજુના ચારચાર થાંભલાઓ રંગમંચથી ઉપર નીકળી છેક છાપરા સુધી પહોંચતા એના માપ ભલે જુદા જુદા હોય પણ રંગમંચ માટેનું લંબચોરસ ચોકઠું આ થાંભલાઓની મધ્યમાં ગોઠવાએલું રહેતું. આ થાંભલાઓ દેખાય નહિ તે માટે સાઈડ વીંગનો ઉપયોગ કરવામાં આવતો અને ઉપરના પાઈપ કે વાંસને ઢાંકવા માટે ઝાલરનો ઉપયોગ થતો.

આ સમગ્ર રંગમંચને ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવતો. પ્રત્યેક વિભાગમાં નાટકના વિવિધ દૃશ્યોને અનુરૂપ પાર્શ્વભૂમિકા માટે પડદાનો ઉપયોગ કરવામાં આવતો. આ પ્રત્યેક પડદાને ખસેડવાની કે ઊંચકવાની વ્યવસ્થા રાખવામાં આવતી.

આ સિવાય અસંગોપિત દૃશ્ય રચના (સેટિંગ્ઝ) માટે મંચ

ઉપર ગોઠવી શકાય તેવા થાંભલા, ફૂલઝાડનાં કૂંડાં, વૃક્ષો, ફુવારાઓ, મહેલનાં દશ્યો, પગથિયાં વાળી નાનીમોટી સીડીઓ, સિંહાસનો ઇત્યાદિનો જરૂર મુજબ ઉપયોગ કરવામાં આવતો.

દરેક નાટકમાં પ્રત્યેક સેટસીનના દશ્યને અંતે એના કવરનો પડદો ઊતરી આવતો. અને બીજો સીન ભજવાય તે દરમિયાન પાછળનો સેટસીન બદલી બીજો સેટ સીન તૈયાર કરવામાં આવતો. પહેલેથી છેલ્લે સુધી નાટકમાં આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવતી.

રજાના દિવસે કંપની તરફથી અમને બધા છોકરાઓને કલકત્તાના સુપ્રસિદ્ધ સ્થળો જોવા લઈ જવામાં આવતા. એક વખતે કલકત્તાના એક સુપ્રસિદ્ધ જૈન મંદિરની મુલાકાતે અમને લઈ જવામાં આવેલા.

અત્યારે મને તે સ્તાનું નામ યાદ નથી આવતું. પરંતુ મંદિરનો આકાર, જિનેશ્વર ભગવાનની સૌમ્ય મૂર્તિ વિશાળ બાગીચો, બંગીચાના હોજમાં-તરતી માછલીઓ, રંગબેરંગી કાચના ટુકડાઓથી ભીંતો અને છતમાં ઉપસાવેલી વેલબુટ્ટીઓ, સૂર્યના કિરણો કાચ ઉપર પડતાં સ્વાભાવિક રીતે સર્જાતું અનુપમ સ્મરણીય દશ્ય. આ બધું નજર સમક્ષ ખડું થાય છે.

કલકત્તા જતી વેળાએ મારાં પૂ. ફૂબ્બાબાએ જ્યારે પણ તક મળે ત્યારે જિનેશ્વર ભગવાનનાં દર્શને જવાની આજ્ઞા કરેલી. આમ કુદરતી રીતે દહેરાસર આવવાની તક મળતાં મેં જિનેશ્વર ભગવાનની પ્રતિમા આગળ ઊભા રહી ભક્તિભાવપૂર્વક નવકાર મંત્રનું રટણ કર્યું. અને સ્વાભાવિક રીતે જ મને મારા બા યાદ આવી ગયાં.

એવી જ રીતે કલકત્તાના સુપ્રસિદ્ધ કાલિમંદિરના દર્શન કરવા પણ અમે ગયા હતા. મંદિરના નાકેથી અમે મીઠાઈની ડાલી-જેમાં થોડાં ફૂલ અને થોડી મીઠાઈ માટીના વાસણમાં ભરેલી હોય છે તે

અમે ખરીદી. ત્યાંથી આગળ વધ્યા એટલે માંસના ટૂકડા અને ફૂલો-વાળી ડાલીઓ પણ ત્યાં વેચાતી જોઈ. આ દૃશ્ય અમને શાકાહારી ગુજરાતીઓને જુગુપ્સા ઉપજાવે તેવું હતું. થોડી વારે એક નાની બારીમાં થઈને એક મોટા ચોકમાં ગયા. ત્યાં માતાજીનું શિખરબંધી મંદિર બાંધેલું હતું. અને બરાબર માતાજીની મૂર્તિની સામે જ ચોકમાં એક લાકડાનો હડો ખોસેલો હતો. માતાજીને બકરાનો ભોગ આપતી વખતે આ હડામાં કહે છે કે બકરાનું માથું ભરાવી એનો શિરચ્છેદ કરવામાં આવતો. મંદિરના ગર્ભદ્વારમાં માતાનું રૌદ્ર સ્વરૂપ સ્વરૂપ દર્શાવતી પૂરા કદની મૂર્તિ ઉપર ફૂલના ઢગ થએલા હતા. માતાજીની લાલ લાંબી જીહ્વા મુખની બહાર લટકતી હતી. મોટી આંખો અને કીકીઓ જોઈ મને થોડો ભય લાગતો હતો. ત્રણેક પ્રદક્ષિણાઓ કરી અમે મૂર્તિનાં દર્શન કરી બહાર નીકળી ગયા.

ઈ. સ. ૧૮૯૮થી ૧૯૦૧ સુધીના સમયમાં શ્રી રામકૃષ્ણ-પરમહંસ અને સ્વામી વિવેકનંદ જેવા સમર્થ સંત અને યોગીના નામ પણ હું જાણતો નહતો. નહિતર મારી કુતૂહલવૃત્તિ પ્રમાણે તેમના દર્શન વિના મેં કલકત્તા છોડયું ન હોત.

કલકત્તાના મારા નિવાસ દરમિયાન અમારા સિવાય ભાગ્યે જ કોઈ ગુજરાતીને મેં જોયો હશે. આથી ગુજરાતીઓને જોવાની અને કુટુંબીજનોને મળવાની ઇચ્છા વારંવાર મનમાં થયા કરતી. એક રવિવારે ધર્મતલ્લાના મેદાનમાં માથે ગુજરાતી પાઘડી પહેરેલા અને હાથમાં લાકડી લઈ આવતા એક વૃદ્ધને મેં દૂરથી જોયા. મારું હૃદય હાથમાં ન રહ્યું. મારા નટ મિત્રોનો સાથ છોડી આસભેર પેલા ગુજરાતીની સામે દોડયો, અને એકદમ તેમને બેટી પડયો.

તેઓ ચમકી ગયા. શું છે? કોણ છે તું? તારે શું જોઇએ છે? એમ પૂછતા ભય અને ક્રોધથી તેઓ મારા સામે જોઈ રહ્યા. મેં કહ્યું, કંઈ જોઈતું નથી. આટલે દૂર મારા ગુજરાતી વડીલને

જોઈ મને ઉમળકો થઈ આવ્યો. આથી અત્યંત વહાલથી તેમણે મને, "તું ક્યાંનો વતની છે? અહીંયાં શું કરે છે?" ઇત્યાદિ પૂછી મને એક મીઠાઈવાળાની દુકાને લઈ ગયા. મેં ના પાડી છતાં મને થોડીક મીઠાઈ અપાવી. તેઓ વિદાય થયા. મને મીઠાઈ અપાવનાર આ મમતાળુ ગુજરાતી કોણ હતા. એ હું આજદિન સુધી જાણી શક્યો નથી. કદાચ એમને પણ પરપ્રાંતમાં ગુજરાતી જોઈને જ મારા પ્રત્યે સ્નેહ ઊભરાઈ આવ્યો હશે.

બંગાળમાં તહેવારો અને ખાસ કરીને માતાના ઉત્સવો દિવાળીના દિવસોમાં સાર્વત્રિક અને ખુબ સુંદર રીતે ઉજવાય છે. કાલિમાતાના ઉત્સવો ઉજવાતા જોઈ અમને બાલ નટ મિત્રોને પણ ઉત્સવ ઉજવવાની ઇચ્છા થઈ આવતી.

એક વાર અમારા રહેઠાણના પડોશી એક દુકાનદારે મને પાસે બોલાવી બંગાળીમાં કહ્યું, "તારા બાપા બહુ બીમાર છે. આ તાર તારો છે ને?" મને અચંબો અને દુઃખ થયું. હકીકત એમ હતી કે વીસનગરથી મારા પિતાએ મારા પર તાર કરી અને તાબડતોબ વીસનગર બોલાવ્યો હતો. પરંતુ અમારા માલિકોએ મને એની જાણ સુદ્ધાં પણ ન કરી. અને એ તાર કાગળના નકામા ટુકડાની જેમ ફેંકી દીધેલો. પેલા વેપારીના હાથમાં એ આવ્યો અને એણે મને જાણ કરી. મને મારા માલિકો ઉપર અત્યંત ક્રોધ ચડ્યો. મારી લાગણીને પ્રબળ આઘાત પહોંચ્યો. પરંતુ મારો ક્રોધ મારા માલિકો આગળ વ્યક્ત કરી શક્યો ન હતો.

તે દરમિયાન અમારી નાટક મંડળીની માલિકીમાં ફેરફાર થયો હતો. દાદાભાઈ વૃદ્ધ થઈ ગયા હોવાથી નાટક મંડળીનો વહિવટ તેમના દીકરા અરદેશર તથા દિગ્દર્શક સખારામભાઈ તથા પારસી ગૃહસ્થ જમશેદજી કાપડિયાને સોંપી આ પ્રવૃત્તિથી હંમેશને માટે નિવૃત્ત થઈ મુંબઈ નિવાસ કરવાના હતા.

આટલાં વર્ષો સુધી નાટક મંડળીઓ ચલાવ્યા પછી પોતે નિવૃત્ત થવાના છે એમ તેમણે તાલીમ વખતે અમને બે ત્રણ વાર કહ્યું હતું. અમને ભવિષ્ય માટે તૈયાર કરતા હોય તેમ થોડાંક સૂચનો પણ આપેલાં, "બેટાઓ, તમે મોટા થશો ત્યારે નામાંકિત નટો થશો. એટલું જ નહિ પણ તમારે એકેકી નાટક મંડળી ચલાવવી પડશે. તે વખતે મારો અનુભવ તમને ઉપયોગમાં આવશે" એમ કહી એમના જીવનના પ્રસંગો, કષ્ટો, નાટક માટે ખુવાર થવા જેટલી તૈયારીના અનુસંધાનમાં મુંબઈમાં બાંધેલા ખુલ્લા થિયેટરનું દેવું પોતે હજુ સુધી ભરપાઈ કરી શક્યા ન હતા વગેરે બાબતો અંગે નાટકના આ ફકીર–ફિરસ્તાએ અમને ઉદ્દેશીને અમારા વિકાસશીલ નટ માનસના ઘડતર માટેનું પ્રેરક સંબોધન કર્યું હતું.

મને તેમની પાસે બોલાવી મારી કમરે હાથ વીંટાળી છાતી સરસો ચાંપી કહેવા લાગ્યા, "બેટા, તારા ભલા માટે મેં તને ખૂબ માર્યો છે. એનો ફાયદો ભવિષ્યમાં તું નામાંકિત નટ થશે ત્યારે સમજાશે. હું પૈસે ટકે મોટો માણસ નથી. તને હું શું બક્ષિસ આપું? પરંતુ આ દશ રૂપિયા હું તને ઈનામ આપું છું. આને દસ હજાર કે દસ લાખ સમજજે. આ દાદાભાઈનું વચન છે. જાઓ બેટા સુખી થાઓ."

પછી તો તેમણે કલકત્તા છોડયું અને મુંબઈમાં નિવાસ કરવા લાગ્યા.

નાટક મંડળીના નવા ભાગીદાર જમશેદજી કાપડિયા મારા પર અત્યંત પ્રેમ રાખતા. અને મને 'બેટા જહાંગીર'ના નામે બોલાવતા. અને જમ્યા પછી હંમેશાં મારા હાથનું પાન ખાતા. એમની સમક્ષ મેં કાલાવાલા કરી તારની હકીકત જણાવી. પિતાજીને મળવા જવા માટે વીસનગર જવાની રજા માગી લીધી. એમણે બીજા ભાગીદારોને સમજાવી, એક મહિનાની મને રજા આપી. અને વચન માગી લીધું

કે, "બેટા જહાંગીર, એક મહિના પછી તું જરૂર કલકત્તા પાછો આવશે ને? કે આ જમશેદજી બાવાને ભૂલી જશે?" મેં વચન આપ્યું કે હું જરૂર આવીશ. પણ એ વચન પાળવાની એ જ વખતે મારા મનમાં અનિચ્છા હતી જ. વચન નહિ પાળવા માટેનો પશ્ચાત્તાપ મને આશરે ઈ. સ. ૧૯૦૬ કે ૧૯૦૭માં જમશેદજી મને મુંબઈમાં ચર્ચગેટ સ્ટેશન પર પારસીઓના કૂવા પાસે એક બાંકડા ઉપર બેઠેલા મળી ગયા ત્યારે થએલો–તે વખતે હું મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં 'સુંદરી' તરીકે પ્રસિદ્ધ થઈ ચૂક્યો હતો. હું તેમની પાસે ગયો. વિવેકપૂર્વક સાહેબને સલામ કર્યા. અને નાટક મંડળી વિષે પૃચ્છા કરી. ત્યારે તેમણે ખિન્ન અવાજે છતાં હસતે મુખે કહ્યું, જયશંકરભાઈ, મારી સાથે અરદેશરે સારી ચાલ ન ચાલવાથી હું ત્યાંથી ક્યારનોય છૂટો થઈ ગયો છું. અને હવે મુંબઈમાં જ રહું છું. મેં કહ્યું, "હું જયશંકરભાઈ ક્યારથી થઈ ગયો? અરે, હું તો તમારો બેટા જહાંગીર છું. આપને આપેલું વચન હું ન પાળી શક્યો તેને માટે મને માફ કરો." એમણે "કાંઈ નહિ, કાંઈ નહિ બેટા. એ બધી જૂની વાતો ભૂલી જાઓ. તમને બધું માફ જ છે." આ ઉદાર સજ્જનને આજે પણ ભૂલી શક્યો નથી,

આમ હું કલકત્તાથી વીસનગર આવ્યો. મારા પિતાની તબિયત ઠીક હતી. મારા આવ્યાથી માએ મોટો ઉત્સવ કર્યો. અને ઉપવાસ કરી ભગવાનની ખૂબ ભક્તિ કરી. પિતાએ પણ એ જ દિવસે વ્રત પૂર્ણ કરી અંબામાતાને ચૂંદડી ચઢાવી. એમનો છોકરો બે અઢી વર્ષે પાછો આવ્યો એટલે એમના આનંદનો પાર રહ્યો ન હતો. હું જ્યારથી કલકત્તા ગયો ત્યારથી જ પિતાએ અંબામાતાની અગિયારશનું વ્રત અને બાએ આઠમનો ઉપવાસ લીધો હતો. અને પુત્ર વિરહના દિવસો વ્રત તપશ્ચર્યામાં ગાળતાં હતાં. આ સમય ઈ. સ. ૧૯૦૧નો હતો.

[ ૩ ]

## ગેઇટીની 'સુંદરી'

કલકત્તાથી હું વીસનગર આવ્યો ત્યારે મારી ભાષામાં પારસી-શાહી ઉચ્ચારો પ્રવેશી ગયેલા હતા. પહેરવેશમાં પણ પેન્ટ, લંબકોટ અને મખમલની પારસીશાહી ટોપી હોવાથી મારા કુટુંબીઓથી હું કંઈક જુદો જ લાગતો હતો. વળી મારી ભાષા ઉપર પણ પુષ્કળ મશ્કરી થતી. અહીં આવ્યો એટલે મને ભણતરની ભૂખ સાલવા લાગી. મેં પિતાજીને વિનંતી કરી. તેમણે મને બીજી ચોપડીમાં દાખલ કરાવ્યો.

ગોલવાડમાં આવેલા પથ્થરવાળા શાળાના મકાનમાં હીરાલાલ માસ્તર અમને કાળજીપૂર્વક ભણાવતા હતા. અમારા ઘરમાં ચાની ટેવ કોઈને ન હતી. પરંતુ મને સવારમાં ચા અને નાસ્તાની ટેવ પડી ગયેલી. એટલે સવારમાં વહેલા ઊઠી કોઈને પણ તકલીફ આપ્યા વિના જાતે જ ચા બનાવી લેતો.

બાપુલાલ અમૃતલાલ ભોજક નામના મારાથી સહેજ મોટા મારા પિત્રાઈ ભાઈ નાટકમાં જઈ આવ્યા હતા. તેમને અમારા ગામના ગાયનના શોખીન નાગર વાજિંત્રા અને નાગર ગાયકો સાથે સારો સંબંધ બંધાયો હતો. વીસનગર સુથારાઈના જૂના મકાનની

બાજુમાં એક હારમોનિયમ શિક્ષક રહેતા હતા. એમને ત્યાં અમે બધા સવાર સાંજ ભેગા થતા. અને ગાયનવાદન ચાલતું. ઘણી વાર આ બધા મારી પાસે પણ હું નાટકમાં જઈ આવ્યો હોવાથી નાટકના ગીતો ગવરાવતા. આમ અમારું મંડળ ઠીક ઠીક પ્રમાણમાં જામ્યું હતું.

વળી નાટકના આ શોખીનો અમદાવાદના ડાહ્યાભાઈ ધોળશાજી સ્થાપિત 'શ્રી દેશી નાટક સમાજના' નાટકો જોવા અમદાવાદ જતા ત્યારે મને પણ સાથે લઈ જતા. અમદાવાદ જવાનું નિમિત્ત મારે મારા પિતાને કંઈક આપવું તો જોઈએ જ. આથી અમે એક સાંકેતિક ભાષાનો ઉપયોગ કરતા. નારાયણભાઈ મણીભાઈ હકમ પારેખવાળા અમદાવાદમાં મિલમાલિક હતા. એ પણ સંગીતના શોખીનોમાં ભળેલા. સાંકેતિક ભાષામાં અમદાવાદથી એમનો પત્ર આવતો. "મિલમાંથી રેશમી કિનારના ધોતિયાં બહાર પડ્યાં છે. ખરીદવા હોય તો આવજો." આ સાંકેતિક ભાષાનો અર્થ એ થતો કે 'શ્રી દેશી નાટક સમાજે' નવું નાટક બહાર મૂક્યું છે જોવું હોય તો આવજો. આમ મિત્રો સાથે નાટક જોવા હું અમદાવાદ જતો. મિત્રો જ મારી ટિકિટ ખરીદતા. એક વાર નાટક જોવા ગયેલા ત્યારે મધ્યાન્તર વખતે હું મારા જ્ઞાતિભાઈઓને મળવા સ્ટેજ ઉપર ગયો. ત્યાં પ્રાણસુખ હરિચંદ નાયક નામના ઉમતાના મારા એક સંબંધી મુખ્ય ભૂમિકા ભજવતા હતા. તેમણે આગ્રહ કરીને મારી ટિકિટના પૈસા પાછા અપાવ્યા.

આ ઓળખાણથી એક મોટી સગવડ થઈ ગઈ. તેમ જ મિત્રોને ટિકિટ રિઝર્વ કરાવવાની સગવડ પણ મળી ગઈ. આ પ્રાણસુખ નાયક એટલે એડીપોલોના નામે પ્રખ્યાત થયેલા નટ. એમનું તેજસ્વી અને ઘાટીલું ગૌર મુખ, મેક અપ કરવાનું એમનું આગવું કૌશલ્ય આ બધાં એમના વ્યક્તિત્વના વિશેષ પાસા હતાં.

હું નાટકો જોવા માટે વારંવાર અમદાવાદ આવું છું. આ વાત ક્રમે ક્રમે શ્રી દેશી નાટક સમાજમાં કામ કરતા મારા ફૂઆ કેશવલાલ શિવરામ અધ્યાપક (સંગીત લીલાવતીના લેખક અને શ્રી દેશી નાટક સમાજના મૂળ સ્થાપક)ને કાને ગઈ અને તેમણે વિચાર્યું આ છોકરો ભણવાનો નથી. એના માતાપિતાને કહી કોઈ સારી નાટક મંડળીમાં એને જોડી દેવો જોઈએ. તેમણે મને અમદાવાદમાં રખડવા માટે ખુબ ઠપકો આપ્યો; અને આ વાત પોતે મારા માતા પિતાને પણ કહી દેશે એમ કહ્યું. હું વળી પાછો શાળામાં ધ્યાન આપવા લાગ્યો. પરંતુ તે તો થોડા વખત પૂરતું જ. વળી પાછો હું અમદાવાદ નાટક જોવા તો ગયો જ. પરંતુ જ્યારે મારા ફૂઆએ જાણ્યું કે ડાહ્યાભાઈ ધોળશાજીએ મને બીજા દિવસે નાટકની તાલીમમાં આવવાની સૂચના આપી હતી. તેમણે મને ગવરાવ્યો હતો. મારા અવાજથી પ્રસન્ન થઈ નાટકમાં માસિક રૂપિયા વીસના પગારે રહેવાની ઓફર કરી હતી ત્યારે તેમને ખુબ ગુસ્સો ચડ્યો. તેઓ ખરેખર મારા હિતની દૃષ્ટિએ તેમના લાંબા અનુભવથી મને કોઈ સારી નાટક મંડળીમાં જોડવા ઇચ્છતા હતા. તેમને લાગ્યું હતું કે આ છોકરો ભણશે નહિ. એટલે એમણે મારી જાણ બહાર મુંબઈની બે ત્રણ નાટક મંડળીઓમાં મારા વિષે પત્રો લખ્યા હતા. તે પૈકી પારસી નાટક મંડળી અને બીજી મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાંથી તેમને અનુકૂળ જવાબો મળ્યા હતા. આટલી સામગ્રી ભેગી થતાં તેઓ મારી જાણ બહાર વીસનગર આવ્યા. અને મારાં માતાપિતાને સમજાવી મને મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં જોડાવા વચન લીધું.

અત્યંત દીર્ઘ દૃષ્ટિથી તેમણે આ નાટક મંડળી પસંદ કરી હતી. જેનું મહત્ત્વ હું તે વખતે જાણી શક્યો ન હતો. ડાહ્યાભાઈની ભાગીદારીવાળી એટલે કે પોતાની જ નાટક મંડળી શ્રી દેશી નાટક સમાજમાં હું જોડાઉં એમ તેઓ ઇચ્છતા ન હતા.

હું અમદાવાદથી વીસનગર આવ્યો. થોડાક દિવસ પછી મારા ફુઆ પુનઃ વીસનગર આવતાં મારા બા સાથે અમે અમદાવાદ જવા રવાના થયા. મારા ફુઆ મને ઘડતા હોય અને મારા ભવિષ્યને ઉજ્જ્વળ બનાવવા પ્રયત્ન કરતા હોય એવી વાતો આખો વખત ગાડીમાં કરવા લાગ્યા.

આ વાતોમાં નટોએ કેવી રીતે શીલ પાળવું જોઈએ અને ન પાળનાર કેટલા દુઃખી થાય છે એના દાખલા નામ ઠામ સાથે આપ્યા. જાણે દીકરીને સાસરે વળાવતા હોય તેમ મને પરોક્ષ રીતે સમજાવવા લાગ્યા. આમ વાતોમાં ને વાતોમાં, અમદાવાદ ક્યારે આવી ગયું તેનો ખ્યાલ પણ અમને ન આવ્યો.

બીજે દિવસે સવારે નવ વાગે રીચીરોડ ઉપર મારા એક જ્ઞાતિભાઈ, હાર્મોનિયમ શિક્ષકને ત્યાં મારા ફુઆ મને લઈ ગયા. ઘરમાં પ્રવેશતાં જ સુંદર દેખાવના અને પ્રતાપી વ્યક્તિત્વવાળા એક પુરુષને મેં જોયા. મોટી ભાવવાહી આંખોવાળા આ પુરુષ મને માપતા હોય તેમ તેમની વેધક અને અનુભવી આંખો મારા ઉપર ફરી વળી. તેમણે મને એક ગીત ગાવાની આજ્ઞા કરી.

મેં ગીત ગાયું. ગીત સાંભળ્યા બાદ મારા ગળાંની આસપાસ તેમણે હાથ ફેરવ્યો. અને મારો અવાજ પડી જવાને કેટલા વર્ષની વાર છે તે તેમણે મનોમન નક્કી કર્યું. ત્યાર પછી મારી પાસે ઉર્દૂમાં કેટલુંક ગદ્ય બોલાવ્યું. અને મારાથી તેઓ ખુબ રાજી થયા. મારી આ કસોટી લેનાર તે બાપુલાલ બી. નાયક.

વર્ષો પછી બાપુલાલ અને જયશંકરની જોડી પ્રખ્યાત થવાની હતી એ કાળગર્ભની વાતની એ સમયે કોને ખબર હતી?

મારો પગાર માસિક પચીસ રૂપિયા ઠરાવ્યો. અને મારા બાને સમાચાર કહેવડાવ્યા. મારાં બાએ મને સાચવવા માટે બાપુલાલને

ખાસ ભલામણ કરી. અને વિશેષરૂપે પોતાની બુદ્ધિથી એક શરત મૂકી. જો કે તેમને નાટક મંડળીના રીતરિવાજોની કશી ખબર ન હતી. તેમણે કહ્યું, "ભાઈ બાપુલાલ, આ છોકરાને તમારા શેઠના રસોડે જમાડવો. નાટકના બીજા છોકરાઓની સોબતમાં એને ન રાખવો. અને એને ભણવાની વ્યવસ્થા કરી આપવી. તમે ભલે તેનો પગાર પાંચ રૂપિયા ઓછો આપજો પણ આ મારી શરત તો મુખ્ય છે". ત્યાર પછી તે જ દિવસે રાત્રે મુંબઈ જનારી ટ્રેઈનમાં અમે મુંબઈ જવા રવાના થયા.

શ્રી બાપુલાલ સેકન્ડ કલાસના મુસાફર હતા. ત્યારે કેટલાક બીજા જ્ઞાતિભાઈઓની સાથે મને થર્ડ કલાસમાં બેસાડ્યો. ગાડી અમદાવાદ છોડી મુંબઈ તરફ ધસમસતી આગળ વધતી હતી કેટલોક સમય ગાડીમાં આનંદપ્રમોદમાં વિત્યો. વધતી જતી રાત્રીની સાથે હું નિંદ્રાધીન ક્યારે થયો તેનો ખ્યાલ રહ્યો નહિ.

સવારે મુંબઈના કોઈ એક સ્ટેશન પર મામા મારી પાસે આવ્યા. અને મને ગાડીમાંથી નીચે ઉતરવા કહ્યું. પછી અમે સામાન મજૂરને માથે ઉપડાવી ચાલતા ગેઈટી થીએટર તરફ ઉપડ્યા. તા.૧૮–૫–૧૯૦૧ને દિવસે સવારે મેં પહેલ વહેલો ગેઈટી થીયેટરમાં પગ મૂક્યો.

જે ગેઈટી મારી સમગ્ર કારકીર્દિનું સીમાચિહ્ન બનવાનું હતું એ ગેઈટીનો મારો પ્રથમ પ્રવેશ કુદરતી રીતે જ રોમાંચક બન્યો છે. નાટક શાળાને જોતાં જ મને સહજ વહાલ પેદા થયું હતું, મમત્વથી છલકાતું મારું સમગ્ર હૃદય નાચી ઊઠ્યું હતું. એ હર્ષોલ્લાસ...જાણે કોઈ જાણીતા સ્થળને જોઈ હૃદય નાચી ઊઠે એમ ગેઈટીનું પ્રથમ દર્શન મારે માટે ઝણઝણાટી પ્રસરાવનાર હતું. એ રંગમંચને જોઈ મારા પગે અજબ ચમકાર લીધો. અંગમાંથી અભિનય મહોરી ઊઠ્યો કોઈ ગુજરાતણની પ્રસન્ન ગંભીર મુદ્રાને જોતા કોઈ એવી ભક્તિની

છબીઓ નજર સમક્ષ તરવરવા લાગી. પ્રેક્ષકો...પ્રેક્ષકો...મારા ગુજરાતીઓ...મારા વહોરા સદ્‌ગૃહસ્થો...ભવ્ય રંગમંચ...તાળીઓના અવાજ અને નારી ભાવોનું અસ્ફૂટ રીતે સાકાર થવું ! ગુજરાતણને સાકાર કરવા મારો આત્મા થનગનતો હોય એમ મને લાગ્યું. જાણે અજાણે મારો નટ આત્મા પ્રસન્ન થતો હોય એમ લાગ્યું. આ ગેઈટી મને યશ અપાવશે, આ ગેઈટી મને સુવર્ણચંદ્રકો અપાવશે, આ ગેઈટી હજારો ગુજરાતીઓના મનનું સમાધાન કરાવશે, આ ગેઇટીને મારે અજાણપણે છોડવું પડશે. અરે આજ ગેઈટીના રંગમંચ ઉપર કરેલી એક ભૂમિકા મારા નામ સાથે સદાયને માટે જોડાઈ રહેશે. અરે આ ગેઈટી એક દિવસે આજનું મેજેસ્ટીક સીનેમા થશે એ તે દિવસે ખબર ન હતી. નાનકડું મન એ વખતે તો સુરમ્ય સ્વપ્નોની રંગલીલા જ નિહાળતું હતું.

પરંતુ તા. ૧૮–૫–૧૯૦૧ના મારા ગેઈટી પ્રવેશ દિને 'ચંદ્રગ્રહણ' હતું. સ્નાનાદિ પ્રાતઃકાર્ય પતાવ્યા પછી કંપનીના બીજા ભાગીદાર મગનલાલ મૂળચંદ શેઠના ઓરડામાં કંપનીના ભાગીદાર અને મંડળીના મૂળ સ્થાપક દયાશંકર વસનજી ગિરનારા આવ્યા. અને મને જોઈ મારા મામાને પૂછ્યું, 'આ છોકરાને લઈ આવ્યા ? તેમણે હા પાડી. તેમણે તરત હાર્મોનિયમ મંગાવ્યું. અને મારી પાસે ગવરાવ્યું. મેં દાદાભાઈની નાટક મંડળીના ફેરનાર પૈકી 'હામાન' નાટકની એક ચીજ ગાઈ. "મેરા ગમકા તરાના સૂનિયે......"

આ ગીત સાંભળ્યા પછી અત્યંત પ્રોત્સાહન આપનાર આ પુરુષે સ્પષ્ટ ભાષામાં મારા અવાજના ખુબ વખાણ કરતાં મને કહ્યું, 'આ હામાન નાટક જ્યારે શરૂઆતમાં બહાર પડયો ત્યારે દાદાભાઈને ત્યાં હું નોકર હતો. અને આ નાટકમાં 'હમ્માલા'ની ભૂમિકા ભજવતો હતો. આ ગીતો મને કંઠસ્થ છે. ત્યારે તું પણ દાદાભાઈનો

શિષ્ય છે કેમ ? ત્યારે તો આપણે બંને ગુરુ ભાઈઓ છીએ. ચાલો સારું થયું."

તે જ સમયે મામાએ ટકોર કરતાં કહ્યું, "તારી ગુજરાતી ભાષા ઉપર ખૂબ મહેનત કરવી પડશે. કલકત્તાનો તારો ઉર્દૂનો લહેજો કાઢી નાખવો પડશે. કેમ, મહેનત કરીશ ને ?"

મેં હા પાડી, ત્યાર પછી દયાશંકરભાઈએ એમની નાટકીય રીતે મારી નજર ન પડે એ રીતે મારા મામાએ ઈશારાથી મારા પગાર વિશે પૂછ્યું. મામાએ બે હાથનાં દસ આંગળાં એકઠાં કરી એક દશકો, બે દશકા, ત્રણ દશકા, ચાર દશકા અને ઉપર બે આંગળી એમ રૂપિયા બેંતાલીસનો પગાર ઈશારાથી જણાવ્યો. જેને દયાશંકરભાઈએ ઈશારાથી સંમતિ આપી ત્યારે ખરી રીતે મને વીસ રૂપિયા પગાર કરી આપ્યો હતો.

અહીં એક બીજો કિસ્સો પણ જણાવી દઉં કે અમદાવાદથી રાતની ટ્રેઈનમાં બાપુલાલ મને મુંબઈ લઈ ગયા તે દિવસે અમદાવાદમાં મારા ફૂઆ કેશવલાલ એમના જુના ભાગીદાર ડાહ્યાભાઈને માઠું ન લાગે એમ આ હકીકત કહેવા ઉપડચા. તેમણે ગંભીર મુખે ઠપકા-ભર્યા સ્વરે ડાહ્યાભાઈને કહ્યું, " તમે કેવા માણસ છો ? પાંચ રૂપિયા ખાતર તમે આવા છોકરાને જવા દીધા ? બાપુલાલ આજે રાતની ટ્રેઈનમાં એને મુંબઈ લઈ જવાના છે....વગેરે." વાસ્તવમાં તેઓ મને રાખવા જ માગતા ન હતા.

કેશવલાલ અધ્યાપકના ઠપકાનો ડાહ્યાભાઈને કેટલો પશ્ચાતાપ થયો હશે એનો પુરાવો તો થોડા સમય પછી મુંબઈ ગુજરાતી નાટક મંડળીના 'સૌભાગ્ય સુંદરી' નાટક બહાર પડયા પછી જ્યારે દેશી નાટક સમાજ મુંબઈ નાટકો ભજવવા આવ્યું ત્યારે ડાહ્યાભાઈએ મને સંદેશો કહેવડાવ્યો હતો કે "તમારે માટે અમારી કંપનીમાં

હજુ પણ જગા છે. તમારા આવવાથી હું ખૂબ જ રાજી થઈશ." એના ઉપરથી મળી રહે છે.

પરંતુ એક વખતે એક મંડળીમાં જોડાયા પછી વચનભંગ કરવો કે આ જાતની ચર્ચાઓ કરવી તે મને પસંદ નહતી. વળી મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિકો મારી સાથે ખૂબ સારો વર્તાવ રાખતા હતા. અમારો સંબંધ એક કુટુંબના જેવો હતો. મારી જમવાની તેમ જ રહેવાની વ્યવસ્થા એમના મકાનમાં જ કરવામાં આવી હતી. મને નાટકના અન્ય છોકરાઓથી દૂર રાખવામાં આવ્યો હતો. હું પાછળથી વિચાર કરતો થયો ત્યારે મને સમજાયું કે મારાં બાની આ શરતો નાટક મંડળીના માલિકોને પણ એક આશીર્વાદ જેવી થઈ પડી હતી. કેમકે કોઈ બહારનો માણસ મને મળી, ફોસલાવી, વધારે પગારની લાલચ આપી બીજી નાટક મંડળીમાં લઈ જઈ શકે તેવી સ્થિતિ જ રહી ન હતી.

આમ હું શેઠના કુટુંબીજનો, તથા તેમના ભાણેજો સાથે જ ઉછરતો હતો.

બીજા જ દિવસથી મુંબઈ ગુજરાતી નાટક મંડળીના તાલીમના નિયમ પ્રમાણે સવારે સાડા આઠ વાગે મારા મામાની સાથે હું તાલીમમાં ગયો. તાલીમ રંગમંચ ઉપર લેવાતી. પ્રેક્ષકગૃહ તરફ પીઠ ફેરવી નટો અર્ધ વર્તુળાકારે બાંકડાઓ ઉપર બેસતા અને વચ્ચે ખુરશી મુકાવી દિગ્દર્શક બાપુલાલ બેસતા.

દાદાભાઈની તાલીમની પદ્ધતિ મુજબ જ દરેક નટને ગીત વખતે એના ઉપર તાલ દેવા પડતા. વળી દરેકને દરેકની ભૂમિકા કંઠસ્થ કરવી પડતી. જેથી એકની ગેરહાજરીમાં બીજો તેની ભૂમિકા કરી શકે, કલાક દોઢ કલાક તાલીમ ચાલ્યા બાદ દસ મિનિટનો વિરામ રહેતો. બાર કે સાડાબારે તાલીમ પૂરી થતી. વળી દરેક નાટક વખતે

પ્રોમ્પ્ટર, પ્રોમ્પ્ટીંગ ઉપરાંત મીસ્ટેક બુક પણ સાથે સાથે તૈયાર કરતો. આમાં પહેરવેશ કોનો ફાટેલો કે મેલો હતો? કોના બટન ખુલ્લાં હતાં? એ બધું જ અને એ ઉપરાંત દૃશ્ય દૃશ્યાવલીમાં કયાં ભડકો, કયાં ભડાકો, કયાં દૃશ્ય પરિવર્તન કરવું, કયાં ભૂલ થઈ, તે પણ નોંધાતું.

બીજે દિવસે દસ મિનિટના વિરામ બાદ મિસ્ટેકબુક બધાની હાજરીમાં વંચાતી, જેને તેને ભૂલ માટે ત્યાં જ સૂચનાઓ, માર્ગ-દર્શન, દંડ અને તમાચો વગેરે શિક્ષાઓ પણ કરવામાં આવતી. પરિણામે આગલા દિવસની ભૂલોનો બીજે જ દિવસે નિકાલ થઈ જતો.

દાદાભાઈએ તથા પારસીઓએ દાખલ કરેલી આ શિસ્ત હતી. અને આ શિસ્ત દરેક ઠિઠ્ઠ તેમ જ ગુજરાતી નાટક મંડળીમાં પળાતી.

દાદાભાઈને ત્યાંથી આવેલો હોવાથી મને કહેવું પડે તેમ ન હતું. હું અદબપૂર્વક તાલીમમાં બેસતો. દિગ્દર્શકની બાજુની જ એક ખુરશી ઉપર મને બેસવા કહેલું. એનો ફાયદો મને એ થયો કે તાલીમ દરમિયાન દિગ્દર્શકે બતાવેલો વાસ્તવદર્શી અભિનય જોવાની પૂરેપૂરી તક મળતી, અમારે ત્યાં પાછળથી બેઠકના નિયમો ફરી ગયા હતા. જેમકે કેટલાક નટો પ્રેક્ષકગૃહની ખુરશીઓમાં બેસતા. અને ક્રમપૂર્વક રંગમંચ ઉપર આવી પોતાની ભૂમિકા ભજવી જતા.

આ વખતે કવિ નથુરામ કૃત જૂનું "સૌભાગ્ય સુંદરી" નાટક ચાલતું હતું. મારા દાખલ થયા પછી અમારી નાટક મંડળીના કવિ શ્રી. મૂળશંકર હરિનંદ મુલાણીએ એ નાટક સુધારા વધારા કરવા હાથમાં લીધું. અને જેમ જેમ દૃશ્યો લખાતાં ગયાં તેમ તેમ તે મોકલી આપતા, અને એના ઉપર મારા મામા દિગ્દર્શન કરતા.

અહીંયાં એવા જ મારા એક બીજા ફૂવના મામા સંગીતા-

ચાર્ય પંડિત ભાતખંડેના પ્રશિષ્ય પંડિત વાડીલાલ શીવરામ નાયક નાટક મંડળીનો સંગીત વિભાગ સંભાળતા હતા.

તે વખતે મને ક્યાંથી ખ્યાલ હોય કે ભવિષ્યમાં વાડીલાલ મામા મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં મારા સંગીતના ગુરુ બનવાના છે! એટલું જ નહીં પણ અમારા આખા કુટુંબના અંતઃકરણના શુભેચ્છક અને સલાહકાર મિત્ર થવાના છે! વધારે તો શું પણ એમની વર્ષો સુધીની સંગીતની સાધનાનો હું સાક્ષી અને શ્રોતા બનવાનો છું! અને એ રીતે રંગભૂમિમાં હું પણ એમના શિક્ષણનો લાભ લેવાનો છું!

હું મુંબઈ ગુજરાતી નાટક કંપનીમાં દાખલ થયો ત્યારે વાડીલાલ મામા મને ગીતો બેસાડવા લાગ્યા. બીજી બાજુથી મારી સુંદરીની ભૂમિકાનું પહેલા અંકનું ગદ્ય શુદ્ધ ગુજરાતીમાં કેમ ઉચ્ચારવું તે બાપુલાલભાઈ શીખવવા લાગ્યા. છેક શાળાના સમયથી હું જોતો આવ્યો છું કે મને અર્થ સમજાવીને શીખવવામાં આવ્યું હોત તો મારા શિક્ષણમાં જલદી પ્રગતિ થઈ હોત, અહીંયાં પણ ઉર્દૂ નાટક મંડળીની પેઠે ભૂમિકાનું હાર્દ ઉપરછલ્લું જ સમજાવવામાં આવતું. અને માત્ર ભાષાનું અનુકરણ કરવાનું કહેવામાં આવતું. બેશક ઉર્દૂ-નાટક મંડળી કરતાં અહીંની તાલીમ વધારે અભિનયક્ષમ અને વધારે સચોટ હતી.

કવિ મૂળશંકર મુલાણી તેમના આગલા નાટક 'વિક્રમ ચરિત્ર' અને એની ફત્તેહને લક્ષમાં રાખીને 'સૌભાગ્ય સુંદરી'માં નવા પાત્ર તરીકે આ છોકરો (હું) કેવું કામ આપી શકશે એ ધ્યાનમાં રાખીને નાટકને નવો જ આકાર આપતા હતા. આમ બીજો અને ત્રીજો અંક પણ તેમણે નવેસરથી લખી નાખ્યો.

અહીંયાં મને તાલીમ આપતી વખતે મારી ઉર્દૂ લહેજાવાળી

ગુજરાતી ભાષાનો એકેએક અંશ અને પારસીશાહી ગુજરાતીની છાંટ મારા દિગ્દર્શક ગુરુ દૂર કરતા હતા. પછી તો ધીમે ધીમે મારી આવી રેઢિયાળ ગુજરાતી ભાષા તરફ મને જ અણગમો થવા લાગ્યો. આવી ભાષા બોલતાં હું જાતે જ શરમાઈ જતો. આ મારી મનોવૃત્તિ હતી. આ મારી શરમ એ જ કદાચ ગુજરાતી ભાષાના મારા શિક્ષણનું બીજ હોય.

આમ એક બાજુથી મારા ગળામાં શોભી શકે તેવી સંગીતની તરજો પંડિત વાડીલાલ તેમના ઉસ્તાદની ખુબીઓ સાથવી મારા ગળામાં રેડતા. અને બીજી બાજુ ગુજરાતી ભાષાનું અનુકરણ કરવા પૂરતું મારું શિક્ષણ ચાલુ થયું હતું. અને ત્યાર પછીના મારા વાચનના શોખને લઈને મારી જ્ઞાન પિપાસા વધે જતી હતી.

દરેક જૂના નાટકની ભજવણી વખતે હું જોવા બેસતો અને બીજા નટો શું કરે છે તે ચીવટથી નિહાળતો. મને મારા પોતાના ગમા અણગમાના ખ્યાલો પણ આવતા હતા, મુંબઈ ગુજરાતી નાટક મંડળીના જૂના નાટકોમાં સ્ત્રીપાત્ર ભજવનાર અને 'વિક્રમ ચરિત્ર'માં ઇન્દુમતિનો પાઠ કરનાર કિશોર નટ ગોવિંદ નાયક લાખવડવાળાની મારા પર ખૂબ જ અસર થઈ હતી. 'વિક્રમ ચરિત્ર'માં દૂધવાળી રંભાની ભૂમિકા ભજવનાર સામંત કાળાની મારા ઉપર કોઈ અસર પડી ન હતી. ઉલટાનું એ પ્રશ્નાર્થ વાક્યો પણ ખોટા ઉચ્ચારતો હતો એમ મને એ વખતે લાગતું હતું. જો કે એ સમયમાં તેઓ મુખ્ય ભૂમિકા ભજવતા.

આ સમય દરમિયાન અમારી નાટક મંડળીના ઈતર નટો પૈકી મોહન લાલાજી સાથે મારો સંબંધ દિવસે દિવસે ગાઢ બનતો જતો હતો. કેમકે મોહન અમારી મંડળીના ભાગીદાર મગનભાઈની સાથે જ હંમેશાં રહેતા. તેથી મોટે ભાગે ઉપર ગોદના બંડમાં જ બેસતા

અને મારું રહેઠાણ પણ ત્યાં જ હતું. કોઈ આંતરિક કારણસર એ શરૂઆતથી જ મારા તરફ સદ્દભાવ રાખતા થયા હતા. અને મને સામંત કાળાની જગા પર નવા નટ તરીકે આણવામાં આવ્યો હતો તે વાત તેઓ જાણતા હતા અને મને કોઈ જાતની મૂંઝવણ ન થાય એવી ઘણી સગવડ કરી આપતા હતા.

'સૌભાગ્ય સુંદરી' માં મોહન લાલા પણ માધવની ભૂમિકામાં મારી સાથે બહાર આવ્યા હતા. આમ અમારી વચ્ચે એક જ નાટક વિજયી નીવડનાર નટો તરીકેનું પણ સખ્ય હતું. અમારો આ સ્નેહ સંબંધ અમે છૂટા પડયા ત્યાર પછી પણ છેક મોહનલાલના અવસાન સુધી ટકી રહ્યો હતો.

આ સમય દરમિયાન મારા માતા–પિતા અને ભાઈ વિસનગરમાં પ્લેગ ચાલતો હોવાથી મુંબઈ મને મળવા આવ્યા હતાં. તેઓ મંડળીના રસોડે જમતા તેમજ મંડળીના મકાનમાં જ એક અલાયદી રૂમમાં રહેતાં હતાં. મારા પિતાજી મમ્માદેવી પાસે આવેલા ગોડીજી જૈન દહેરાસરમાં પૂજા અર્ચના કરવા જતા. આ વખતનો લાભ લઈ મારા જૂના પારસી માલિક અરદેસર હુંઠી અગર તેમના વતી બીજા કોઈ તેમને મળ્યા હશે અને મારા પિતાને થોડી લાલચો બતાવી હશે અને તે લાલચ પણ સારી એવી રકમની હશે એમ લાગે છે. સિવાય એમની નીતિમત્તા ઉપર અસર કરે એવી એક બીજી દલીલ પણ કરી હશે કે તમારો છોકરો અમારું અન્ન ખાઈ અને અમારે, ત્યાંથી શીખીને બીજી નાટક મંડળીમાં જોડાયો તે તમારી નિમકહલાલી ન ગણાય? આવી દલીલની મારા પિતા પર અસર થઈ હશે એમ મને લાગેલું.

મારા પિતા આટલેથી ન અટકયા પણ તેમની સીધી સરળ પ્રકૃતિ પ્રમાણે મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિકોને પણ તેમણે વાત

કરી. મને બે હજાર જેવી રકમ મળે છે તો શા માટે આ છોકરાને તમારા ત્યાં જ રાખવો ? આ જાણ્યા પછી હું અત્યંત ખિન્ન થયો. જુની નાટક મંડળીમાં જવાની મારી જરા પણ ઇચ્છા ન હતી. મને અહીંયાં ભૂમિકાનું શિક્ષણ ત્યાંના કરતાં વધુ સારા રીતે મળતું હતું. ઉપરાંત આ ગુજરાતી માલિકો મારી સાથે વધારે સારો વર્તાવ પણ કરતા હતા તેથી હું આ નાટક મંડળી છોડવા રાજી ન હતો

મારા પિતાની ઇચ્છા માર્ગમાં મારી અનિચ્છારૂપી આ મોટું વિઘ્ન આવી પડયું તેઓ મારા માલિકો સાથે વાત કરતાં એટલું વચન મેળવી શકેલા કે સમય આવે અમે પણ રૂપિયા બે હજાર જેવી રકમ ગમે તે રીતે જયશંકરને આપીશું. છતાં પ્રત્યક્ષ મળતા લાભને ભાવિ પર છોડવા મારા પિતાનું મન ન હતું. આ ખેંચતાણમાં મારી તબિયત બગડી ગઈ અને મને તાવ લાગુ પડયો. શેઠિયાઓએ ખૂબ જ કાળજીપૂર્વક સારા ડૉકટરોની દવા અપાવી મારી સેવા સુશ્રૂષા કરી. હું સાજો થયો. આ દરમિયાન મારા પિતાએ વીસનગરના એક સમૃદ્ધ અને દાનવીર શેઠશ્રી ગોકળ મૂળચંદ કે જેમની મુંબઈમાં ચંપાગલીમાં પેઢી હતી તેમની સલાહ લીધી.

આ શેઠ અત્યંત વ્યવહારકુશળ, દીર્ઘ દષ્ટિવાળા અને અમારા કુટુંબના શુભેચ્છક તેમજ મારા પિતાના વિશ્વાસનીય હતા. શેઠે એક માર્મિક પ્રશ્ન મારા પિતાને કર્યો, "છોકરાની શું ઇચ્છા છે ?" "છોકરો તો ચોખ્ખી ના પાડે છે. મારા પિતાએ કહ્યું "એજ મુદ્દાને મહત્ત્વનો બનાવી શેઠ ગોકળભાઈએ સલાહ આપી. "તેને ના મૂકશ. આમ ખેંચતાણમાં છોકરો તું ખોઈ બેસીશ. વળી માંસાહારી પારસીઓની સોબત કરતાં આ વહેપારીઓની મંડળીની સોબત વધારે સારી છે છોટાલાલ મૂળચંદ કાપડિયાને હું ઓળખું છું મૂળજી જેઠા માર્કેટમાં તેમની કાપડની દુકાન છે. એક કામ કરો ગોકળભાઈ શેઠે કહ્યું "છોકરાના લગ્ન વખતે તેઓ પૈસા આપશે આવું વચન હું તેમની

પાસેથી લઇ લઉં. વહેપારી હોવાથી તેઓ મને આપેલું વચન ફેરવશે નહિ. તું એમને મારી પાસે બોલાવી લાવ."

મારા પિતાને ગળે આ વાત ઉતરી તેઓ શેઠ છોટાલાલને મળ્યા અને કહ્યું, તમે જયશંકરના લગ્ન વખતે રકમ આપવાનું કહો છો તો આ વાત અમારા ગામના શેઠ ગોકળ મૂળચંદ આગળ કરો એટલે પછી તમો લગ્ન વખતે આપશો તો પણ મને વાંધો નથી.

શેઠ છોટાલાલ શેઠ ગોકળ મૂળચંદને મળ્યા. શેઠ ગોકળભાઈએ એમને પારસીઓના પ્રલોભનની વાત કરી કહ્યું, તમને આ છોકરો ઉપયોગી હોય તો કંઇક કરવું જોઈએ. શેઠે વચન આપ્યું, 'લગ્ન વખતે બે હજાર રૂપિયા આપીશુ તેની ખાત્રી રાખજો'. તરત જ ગોકળભાઈએ મારા પિતાને કહ્યું, "જોને મા ભૂદર, છોટાલાલ શેઠ વેપારી છે. તે કોઈ દિવસ બોલેલું ફરી નહિ જાય. એ બે હજાર મારા ગળામાં આવી ગયા. એ ન આપે તો મારી પાસેથી લઇ જજે. મા ભૂદર હવે સમાધાન થયું ?"

આ વિઘ્ન આ રીતે ગોકળભાઇ શેઠે દૂર કર્યું. મને અત્યંત આનંદ થયો.

નાટય ભજવણીમાં અભિનય, સંગીત અને દૃશ્ય રચનાનું સવિશેષ મહત્ત્વ છે. સુંદર દૃશ્ય રચના પણ ઘણીવાર નાટકને ઉઠાવ આપે છે.

'સૌભાગ્ય સુંદરી' નાટક બહાર પડયું તેના થોડાક દિવસ અગાઉ અમારી મંડળીના નિષ્ણાત પેઈન્ટર લુઇસ સૌભાગ્ય સુંદરી-ના દૃશ્યો ચિતરતા હતા. હું તેમની ચિત્રકલાને આદિથી અંત સુધી જોયા કરતો. સફેદ કપડાને જુદાજુદા રંગોથી રંગી એમાંથી નિરીક્ષણ કર્યા કરતો.

એક વાર સૌભાગ્ય સુંદરીના પ્રથમ પ્રવેશના પાછલા ભાગના

મેળાનું દૃશ્ય ચિતરાઈ રહ્યું હતું. અને માઇલો સુધી એ મેળો પથરાયેલો દેખાતો હતો. તેના આગલા ભાગમાં મેળામાં દોડાદોડ કરતો એક માણસ ચિતર્યો હતો. આ માણસની આંખો મારી બાળક બુદ્ધિને યોગ્ય ન લાગી. આથી પેઈન્ટર લુઇસની ગેરહાજરીનો લાભ લઈ રંગવાના જુદા જુદા પ્યાલાઓ પડયા હતા તેમાંથી એક પીંછી લઈ પીળા રંગમાં બોળી આંખોની કીકીઓ ઉપર બે પીળાં ટપકાં કરી દીધાં. મારા મનમાં રહેલા બાળચિત્રકારે માની લીધું કે હવે આ ચિત્ર સંપૂર્ણ થયું. પરંતુ સમર્થ ચિત્રકાર લુઈસના ધ્યાનમાં આ વાત તરત આવી ગઈ. અને હાથ નીચેના માણસને ધમકાવીને પૂછ્યું 'કોણે આ ફેરફાર કર્યો ?' પેલાએ કહ્યું, 'પેલો ફરે છે તે છોકરાએ.' તરત જ લુઇસ મારી પાસે આવ્યા. અને ચીરૂટ પીતાં પીતાં મારી સામે જોઈ પૂછવા લાગ્યા. તું પેઇન્ટર છે ? પેઈન્ટીંગ શીખ્યો છે ? એનું તને જ્ઞાન છે ?' મેં કહ્યું 'ના' તો પછી શા માટે આ પડદામાં ફેરફાર કર્યો ? ગભરાટમાં હું તેમના પ્રશ્નનો જવાબ ન આપી શકયો અને હું ભૂલ કબૂલ કરવા જતો તે પહેલાં તો તેઓ સમજી ગયા અને મારો ખભો થાબડી આશ્વાસન આપતાં કહેવા લાગ્યા, 'હવે ફરીથી આવી બાળક બુદ્ધિ ન કરીશ. જો તને સમજાવું. પછી તે મને પડદા પાસે લઈ ગયા. અને દૂર ઊભો રાખી પૂછયું, જો આ આંખો વધારે તેજસ્વી લાગવાથી આખા ચિત્રમાં સૌનું ધ્યાન ખેંચે છે. ખરું ને ? પરંતુ આપણે તો ચિત્રની એક વસ્તુ ઉપર ધ્યાન કેન્દ્રીત કરવાનું છે. તેથી મેં કીકીઓમાં ફીક્કો રંગ લગાડયો હતો. આમ હું આ રીતે ચિત્રનો પહેલો પાઠ લુઈસ સાહેબ પાસેથી શીખ્યો.

ત્યાર પછી લુઈસના ગુજરી ગયા બાદ પેઇન્ટર રોડર્સ અને ત્યાર પછી દિનશા ઈરાની દૃશ્યો ચિતરતા તે વખતે હું એમની કલા સાધનાનો સાક્ષી બનેલો છું. પેઈન્ટર દિનશા ઈરાની તો મારા

અંગત દોસ્ત બની ગયા હતા. તેઓ તેમનો આખો પગાર ચિત્રના પુસ્તકો ખરીદવામાં અને ઘર ખર્ચમાં વાપરી દેતા હતા.આ બધા જ ચિત્રોના પુસ્તકો એ મને બતાવતા અને હું એ જોઈ આનંદ પામતો. તેઓ ચિત્રોના ભાવો પણ મને સમજાવતા. એમણે મારા પણ બે રંગીન ફોટા તૈયાર કરી આપ્યા હતા. જેમાંનો હજી પણ દિવાનખાનામાં મારી સમક્ષ પેઈન્ટર દીનશા ઈરાનીની સ્મૃતિને તાજી કરે છે.

હવે 'સૌભાગ્ય સુંદરી' નાટકની રંગીન તાલીમનો દિવસ નજીક આવતો હતો.. મોટા શેઠ, કવિ મૂળશંકરભાઈ, બીજા કેટલાક એમના અંગત સ્નેહીઓ, શ્રીમંત વહેપારીઓ વગેરે જોવા આવ્યા હતા. સૌને રંગીન તાલીમમાં જ નાટક સારું જશે એમ લાગેલું. આ નાટક મંડળીના રિવાજ પ્રમાણે બને ત્યાં સુધી દિવાળીના દિવસોમાં નવું નાટક બહાર મૂકાય તો સારું. તેથી ધનતેરસનું મૂહુર્ત કાઢવામાં આવ્યું. અને તા. ૧૯–૧૦–૧૯૦૧ શનિવારના દિવસે 'સૌભાગ્ય સુંદરી' નાટક બહાર પડ્યું.

આ વખતે રંગમંચ ઉપર ઉતરતા પહેલાં મારા મનમાં ખૂબ જ ગભરાટ હતો. વળી કલકત્તાના ઉર્દૂ નાટકોની વેશભૂષા અને અહીંની ગુજરાતી વેશભૂષા તદ્દન જુદી હતી. મારે માથેથી સાડીનો છેડો વારંવાર સરકી જતો. તેથી મને અભિનય કરવામાં ખૂબ જ મુંઝવણ થતી હતી. પાત્રની લાક્ષણિકતા પ્રગટ કરવા માથે ઓઢવું જરૂરી હતું. આથી હું ઓઢવામાં ધ્યાન આપું કે બોલવામાં ધ્યાન આપું એવી દ્વિધામાં મૂકાઈ જતો. મારું મસ્તક ધમધમી રહ્યું હતું. શરીર ગરમ ગરમ થઈ ગયું હતું. મારી ભૂમિકા કેવી જશે એની મને ખૂબ ચિંતા હતી.

પરંતુ આ ગભરાટ શરૂઆતના ગીત પછી લોકોએ મને વધાવી લીધો એથી ઓછો થઈ ગયો. અને ત્યાર પછીના બે ચાર ગદ્ય વાક્યો

પછી સંપૂર્ણ દૂર થઈ ગયો. પછી તો નાટકના પ્રવાહમાં મારું મન પરોવાયું. અને તેમાં હું તણાવા લાગ્યો. (અર્થાત્ મારી સાથે લોકો તણાવા લાગ્યાં એમ કહેવું જોઈએ.) અને સાદ્યંત નાટક પૂરું થયું ત્યારે મારા માલિકોને પ્રેક્ષકોએ ધન્યવાદથી વધાવી લીધા. અને કેટલાક અમને મળવા રંગમંચ ઉપર ધસી આવ્યા. અને અડધા પોણા કલાક સુધી નાટકના ખૂબ વખાણ મેં સાંભળ્યા.

આ મને અપાયેલી તાલીમનો વિજય હતો. તેમ તેનો કેટલોક યશ ગીતોની તાલીમને ફાળે જતો હતો અને બાકીનો મારા સૂરીલા કંઠ અને રૂપને ફાળે જતો હતો. આ યશમાં મારી સમજનો જરાય ફાળો ન હતો. ત્યારે બીજી તરફ હું શું કરતો હતો જેથી લોકોને મારી ભૂમિકા આટલી બધી ગમી ગઈ એનો ઉકેલ મને જડતો ન હતો. આથી હું ઊંડે ઊંડે વિચાર કરતો થઈ ગયો અને આ વખાણનું મૂળ શું છે? તે શોધવામાં મનને પરોવવા લાગ્યો. આ બધું સમજવાની શક્તિ મારે પ્રાપ્ત કરવી જોઈએ એવી એક જવાબદારીનું ભાન મને થયું. આ જવાબદારી કયા માર્ગે પૂર્ણ કરી શકાશે એની કોઈ રૂપરેખા હું ઘડી શકું એવી શક્તિ મારામાં ન હતી. આથી મેં આડાઅવળા જે કોઈ સાચા જૂઠા માર્ગે આ જ્ઞાન મને પ્રાપ્ત થાય એ મેળવવા મેં પ્રયત્ન કરવા માંડ્યો.

એ પ્રયત્ન કઈ જાતનો હતો તે હું જણાવું. એક દિવસ એક વહોરા ગૃહસ્થ શેઠ ફઝલેહુસેન ફૂંદાવાલા મને અને મારા જોડીદાર બાપુલાલભાઈને બે દૂરબીનો ભેટ આપી ગયા. આ દૂરબીનો એ વખતે મૂલ્યવાન ગણાય એવાં કીમતી હતાં. મને વિલક્ષણ તો એ લાગ્યું કે એક દૂરબીન ઉપર મારું નામ કોતરેલું હતું. હું એમના કહેવા ઉપરથી એમ સમજ્યો હતો કે તેમણે આ વિલાયતથી મંગાવેલાં બે ખાસ દૂરબીનો હતાં. અને નાટક વગેરે જોવા જતી વખતે નટોના ચહેરા ઉપરની ઝીણવટભરી રેખાઓ હું માપી શકું તેમજ બીજા પણ ઉપયોગમાં લઈ શકું તે હેતુથી એ ભેટ અપાઈ હતી.

પણ સાથે સાથે તેના ઉપર કોતરાયેલા મારા નામથી હું ચકિત થઈ ગયો. અહો ! શું વિલાયત સુધી આ નામ પહોંચી ગયું ? એ વખતે વિલાયત મારે મન સોહામણા સ્વર્ગ જેવું હતું. પાછળથી મને ખબર પડી કે અહીંયાંની 'મેયો' કંપની મારફતે એ મંગાવ્યા હતાં. અને નામો અહીંયાં કોતરાવ્યાં હતાં.

વળી શેઠ ફઝલેહુસેને દૂરબીનો આપતી વખતે કહ્યું હતું કે તમને નાટકના શિક્ષણમાં ઉપયોગી થાય તેવાં કેટલાંક ચિત્ર ગ્રંથો મોકલાવીશ. તે મુજબ તેમણે હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોના સૃષ્ટિ સૌંદર્યના, જૂની પ્રખ્યાત મહેલાતો અને સ્ત્રીની લાક્ષણિકતાને પ્રદર્શિત કરતાં રંગીન ચિત્રોવાળી બે ચોપડીઓ મોકલી આપી હતી.

પણ વધારે મહત્ત્વની અને પાછળથી વધારે ઉપયોગમાં આવનારી વસ્તુ તો હતી બે સાપ્તાહિકો. 'ધ ટેટલર' અને 'ધ સ્કેચ.' એ દર અઠવાડિયે મને મળ્યા કરે એવી વ્યવસ્થા તેમણે કરી હતી. જેમાં યુરોપમાં ભજવાતા શેક્સપિયર વગેરેના નાટકોના રીવ્યુ, નટોના અભિનયના ફોટા, દૃશ્ય સામગ્રીની વ્યવસ્થા અને એના ગુણદોષ ઉપર વિસ્તૃત વિવેચન આવતાં.

પરંતુ આ બધું અંગ્રેજીમાં છપાયેલું હતું. તે સમજવા માટે મારે કોઈ અંગ્રેજી જાણકારની મદદની જરૂર પડતી હતી. તેમણે આપેલા દૂરબીનોનો હું ભરપૂર ઉપયોગ કરતો હતો. મારા રહેઠાણની બારીમાંથી મુંબઈના જુદા જુદા વિભાગોને હું ઝીણવટથી જોતો. તેમ જ રસ્તા ઉપરથી પસાર થતા નરનારીઓ તેમજ અન્ય અવર જવરને હું નજીકથી જોતો હોઉં એ રીતે નિરીક્ષણ કરવામાં ફાજલ સમયનો ઠીક ઠીક ઉપયોગ કરતો હતો.

વિકસતા નટને તેની કલા સાધનામાં તેના પ્રસંશકો તરફથી સ્વાભાવિક ક્રમે મદદ મળતી હોય છે. બંગાળના નરેન્દ્રનાથ એમ.

ઘોષ નામના એક ગૃહસ્થ જે જી. આઈ. પી. ના વિક્ટોરીયા ટર્મિનસની ઓફિસમાં નોકરી કરતા હતા. તેમની અમારી સાથે ગેઇટી થીએટરમાં પહેલંવહેલી મુલાકાત થઈ. તેમણે લાગણી પ્રધાન અવાજમાં નાટકના વખાણ કર્યાં. અને બંગાળના કેટલાક નાટકોની વાતો કહી સંભળાવી અને વધારામાં મારે અંગ્રેજી શીખવું જોઈએ એવી ભલામણ કરતાં કહ્યું, "તારા જેવો નટ આ જમાનાનાં અંગ્રેજી શિક્ષણ વિના આગળ શી રીતે વધી શકશે? તારા સ્વવિકાસ માટે પણ અંગ્રેજીનું શિક્ષણ આવશ્યક છે." બેશક, હવે હું શાળામાં દાખલ થઈ અંગ્રેજી ભણું તેમ તો હતું જ નહીં. એટલે હું ઘેર બેઠાં બેઠાં શિક્ષણ લઈ શકું તે માટે તેમણે બી. એ. થયેલા એક ગુજરાતી ગૃહસ્થને મને શિક્ષણ આપવા નિયુક્ત કર્યા. અને એમનો પગાર પોતે આપવા લાગ્યાં. શિક્ષક પાસે અંગ્રેજી ભણતાં ભણતાં મેં તેમને વિનંતી કરી. 'માસ્તર સાહેબ, મને તમે અંગ્રેજી ભણાવી મેટ્રિકની પરીક્ષા અપાવો તેના કરતાં તો અંગ્રેજી નાટકો વાંચી સંભળાવીને સમજાવો એ મને વધારે લાભદાયી નીવડશે. તેમણે બાબુજીને પુછીને મારી વિનંતીનો સ્વીકાર કર્યો.

આ રીતે અંગ્રેજી નાટકોમાં મારી ગતિ ધીમે ધીમે શરૂ થઈ. શેક્સપિયરની ઉત્તમ કૃતિઓ હું સમજવા લાગ્યો. જેમાં 'રોમીયો જુલીયેટ' 'મર્ચન્ટ ઓફ વેનિસ,' 'હેમલેટ,' 'ઓથેલો' અને 'કિંગ લિયર' મુખ્ય હતી. આ પ્રસંગે મેં શ્રી કાઠિયાવાડીના શેક્સપિયરના નાટકોના ગુજરાતી અનુવાદો મંગાવી લીધા. તેમજ હિંદીમાં થયેલા શેક્સપિયરના નાટકોના અનુવાદ મંગાવી લીધા. આ ઉપરાંત હેમલેટનો મરાઠી અનુવાદ પણ મેં પ્રાપ્ત કર્યો હતો. જેનો ઉપયોગ મરાઠી રંગભૂમિના નટશ્રી ગણપતરાવ ભાવનગરવાસીએ હેમલેટનું પાત્ર ભજવવામાં કરેલો. આવા સરસ નાટકો મારી સમક્ષ વાંચનાર મારા એ ગુજરાતી શિક્ષકનું નામ હું વિસરી ગયો છું.

મારા આ પ્રશંસક શ્રી નરેન્દ્રનાથની મારા તરફની મમતાનું કારણ સૌભાગ્ય સુંદરીની 'સુંદરી'ની અને તેમની પ્રેયસીની મુખાકૃતિ, અવાજ, પ્રેમભરી આંખો અને શરીર સૌષ્ઠવ આ બધામાં કુદરતી રીતે જ અદ્‌ભુત સામ્ય હતું. આ વાત મને પાછળથી જાણવા મળેલી.

આ રીતે મારી મૂઝવણને કલકત્તાના બાબુ નરેન્દ્રનાથ ઘોષે કરી આપેલી અંગ્રેજીના શિક્ષણની સગવડ અને મુંબઈના વહેપારી શેઠ ફઝલેહુસેને આપેલી ભેટો મહદ્ અંશે દૂર કરી.

આજ સમય દરમિયાન મારા સંગીત ગુરુ પંડિત વાડીલાલ સાથે મારો પરિચય ગાઢ થતો ગયો અને સંગીત એ નાટકનું એક અનિવાર્ય અંગ અને રસોત્પત્તિનું અનોખું સાધન છે અને એ મારે શીખવું જ જોઈએ એવી પ્રેરણા આપી.

"સૌભાગ્ય સુંદરી"ની તાલીમ વખતે મારા ગળામાં મૂકાયેલી તરજો અર્ધમાં રામ અને અર્ધમાં ગામ જેટલી હતી. એટલે કે નાટકના અર્ધાં ગીતો મારે ગાવાનાં હતાં. આ તાલીમ વખતે મારા ગુરુના કંઠ સાથે કંઠ મેળવી હું તાલીમ લઈ રહ્યો હતો. અને મારા અવાજની કસાવટ માટે સવાર કે સાંજ એક કલાક હું તેમની પાસે સ્વર ભરવા જતો. આ રીતે એક બાજુ મારા ગળામાં સંગીતોચિત ક્ષમતા ક્રમે ક્રમે વધતી જતી હતી. ત્યારે બીજી બાજુ તાલીમમાં મારે ગાવાના ગીતો એ મને શીખવતા ત્યારે એમની સ્વર લગાડવાની તરાહ અને તરજોની જોડ મેળવવાની ખૂબીઓથી હું મુગ્ધ થઈ જતો હતો. અને એમનું હૂબહૂ અનુકરણ કરવા પૂરેપૂરા પ્રયત્ન કરતો હતો.

આ સમય દરમિયાન મારા અભિનય ગુરુ બાપુલાલ નાયક અને હું સવારે ચોપાટી પર ફરવા ગયા હતા. રસ્તામાં બાપુલાલે મને કહ્યું, આજે આખી રાતનો ઉજાગરો થયો. મારાથી સહજ બોલાઈ જવાયું, અરે, શાથી ? તેમણે કહ્યું, "સરસ્વતીચંદ્ર"નો

ચોથો ભાગ બહાર પડ્યો છે. વાંચવામાં એટલો રસ પડ્યો કે આખી રાતનો ઉજાગરો થયો. એટલે મેં કુતૂહલથી પૂછ્યું, "સરસ્વતીચંદ્ર!" એવું લાંબુ નામ શું છે? તે વખતે મારી ઉંમર આશરે બાર વરસની હતી, તેમણે થોડી સમજણ પાડી, આ એક નવલકથા છે. લેખકે ચોથો ભાગ બહુ જ મોડો બહાર પાડ્યો. હું ચોથા ભાગની રાહ જોતો હતો. વાંચવામાં ખૂબ મઝા આવી, મેં પૂછ્યું, "તેના ચાર ભાગ છે? તો તો તેનો પહેલો ભાગ આપણે ત્યાં હશે?" તેમણે કહ્યું, હા, છે. મેં પૂછ્યું, "હું તે વાંચું?" તેમણે કહ્યું, વાંચજે. આ પછી આ નવલકથા શું છે? તે જાણવાની મને સ્હેજ ઉત્કંઠા થઈ. અને તેમની પાસેથી જ પહેલો ભાગ લઈ મેં તે નવલ વાંચવાનું શરૂ કર્યું. ક્રમે ક્રમે તેના ચારે ભાગ પૂરા કર્યા. આ ચારે ભાગ સમગ્રે સમગ્રે કરીને મેં સાતવાર વાંચ્યા. એવું એ નવલકથાનું કામણ હતું. મારી શક્તિ ઉપરાંત કઠણ ભાષા, પ્રેમની આંટીઘૂંટી, વિરહની વેદના. રાજકીય અને સામાજિક પરિસ્થિતિ, અનેક આડકથાઓ અને અનેક તળ ગુજરાતના સુરેખ રીતે આલેખાયેલાં પાત્રો વાંચી કથા પૂરતો ભાગ શરૂઆતમાં સમજવા જ લાગેલો.

પેલી કુમુદસુંદરી, કુસુમ, ગુણસુંદરી તેમ જ અલકકિશોરી, સૌભાગ્યદેવી મેનારાણી, ચંદ્રાવલી મૈયા, એ સર્વ પાત્રોએ મારા મન ઉપર ભારે અસર કરી. તેમના નારીત્વની મારા ઉપર ઘેરી છાપ પડી. ગુજરાતની જે નારીની શોધમાં હું હતો તેના અહીં દર્શન થતાં હું તો અલૌકિક સૃષ્ટિમાં વિહરવા લાગ્યો. મને સમજાયું કે હું જે "સુંદરી"ની શોધમાં છું તે તો આ નવલના પાને પાને આલેખાયેલી છે. એના અભ્યાસ માટે મેં એક નવી રીત શોધી કાઢી.

નવલકથાકારે આ પાત્રોના કરેલા વર્ણન પ્રમાણે અરિસાની આગળ હું નવલકથાને લઈને મોટેથી વાંચતો અને પાત્રોનો અભિ-

નય અરીસામાં જોતાં જોતાં ભજવતો હતો. અને એ દ્વારા પાત્રોના હૃદયના ભાવ સાથે મારા ભાવોનું સમત્વ પ્રાપ્ત કરવા મથતો હતો. આ અભ્યાસનું મારા પૂરતું પરિણામ એ આવ્યું કે, કુમુદસુંદરીની ભૂમિકા ભજવવાનો મને મનોરથ જાગ્યો. થોડા વર્ષ પછી અમારી મંડળીવાળાઓએ સાક્ષર શ્રી. ગોવર્ધનરામભાઈને "સરસ્વતીચંદ્ર"નું નાટ્ય રૂપાંતર કરી આપવાની વિનંતી કરી. તે જ પ્રસંગે તેમણે સામેથી સરસ્વતીચંદ્ર અને કુમુદ તરીકેની અનુક્રમે બાપુલાલ નાયક અને મારી છબીઓ નવલકથામાં મૂકવા માટે માગી. કોઈ કારણથી અમારી છબીઓ અમારી મંડળીવાળાઓએ એમને મોકલી જ આપી નહિ.

પરંતુ કેટલાક સમય પછી ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચંદ્રના નાટ્ય રૂપાંતરનો પહેલો અંક અમારી મંડળીને મોકલી આપ્યો. આ અંકમાં તેમણે સરસ્વતીચંદ્ર ભાગ ૪ થામાં આવતા "ઘેલી મારી કુસુમ," આ પ્રસંગ પછી વાર્તાનો તંતૂ લંબાવીને વસ્તુ મૂકયું હતું. તેમાં સરસ્વતીચંદ્રને ચોપાટી ઉપર ભાષણ કરતો અને લોકહિતની વાતો કરતો આલેખ્યો હતો. એટલું મને અત્યારે યાદ છે. ગમે તે કારણે અમારી મંડળીવાળાને આ નાટક મુંબઈની પ્રજાને ગમશે નહિ એમ લાગવાથી નાટકનું કામ આગળ ચાલ્યું નહિ. અને કુમુદ થવાનો મારો મનોરથ મનમાં જ રહી ગયો. સાથે સાથે તેની ભજવણીનો મારો અભ્યાસ પણ અધૂરો જ રહી ગયો. "

આ ઉપરાંત મારા અભ્યાસ માટે "સરસ્વતીચંદ્ર"માં 'બુદ્ધિપ્રકાશ' માસિકનો ઉલ્લેખ થયો છે. એટલે હું 'બુદ્ધિપ્રકાશ' મેળવીને વાંચવા લાગ્યો. મને જેટલો સમય મળતો હતો તેમાં ગુજરાતી નવલકથાઓ, કાવ્યો, નિબંધો વગેરે સાહિત્યનાં પુસ્તકો વાંચવામાં ગાળતો હતો. આ રીતે મારો અભ્યાસ હું વધારતો હતો. અને મારી અભિનયની ગૂંચો હું ઉકેલતો હતો. વળી 'સૌભાગ્ય'

સુંદરી 'ની ' સુંદરી 'ની ભૂમિકાને વધુ જીવંત બનાવવા શેક્સપિયરની ' ડેસ્ડીમોના' અને ' માલતી માધવ 'ની ' માલતી 'નો અભ્યાસ મેં કરી લીધો ' હતો.

આ બધાને પરિણામે મારા મનમાં ભજવણીનો એક ચોક્કસ ક્રમ ઊભો થયો હતો. અને મારે કહેવું જોઈએ કે ૭ માસને અંતે જ ' સુંદરી 'ની ભૂમિકાને પૂરેપૂરી સમજીને ભજવતો થઈ ગયો હતો.

સમાજની બહેનો ' સુંદરી 'નું અનુકરણ કરતી હતી એ વાત તદ્દન સાચી છે. પણ ખરી રીતે આ બધું જ મારી ગુરૂ કહું તો ચાલે તેવી આ બહેનો પાસેથી જ શીખ્યો હતો. અને તેમાં મારી સમજ ઉમેરીને તેમને હું પાછું આપતો હતો. લોકો તેને કલાનો નમૂનો સમજીને સ્વીકારતા. આવી બહેનો જ્યારે મુંબઈની ચોપાટી ઉપર ફરવા નીકળતી અને હું તે વખતે મારા શુભેચ્છક મિત્રો સાથે ગાડીમાં જતો હોઉં ત્યારે તેઓમાંથી કોઈ બોલી ઊઠતું, " જો, જો પેલી સુંદરી જાય.' અને મારા સામું જોઈને હસતાં અને ઇશારામાં એમ સમજાવતાં કે આ ' સુંદરી 'નું જ અનુકરણ થઈ રહ્યું છે. ત્યારે હું નમ્રપણે હસતો અને મનમાં સંતોષ, તેમ જ રોમાંચ અનુભવતો. અને રંગભૂમિના આ જાતના વિજયથી સંતોષ અનુભવતો હતો.

" સૌભાગ્ય સુંદરી " નાટકની રજૂઆતના બીજા દિવસથી જ ઘણા પ્રેક્ષકો મને ભેટ સોગાદ આપી ગયેલ. આ વખતે મને એક જ વાત સમજાયેલી કે સ્ત્રીના અષ્ટ ભાવોનું પ્રદર્શન લોકોને પ્રિય છે. અને આ પ્રગટેલી ચેતનાએ અજ્ઞાત રીતે મને અનુકરણ કરતો કરી મૂકેલો.

આ સફળતાની પાછળ ઈશ્વરીય કૃપા પણ ઘણી જ હશે એમ માનું છું. એક ક્ષણ...જ્યારે જયશંકરે પ્રથમ પોલકાને...સ્ત્રીની

બોડીસને કે ચણીયાને શરીર ઉપર લગાડયો. એક પુરુષ જાણે સુંદરીમાં પલટાતો હોય એમ મને લાગ્યું, પુરુષનું સ્ત્રીમાં રૂપાંતર કે અવાંતર નહિ પરંતુ સ્ત્રી ભાવોના પ્રગટીકરણ માટે કળા સ્વરૂપ ઘડવાનો પરમ પુરુષાર્થ. મેં મારામાંથી એક સુંદર નવયૌવનાને છૂટી પડતાં જોઈ. જેના ઘાટીલા, મદભર અંગોમાંથી યૌવન નીતરે છે. જેની છટામાં સ્ત્રીનું લાવણ્ય મહેંકી રહ્યું છે. જેની આંખોમાંથી સ્ત્રી સહજ ભાવો ઊભરાયા કરે છે. જેની ચાલમાં ગુજરાતણનો ઠસ્સો પ્રગટે છે; જે પુરુષ નથી એક માત્ર સ્ત્રી જ છે...સ્ત્રી જ છે. એવી એક છબીને મેં અરીસામાં જોઇ. એ સૌભાગ્યસુંદરી કે કુમુદસુંદરી ? અંતરનું પ્રતિબિંબ પાડતો અરીસો બોલતો હતો. આ જયશંકર નથી. લજ્જામયી ગરવી ગુજરાતણ છે. એ લહેકો, એ અભિનય, એ કામણ. શરીરના અંગ પ્રત્યંગમાં મધુર ઝણઝણાટી પેદા થઈ ચાલી ગઈ. ઘડીભર મને એમ થયું કે હું પુરુષ નથી જ...નથી જ. સ્ત્રી થતાં મને સહજ સંકોચ શરૂઆતમાં થયો હતો. હવે એમ જ લાગ્યું કે હું સ્ત્રી જ છું. આ અવાંતર પ્રક્રિયાએ જ મને...મારામાં રહેલા નટને સાકાર થવામાં યારી આપી છે. પરંતુ અવસ્થાની અનુકૃતિને ઝીલનારો અને અનુભવનારો પ્રેક્ષકવર્ગ ન હોત તો ? મારા હજારો પ્રેક્ષકોએ મને સુંદરી બનાવ્યો છે. એ વાતની હું સગર્વ નોંધ લઉં છું. કદરદાન પ્રેક્ષકો વગર......માત્ર એકલો અટુલો જયશંકર ! !

પ્રસ્તુત નાટકની સફળતા–નિષ્ફળતાની પારાશીશી દર્શાવતો હેવાલ સ્વ. વિભાકરના 'રંગભૂમિ' ત્રૈમાસિકના પહેલાં જ વર્ષના પહેલા અંકના પાન ૮૧ ઉપર પ્રસિદ્ધ થયેલી હકીકત આત્મશ્લાઘા માટે નહિ પણ એક હકીકત તરીકે અત્રે નોંધું છું.

" તે સમયે 'સુંદરી' ઉપર આખું મુંબઈ મરી ફીટયું. 'સુંદરી'એ મુંબઈની સ્ત્રી આલમમાં ત્યારે ક્ષોભ ઉત્પન્ન કર્યો. બૈરીઓની ચાલવાની ઢબછબ બદલાણી. કપડાં પહેરવાની સ્ટાઈલ બદલાણી.

બાલ ઓળવાની ટાપટીપ બદલાણી. સુંદરીઓના હાવભાવ બદલાણા, યુવતીઓના શોખ બદલાણા, તરુણીઓનાં નખરાં બદલાયાં! ટૂંકામાં મુંબઈની મહિલાઓને પહેરવેશમાં, રીતભાતમાં, ટાપટીપમાં, અભિનયમાં, કલાની સાથે ઠણુકો, સૌંદર્યની સાથે છણુકો, બણકની સાથે લટકો કોઈએ પ્રથમ શીખવેલ હોય તો તે બધું માન આ આપણી જાજરમાન "સુંદરી"ને ઘટે છે! ખાનગીમાં એટલું પણ કહી દઉં કે કેટલાક એવા ચુસ્ત નીતિવાદીઓ છે કે જેઓ ફરિયાદ કરે છે કે મુંબઈને વંઠાવનાર 'ગેઈટીની સુંદરી' છે. જો કે નીતિવાદીઓ પોતે જ બડા ટેઈસ્ટથી 'સુંદરી'ને દરેકે દરેક નાટકમાં નિરખવાની તક જવા દેતા નથી."

(રંગભૂમિ. સંવત ૧૯૭૮)

[૪]

## કોઇ દૂધે હ્યો દિલ રંગી...

'સૌભાગ્ય સુંદરી' નાટક બહાર પાડ્યા પછી મંડળીને વધારે સારી આવક કરી આપવા બાપુલાલ જૂના નાટકોને મારી ભૂમિકાને કેન્દ્રમાં રાખી ઝડપથી મૂકવા વિચારતા હતા. આથી સૌભાગ્ય સુંદરી પછી આરામના આઠેક દિવસ શેઠ ગોપાળદાસ અમને માથેરાન ફરવા લઈ ગયા હતા. ત્યાં બાપુલાલ મારી પાસે 'વિક્રમચરિત્ર'ની "રંભા દૂધવાળી"ની ભૂમિકા તૈયાર કરાવતા હતા, અને મુંબઈ પાછા ફર્યાં પછી તો રીતસર રંગમંચ ઉપર એની તાલીમ પણ શરૂ થઈ.

અને તા. ૧૨-૧૧-૧૯૦૧ની શુભ રાત્રીએ મારી ભૂમિકા સાથેનું આ નાટક મુંબઈની જનતા સમક્ષ રજુ કરવામાં આવ્યું.

આ મંડળીમાં દાખલ થયો ત્યારથી જ એમના જૂના બધા જ નાટકો જોવા હું બેસતો. દરમિયાન વિક્રમચરિત્ર, જયરાજ, રાજબીજ, મૂળરાજ સોલંકી, ઈત્યાદિ બધા જ નાટકો જોયા હતાં. તેમાં બાપુલાલનું દિગ્દર્શન, ત્રિભુવન કોઠારી અને ગોવિંદ લાખવડ-વાળાનો હૃદયસ્પર્શી અભિનય મને આકર્ષી ગયો હતો.

વિક્રમચરિત્રમાં રંભાની ભૂમિકા ભજવવાનો પ્રસંગ આવ્યો ત્યારે મેં એમાં મારો દષ્ટિકોણ ક્રમે ક્રમે ઉમેરવા માંડયો. પ્રથમ તો સસરા વિક્રમ સાથે થયેલી ચર્ચા પ્રમાણે સ્ત્રી ચરિત્ર છે એ સાબિત કરવાનું પ્રત્યેક પ્રસંગે હું મગજમાં રાખીને જ આગલા પાછલા દશ્યોમાં અભિનય કરતો. બીજું રંભા દૂધવાળી બની અને પોતાના પતિ વિક્રમના પુત્ર રાજરતન પાસે આવે છે ત્યારે એને પોતાના આકર્ષણથી આકર્ષવો અને જ્યારે આકર્ષાય ત્યારપછી સ્ત્રીઓચિત રીતે નકાર કરવો અને જેમ જેમ નકારથી આકર્ષણ વધતું જાય તેમ તેમ નકારની માત્રા પણ વધારતા જવી અને છેવટે લાચાર થઈ અને જાણે કોઈ ઉપાય ન હોય તેવી રીતે આકર્ષણને વશ થઈ રાજરતનની માગણીનો સ્વીકાર કરવો. આ બધી વાતોને ક્રમબદ્ધ રીતે અને ચઢિયાતા ક્રમે ઉપસાવી ભજવતો.

આના પરિણામે કેટલાક એવી પણ ટીકા કરતા સંભળાતા કે શૃંગાર ખુબ જ ઉત્કટ રીતે આ જોડી ભજવે છે. અને કેટલાક લોકો તો બિભત્સ કહી મોઢું પણ મચકોડતા પણ એ બધી વાતોનો જવાબ મારે આજે આપવાનો હોય તો એટલો જ આપું કે, બિભત્સ ન બની જાય એટલી હદ સુધી જો લેખક પોતે જ નટને લઈ જતો હોય તો નટે પણ એટલી હદ સુધી અભિનયની મર્યાદામાં રહી

ઉત્કટ રીતે ભજવવામાં કશી જ હાની નથી. કારણ નાટક આખરે તો સંસારનું જ એક ચિત્ર છે. ખોટો દંભ વાપરી અને નીતિમાન ગણાવા કરતાં વાસ્તવિક કલાના સ્વરૂપને રજૂ કરવામાં કોઈ હરકત હું માનતો નથી.

વળી રંભા જોગણ બની રાજકુંવરને ઠગી પ્રેમમાં આકર્ષી લેતી. અને છેલ્લે એનાથી પુત્રો પ્રાપ્ત કરી લેતી. રાજા વિક્રમને પુત્રોની ખબર પડતાં જાહેરમાં રંભાનો ન્યાય કરવા તેને દરબારમાં બોલાવવામાં આવતી. તે વખતે રંભાના વર્તનમાં હું આ અગાઉ રંભાની ભૂમિકા ભજવનાર નટ કરતાં વધારે હસ્સાપૂર્વક દાખલ થતો અને રાજા વિક્રમના પ્રત્યેક પ્રશ્નનો જવાબ તેમને સસરાજી તરીકે અત્યંત સન્માનપૂર્વક આપતો. પાત્રોચિત ભાવ, અને વાતાવરણ પ્રમાણે દૃશ્યને ચોટદાર રીતે જમાવતો.

"બધાં જ જૂઠાં છે" એમ સમજી રંભા રાજરતનને પૂછતી, "સ્વામી આપ કહો શું હું ગુનેગાર ?" ત્યારે રાજરતન જવાબ આપતો "દસ લાખ વાર ગુનેગાર." સ્વેચ્છાએ રંભાના પ્રેમમાં પડેલો પુરુષ જ્યારે આવું કહી બેસે ત્યારે તેના પ્રત્યાઘાતરૂપે હું એક એવા પ્રકારનો મોઢાનો મચકોડ કરતો કે પ્રેક્ષકો ખડખડાટ હસી પડતા. અને રાજકુમાર જુઠો છે એવો મર્મ અભિનયમાંથી આપોઆપ પ્રગટ થતો. ત્યાર પછી રંભા દૂધવાળી, બની ગયેલો કિસ્સો કહેતી. તે વખતે રાજકુમાર શરમથી નીચું જોઈ જતો. ત્યાર પછી એક ગીત શરૂ થતું.

"નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી."

આ રીતે રાજા વિક્રમને ખાત્રી થતી કે રંભા નિર્દોષ છે.

પ્રસ્તુત નાટકનું "કોઈ દૂધ લ્યો દિલ રંગી" ગીત ખૂબ મશહૂર બન્યું હતું. અને લોકજીભે રમતું થયેલું. કેટલીક મિલોએ સાડી અને ધોતિયાની કિનાર ઉપર એની પંક્તિઓ છપાવેલી.

હવે બાપુલાલ નાયકની બીજી યોજના પ્રમાણે પૂર્વે ઉર્દૂ મુંબઈ નાટક મંડળીએ ભજવેલ 'દાગે હસરત' નાટકમાં મને 'શીરી'ની ભૂમિકા આપી. આમાં એમણે પૂર્વના ભજવનારની કેટલીક અદાકારી (નખરાં-ચટકાં) મેળી કરી નાખી હતી. ઉપરાંત મારા સુરીલા અવાજનો લાભ લઈ શકાય એ માટે થોડાં ગીતો પણ ઉમેર્યાં હતાં આમાં મારી સ્પષ્ટ ઉર્દૂ ભાષાએ પણ નાટકને જમાવવામાં અગત્યનો ફાળો આપેલો. આ નાટક લોકોને એટલું બધું ગમી ગયું કે દર સોમવારે પ્રેક્ષકોથી પ્રેક્ષકાલય ભરપૂર ભરાઈ જતું. શનિવારે "સૌભાગ્ય સુંદરી', રવિવારે 'વિક્રમચરિત્ર,' અને સોમવારે 'દાગે હસરત' આમ આ ત્રણે નાટકોએ ઘણા મહિનાઓ સુધી મંડળીને ભરપૂર કમાણી કરી આપી. મારી ભૂમિકા સાથે આ નાટકોની પ્રથમ રજૂઆત આ પ્રમાણે થઈ.

તા. ૧૯-૧૦-૧૯૦૧ને શનિવારની રાત્રીએ 'સૌભાગ્ય સુંદરી', તા. ૧૨-૧૧-૧૯૦૧ને મંગળવારની રાત્રીએ 'વિક્રમચરિત્ર' અને તા. ૧૬-૧૨-૧૯૦૧ને સોમવારની રાતે 'દાગે હસરત.'

શીરી અને ફરહાદની પ્રણયકથા દર્શાવતું આ 'દાગે હસરત' નાટક એ સ્થૂળ પ્રેમમાંથી સૂક્ષ્મ પ્રેમ તરફ લઈ જતું નાટક છે. આ નાટકમાં ફરહાદ કેન્દ્ર સ્થાને છે. અને લેખકે પણ એના ઇશ્કનું જુસ્સાભરી શૈલીમાં આલેખન કર્યું છે. અને કથાના નાયકને ક્રમે ક્રમે આત્મભોગથી આધ્યાત્મિકતા તરફ વાળે છે. આ ભૂમિકા શ્રી બાપુલાલ બહુ અસરકારક રીતે ભજવતા હતા. એમની ભજવેલી બીજી ઉત્તમ ભૂમિકાઓમાં ફરહાદની ભૂમિકાનું પણ ઉચ્ચ સ્થાન છે.

જ્યારે આ નાટકની નાયિકા શીરી નિષ્ક્રિય પાત્ર છે. તે બીજાઓની ઈચ્છા અને મહત્ત્વાકાંક્ષાઓને તાબે થાય છે. પોતાની કોઈ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવા તે આગળ પડતો ભાગ ભજવતી નથી.

આ નાટકમાં બે જ પ્રસંગ એવા છે કે જેમાં શીરીં સ્વયં સ્ફૂર્તિથી પોતાની મહત્ત્વાકાક્ષા પૂર્ણ કરવા આગળ ધસતી હોય.

એ પૈકી પહેલો પ્રસંગ તે શીરી ફકીરના વેશમાં ફરહાદને મળવા પહાડ તરફ રાત્રે જાય છે. આ પ્રસંગને પોતાની ક્રિયાશીલતાનો કહેવો જોઈએ. અને બીજો પસંગ તે ફરહાદના મૃત્યુના સમાચાર સાંભળી તે કબર પાસે જાય છે અને તેમાં સમાઈ જવા પ્રભુને પ્રાર્થના કરે છે. આથી આ પાત્ર ભજવતી વખતે શીરી થનાર નટને માત્ર બીજાઓની મહત્ત્વાકાંક્ષાઓને નકારવાનું કે સ્વીકારવાનું કાર્ય કરવાનું ન હતું. આ ભૂમિકા ભજવતી વખતે મેં મનોમન આખી ભૂમિકાનો ક્રમ તૈયાર કર્યો હતો,

પરેચ્છાથી બાદશાહને વશ થતાં કયા ક્રમે વર્તન કરવું અને સ્વેચ્છાથી ફરહાદને મળવા જતાં કયા ક્રમે મળવું એમાં ઠીક ઠીક વિવેકબુદ્ધિનો ઉપયોગ કર્યો હતો. બાદશાહ તરફ સામાન્ય વૈભવને ખાતર એ આકર્ષાઈ હતી. જ્યારે ફરહાદ ઉપર એના આત્મભોગથી આકર્ષાઈ. પરિણામે એનામાં પણ પ્રેમનો સાચો અંકુર ફુટયો હતો.

ભજવનાર તરીકે આ તફાવતને મેં પૂરેપૂરો લક્ષમાં રાખી અદાકારીમાં મૂકયો હતો.

પ્રસ્તુત ‘દાગે હસરત’ જ્યારે જ્યારે ભજવાતું ત્યારે ત્યારે એના કથા પ્રવાહની સાથે સાથે એના પ્રસંગોના શેરો, લોકોમાં “આફ્રિન,” “વાહવાહ,” “શાબાશ”ના પોકારો કરાવતા હતા. એના કેટલાક નમૂનાઓ રજૂ કરવા ઠીક પડશે એમ માની અત્રે નોંધું છું.

“જૂઠ દાવા ઈશ્કમે મરનેકા આશિક કરતે હૈ,
આજ તક હમને ન દેખા લોગ કૈસે મરતે હૈ !”

* * *

"ન શરમેં હોશ બાકી હૈં, ન તનમે જાન બાકી હૈ
મગર હાં દિલમે તેરે, વસ્લકા અરમાન બાકી હૈ!"

* * *

"ક્યા કિસીકો હાલે દિલ, અપના સુનાના મના હૈ?
ક્યા કહીં અપની મુસીબત, લબપે લાના મના હૈ?"

* * *

અબ તો મુશ્કિલ ઠહરના, દમ ભર હમારા હો ગયા
દેખિયે વો સુબહકા રોશન, સિતારા હો ગયા.

* * *

ત્યાર પછી નવા નાટક તરીકે એમણે 'જુગલ જુગારી' ભજવવાનો ઠરાવ કર્યો હતો. એક બાજુથી કવિશ્રી મૂળશંકર મુલાણી એક પછી એક પ્રવેશો લખીને મોકલે જતા હતા. અને બીજી તરફથી એના વાચિક અભિનયની તાલીમ ચાલતી હતી. અત્યાર સુધીમાં 'સૌભાગ્ય સુંદરી,' 'વિક્રમચરિત્ર' અને 'દાગે હસરત'ના ક્રમસર અનેક પ્રયોગોની ભજવણીથી જેમ મારો અભ્યાસ વધતો હતો તેમ તેમ મારો માનસિક અભિનય વિકાસ પણ ક્રમે ક્રમે થયા કરતો હતો. એનું એક ઉદાહરણ અત્રે આપું.

'જુગલ જુગારી'ના બીજા અંકના પ્રવેશો કવિ પાસેથી આવી ચૂક્યા હતા. પહેલા અંકનું વાચિક, તાલીમમાં પૂરું થયું હતું અને બીજા અંકની શરૂઆત થઈ હતી. 'જુગલ જુગારી'ની નાયિકા 'લલિતા'ની ભૂમિકામાં મારું મન એટલું તરબોળ થયું હતું કે, એક વખત જે પતિ આટલો પ્રેમ કરતો હતો તે જ પતિ જુગારના છંદને લીધે પત્નીની સામે પણ જોતો નથી. અને પત્નીને ફોસલાવી પટાવીને એના બાળકના નામે મૂકેલું ધન પણ લઈ લેવા એની સહી કરાવી લેતો હતો. આથી મારા મનમાં 'લલિતા'ની ભૂમિકાનો સમગ્ર ખ્યાલ ઊભો થયો અને સરળ વાચિક અભિનય વખતે મારી આંખો-

માંથી દડ દડ દડ આંસું સરવા લાગ્યાં. અને છેલ્લા શબ્દો તો ઉચ્ચારવા પણ કઠણ થઈ પડ્યા. અને વાચિક બંધ કરી હું મારી ખુરશી ઉપર બેસી ગયો.

શ્રી બાપુલાલ નાયકે મને ઉત્સાહિત કરતાં કહ્યું કે "જે અસર અત્યારે તને થઈ છે તે જ અસર પ્રેક્ષકને પણ થશે એની હવે તારે ખાતરી રાખવી અને આ જ અસર ઊભી કરવી એ જ નટનું કર્તવ્ય છે."

'સૌભાગ્ય સુંદરી' પછી લગભગ નવ સાડા નવ મહિને આ બનાવ બન્યો હતો.

શેઠ બાબુભાઈની સોબતથી ઉચ્ચ કુટુંબમાં પણ આ વખતે જવા આવવાનો મને પરિચય થયો હતો. ઉપરાંત ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલા તેમ જ સામાન્ય શિક્ષણ પ્રાપ્ત કરેલા ભાઈ-બહેનોનું નિરીક્ષણ કરવાનો પણ અવસર મળતો. હું 'લલિતા'ની ભૂમિકાને સાવ નિરક્ષર પણ નહિ અને ડિગ્રીધારી શિક્ષિત પણ નહિ, છતાં સંપૂર્ણ સમજવાળી નારી કલ્પતો હતો.

દર સીઝનમાં બાબુભાઈ શેઠ મુંબઈના પરાંઓમાં રહેવા જતા. આ વખતે તેઓ મુંબઈ અંધેરીમાં કુંવરબાઈના બંગલામાં ચાર માસ માટે રહેવા ગયા હતા. ત્યાં અમે પણ દર અઠવાડિયે બે ચાર દિવસ માટે જતા. આ સમય દરમિયાન એક દિવસે અચાનક જ મને લલિતાની ભૂમિકાનો આદર્શ જડી આવ્યો. બાબુભાઈને મળવાને માટે એક કુમારિકા આવ્યાં હતાં. જે ભવિષ્યમાં એમના સંબંધીના પત્ની થવાના હતાં. આની જાણ એ કન્યાને હતી તેટલી જ જાણ શ્રી બાબુભાઈને તેમજ એમના પત્ની કૃષ્ણાબેનને પણ હતી જ. આથી એમણે ભાવી વધૂનો યથોચિત સત્કાર કરવા માંડ્યો.

આ સત્કાર સ્વીકારતાં કન્યાના મુખ ઉપર શરમના શેરડા પડતા. મુખ હસી હસી જતું અને છતાં શાણપણ સાચવી લેતાં હતાં. આ

જોઈ મને 'લલિતા'ના 'જુગલ' સાથેના પ્રથમ મિલાપ સમયની ગૂંચ આપોઆપ ઊકલી ગઈ. વળી એમની વસ્ત્રપરિધાન કરવાની રીત સપ્રમાણ અને છટાદાર હતી. 'લલિતા'ના પોષાકનો ઉકેલ પણ મારા મનમાં થઈ ગયો. મને આ કન્યા સાથે વાતચીત કરવાની ઇચ્છા થઈ હતી. એમની પાસેથી મારે કેટલીક વાતો જાણવી હતી. બે ત્રણ દિવસના પરિચયથી થોડીક વાત કરી શકું એવી હિંમત મારામાં અને એમનામાં પણ આવી હતી.

એક વખતે બપોરે દીવાનખાનામાં તેઓ પોતાના પોલકાની બાંયોની બો બાંધતાં હતાં. મારા ઓરડામાંથી દીવાનખાનામાં પ્રવેશી મેં પ્રશ્ન કર્યો: "બહેન, પોલકાનું શું કરી રહ્યા છો? તમે પોલકા ક્યાં સીવડાવો છો? મને તેનું ઠેકાણું આપશો? પોલકાના કપડા સાથે આ બોનો કલર ખૂબ સરસ રીતે મળે છે. તમારી પસંદગી ખૂબ સરસ છે." એ બહેન હસી અને મને છૂટથી જવાબ આપ્યો. અને દરજીનું ઠામઠેકાણું પણ બતાવ્યું.

આ વખતે એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે હું મારું અવલોકન એમને રંગમંચ ઉપર ઉતારવા માટે કરી રહ્યો છું. તેમ સાંગોપાંગપણે એ જ હસતું મોઢું, એ જ સંકોચ અને છૂટથી આપેલા જવાબ તે બધા જ હું 'લલિતા'ની ભૂમિકામાં ઉતારવાનો છું. આમ બે ત્રણ દિવસમાં મારા અવલોકનમાંથી 'લલિતા'ની ભૂમિકા માટે હું ઘણું ઘણું શીખીને આવ્યો હતો.

ત્યાર પછી આ નાટક સંપૂર્ણ રીતે તૈયાર થઈ ગયું અને રંગીન તાલીમ થયા બાદ તા. ૨૬-૭-૧૯૦૨ ને મંગળવારની રાત્રીએ આ નાટક પહેલવહેલું ભજવાયું.

પ્રેક્ષકગૃહની આગલી જ હરોળમાં બાબુભાઈ અને એમનું કુટુંબ તથા અમારા મિત્ર વિઠ્ઠલદાસ અને હરકિસનદાસ બેઠેલા હતા. નાટક

પૂરું ભજવાઈ રહ્યા પછી નાટકથી થએલી અસર મને અને બાપુ-લાલને કહેવા માટે બાણુભાઈ થોભ્યા હતા. અમે અમારા વેશ ઉતારી નાખી એમની પાસે ગયા ત્યારે નાટક ખૂબ સરસ રીતે ભજવાયાના અને લોકો ઉપર ખૂબ મોટી અસર થયાના સમાચાર અમને મળ્યા. આ વખતે કૃષ્ણાબેન એકાએક એમના પતિને સંબોધીને કહેવા લાગ્યા, "શેઠ, આ લલિતા તો જાણે અસલ આપણી ગુલાબ. એવું જ હસવું, એવું જ બોલવું અને એવાં જ વસ્ત્રોની સજાવટ કરી હતી કે હું તો ભ્રમમાં જ પડી ગઈ કે આપણી ગુલાબ રંગમંચ ઉપર ક્યાંથી આવી?"

'જુગલ જુગારી' નાટકે સુશિક્ષિત પારસીઓ તથા હિંદુઓનું ઘણું મોટું ધ્યાન ખેંચ્યું હતું. અને ફોટોગ્રાફીના નિષ્ણાત કલાકાર શ્રી નસરવાનજી ભેદવાર જેવાએ તો મહિનાઓ સુધી "સાંજ વર્તમાન" છાપામાં એની ચર્ચા ચાલુ રાખી હતી. એટલું જ નહિ, પણ આગળ વધીને પારસી મંડળીઓના માલિકોને એવી સૂચના પણ કરી હતી કે તમે વર્ષોથી નાટકો ભજવો છો પણ જાઓ, અને "જુગલ જુગારી" નાટક જોઈ આવો. અને અભિનય કોને કહેવાય તેની સાચી કલ્પના મેળવો. શ્રી ભેદવાર સાહેબે આખી ચર્ચાની "સાંજ વર્તમાન"માં છાપેલી પ્રત મને ભેટ આપી હતી. પરંતુ દુર્ભાગ્યે હું એ ગુમાવી બેઠો છું. એટલે એમના પોતાના શબ્દો રજૂ કરી શકતો નથી.

એ સૂચનાનો અમલ એ વખતના નાટક મંડળીના ઉત્તમ માલિક તેમજ પારસી નટોએ કર્યો હતો. તેમાં સ્વ. શેઠ કાવસજી ખટાઉ, સ્વ. શેઠ બાલીવાલા, સ્વ. ફોરમસજી તાંતરા અને સ્વ. વહુદી નટી મીસ ગોહરે આ નાટક અનેક વખત જોયું હતું. અને બધા જ એના સંપૂર્ણ પ્રશંસક બની ગયાં હતાં.

સ્વ. શેઠ કાવસજી ખટાઉની દિલાવરીનો એક બનાવ અહીં નોંધ્યા વિના રહી શકતો નથી. 'જુગલ જુગારી' અને બીજાં અમારાં

નાટકો જોયા પછી એમની મંડળી એમ્પાયર થિયેટરમાં કામ કરતી હતી ત્યારે અમારું રવિવારનું નાટક પૂરું થયા પછી હું એમને મળવા ગયો. એમણે જતાંની સાથે જ "આવો બાવા જયશંકર" એમ કહી મને છાતી સરસો ચાંપી લીધો. અને મારો હાથ પકડી ડ્રેસિંગ રૂમમાં લઈ ગયા અને તેમના પ્રત્યેક નાના મોટા નટને મારી ઓળખાણ આપી અને એમને ત્યાંની નટીઓને સંબોધીને કહેવા લાગ્યા, 'તમને લોકોને વખત મળે ત્યારે જરૂર એમનાં નાટકો જોઈ આવજો. તમને ઘણું શીખવાનું મળશે." નાટકના વર્ષોના અનુભવીના મુખમાંથી આ શબ્દો સાંભળી એમની મહાનતા આગળ મારું મસ્તક નમી પડ્યું. એમની ઉદારતા અને ખેલદિલી માટે આજે જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

"જુગલ જુગારી" નાટક વિશે બીજા પણ એક સમર્થ લેખકનો અભિપ્રાય જણાવ્યા સિવાય રહી શકતો નથી. "જુગલ જુગારી" ભજવ્યા પછીના વર્ષનો આ બનાવ છે. મને સ્મરણ છે ત્યાં સુધી ઉર્દૂના આ સમર્થ લેખક પોતે નવીન નાટક મંડળી શરૂ કરવા ઇચ્છતા હતા અને જેમને એ વારંવાર ગુજરાતી શેક્સપિયરના નામે સંબોધતા એ શ્રી મૂળશંકર મુલાણીના 'જુગલ જુગારી' નાટક જોઈને પોતાની કંપની માટે નટની પસંદગી કરવા આવ્યા હતા. બીજા અંકમાં લલિતા પાસેથી એનો જુગારી પતિ એના પુત્ર કિશોરને એના નાના પાસેથી મળેલી થોડીક બે ચાર હજારની રકમ હતી તે પણ સહી કરાવી લઈ જુગારમાં હોમવા તત્પર થયો હતો અને પ્રેમનો આવિર્ભાવ આણી પોતાને જેલમાં જતો બચાવવા વિનંતી કરતો હતો. લલિતા જેલના નામથી વ્યાકુળ બની ગઈ હતી. અને પોતાના પુત્રને પેન લાવવા અને તુર્ત જ સહી કરી આપવા કહેતી હતી. જુગલ ખીસામાંથી પેન કાઢી કહેતો 'પેન છે મારી પાસે લે, જો અહીં સહી કરી આપ." અને લલિતા સહી કરી આપતી હતી. સહી કરી

આપ્યા પછી પત્ની તરીકેના વિશ્વાસથી બહાર જતા પતિને રોકીને એણે કહ્યું કે, “હવે અત્યારે ક્યાં જાઓ છો ?” અર્થાત્ “ઘેર સૂઈ જાઓ.” એવો અર્થ તેમાં સમાએલો હતો. તેમાં બીજી કોઈ કામના ન હતી. જુગલ કહેતો, “તારે એનું શું કામ છે ? જા. સૂઈ જા.” આમ કહી હાથ તરછોડી એ બહાર જતો રહેતો. એની પીઠ પાછળ લલિતા જોઈ રહેતી. ખડકીનું બારણું ઉઘાડી એને બહાર જતો જોઈ છેવટે એ ગયા જ એમ માની એના હૃદયમાંથી એક નિશ્વાસ સરી પડતો. અને મુખ નીચું નમી જતું. અને આંખો બીજી બાજુ ઢળી જતી હતી. અને પોતાના આઠ નવ વર્ષના પુત્ર ઉપર પડતી હતી. બે હાથથી એનું મોઢું પકડી, છાતી સરસો ચાંપી, લલિતા બોલતી. “મારા લાડકા રે, તારી અભાગણી માએ વગર વાંકે તને એક રઝળતો ભિખારી કરી નાખ્યો.” આમ આ મૂક અભિનયમાં નિશ્વાસનું સ્થાન કેટલું મહત્ત્વનું હતું એનો મર્મ પ્રેક્ષકગૃહમાં બેઠેલા પેલા ઉર્દૂ લેખક મહાશય પામી ગયા હતા. તેઓ બેઠકમાંથી ઊભા થઈ જઈ બેકાબૂ બનીને ઉચ્ચ સ્વરે બોલી ઊઠ્યા, ‘સુભાન અલ્લા ! વાહ ! વાહ ! વાહ ! વાહ ! લલિતા બાઈ વાહ !’ આ શબ્દોથી આખું હાઉસ ચકિત થઈ ગયું. અને વાહ ! વાહ ! બોલનાર કોણ છે તેના તરફ ટીકી ટીકીને જોઈ રહ્યું. આ વાહ ! વાહ ! બોલનાર કશ્મિરી મુનશી આગાહશ્ર સાહેબ હતા. એ જાણી લોકો આદરથી ચૂપ થઈ ગયા. દશ્ય પૂરું થતાં હશ્રસાહેબ તુર્ત અંદર આવ્યા. અને લલિતાનો વાંસો થાબડી કહેવા લાગ્યા, ‘ભાઈ જયશંકર, સચ બતાઓ કે આ નિશ્વાસ નાખવાનો અભિનય તમને કોણે બતાવ્યો હતો ?’ મેં તુર્ત જ મારા અભિનય ગુરુ બાપુલાલ તરફ અંગુલિ નિર્દેશ કરતાં કહ્યું કે, ‘એમણે’. બાપુલાલે તુરત જ જવાબ આપ્યો, નહિ હશ્ર સાહેબ, એ નિશ્વાસ ભજવતાં ભજવતાં એને પોતાને સ્વયંભૂ રીતે સૂઝેલો છે. મેં બતાવ્યો નથી.” આ સાંભળી આગાહશ્ર સાહેબ કહેવા લાગ્યા, “સચમુચ, તુમ આપમુઝરાસે આર્ટિસ્ટ હો.”

"જુગલ જુગારી" નાટકે પ્રેક્ષકો ઉપર ઘેરી અસર ઉપજાવી હતી. અને જુગારના દુર્ગુણથી થતી પાયમાલીની ઊંડી છાપ પાડી હતી. આ સમયમાં મુંબઈમાં મહાલક્ષ્મીના રેસકોર્સ ઉપર રેસ ખૂબ રમાતી હતી. અને ઘણા હિંદુ ધનાઢ્ય યુવાન છોકરાઓ રેસ રમવા જતા–અને બાપની પંદર પંદર, વીસ વીસ લાખ રૂપિયાની પૂંજી પાયમાલ કરી નાખતા. આવા જ રેસના શોખીન લીલાધર કાળીદાસ જૂઠા નામના યુવાનને હું થોડાં વર્ષથી ઓળખતો હતો. તેઓ મુંબઈના એક શ્રીમંત કુટુંબના સભ્ય હતા. અને રેસના નાદે ખૂબ ચઢી ગયા હતા. એમને અત્યારે યાદ કરું છું ત્યારે એમની 'સિગાર કેસ' મને યાદ આવે છે. આ સિગાર કેસ ઉપર મિનાકારીમાં યુવતીનું નગ્ન ચિત્ર હતું. તેઓ વારંવાર એમાંથી સિગરેટ કાઢીને આપતા. આ સોહામણા યુવાને એક દિવસ જુગલ જુગારી નાટક જોયા પછી ત્રીજો અંક પૂરો થતાં મારી પાસે આવી હસ્તધૂનન કરી આંસુ લૂછતાં લૂછતાં કહ્યું, 'જયશંકર, આજથી આ નાટક જોયા પછી હવેથી રેસ કોર્સ નહિ જવાની હું પ્રતિજ્ઞા કરું છું.' મેં હસીને કહ્યું, 'લીલાધરભાઈ, આવેશમાં પ્રતિજ્ઞા કરવી સહેલી છે. પરંતુ તેને નિભાવવી અત્યંત કઠણ છે. તેવી પ્રતિજ્ઞા લેતાં પહેલાં મનને ખૂબ સંયમમાં રાખવાની ટેવ પાડો. અને પછી પ્રતિજ્ઞા લો." એમણે ફરીથી વચન આપતાં કહ્યું, "નહિ, તમે જોશો કે લીલાધર આજથી પોતાની જિંદગી બદલી નાખશે." અને મને યાદ છે ત્યાં સુધી એમણે એમની જિંદગી બદલી નાખી. અને એમના કુટુંબ સાથે વાલકેશ્વરના કોઈ એક બંગલામાં સુખચેનથી જિંદગી વિતાવતા હતા, એમણે સાચે જ રેસ રમવાનુ છોડી દીધું હતું. આવા બીજા બનાવો પણ નોંધી શકાય તેમ છે. પણ એકથી સંતોષ માનીશું.

*          *          *

આ સમયમાં મૈસુરના મહારાજા કૃષ્ણરાજ વડિયાર શેઠ

નરોત્તમ મોરારજીના બંગલામાં ઊતર્યા હતા. તેમણે અમારાં 'સૌભાગ્ય સુંદરી' અને 'વિક્રમચરિત્ર' નાટકો જોયાં. બોરીબંદરથી મૈસુર જતાં સ્ટેશન ઉપર ફૂલહાર કરી બાપુલાલને હીરાની વીંટી અને મને જરીનો સાફો ભેટ આપ્યાં હતાં. તા. ૧૦–૭–૧૯૦૨.

આ સાથે મહારાજા કૃષ્ણરાજ વડિયાર સાથે અમારો પરિચય કેવી રીતે થયો એની નોંધ લેવી અપ્રસ્તુત નહિ ગણાય.

મુંબઈમાં દર વર્ષે ઘણા રાજા રજવાડાઓ આવતા. તે વખતે મૂંગી ફિલ્મોનો યુગ હતો. આનંદપ્રમોદનાં સાધનોમાં ગાનારીઓના જલસા અને નાટક એ જ મુખ્ય સાધન હતાં. મૈસુરના મહારાજા કૃષ્ણરાજ વડિયાર મુંબઈમાં શેઠ નરોત્તમદાસ મોરારજીને ત્યાં પેડર રોડ ઉપરના બંગલામાં મહેમાન થયા હતા. એમના કોઈ અધિકારી જેઓ ડોકટર પણ હતા, તેમણે અહીંનાં નાટકો જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી. નરોત્તમ શેઠે જવાબ આપતાં જણાવ્યું કે 'બને ત્યાં સુધી અંગ્રેજી નાટકો સિવાય દેશી નાટકો હું જોતો નથી પરંતુ અહીંયાં એક મુંબઈ ગુજરાતી નાટક મંડળી નામની મંડળી છે. એનાં નાટકો ખૂબ વખણાય છે. 'મેં પણ એ મંડળીનાં થોડાંક નાટકો જોયાં છે. તમે ત્યાં જશો તો તમને સંતોષ થશે.' એમ કહી ટિકિટ વગેરેનો બારોબાર બંદોબસ્ત કરી લીધો. ડોકટરે 'સૌભાગ્ય સુંદરી' નાટક જોયું અને અત્યંત રાજી થયા. એક દુભાષિયો લઈ શ્રી બાપુલાલને મળ્યા. અને પોતે બહુ જ રાજી થયાના ખુશખબર આપ્યા અને જણાવ્યું કે મહારાજાને વિનંતી કરવા તમે આવશો તો મહારાજા પણ તમારું નાટક જોવા આવશે. એવી સૂચના કરી અને પોતે પણ મહારાજાને નાટક જોવા ભલામણ કરશે એમ ખાત્રી આપી.

શ્રી બાપુલાલે જવાબમાં જણાવ્યું કે, ભલે, અમે વિનંતી કરવા આવીએ. પરંતુ રાજરજવાડાઓને મળવાનો અને વિનય આદિનો

રિવાજ જુદે જુદે સ્થળે જુદો જુદો હોય છે. એટલે એની તમે સમજ પાડો. જેથી અમે યોગ્ય રીતે માનમરતબો જાળવી શકીએ. બીજે દિવસે ડોકટરે આવીને મહારાજાની આગળ શી રીતે રજૂ થવું એના વિનયની રીત અમને સમજાવી.

પહેલાં તો પ્રત્યેક મુલાકાતીએ એક ચાંદીની રકાબીમાં પાનને અમુક રીતે ગોઠવવાના હોય છે. વચ્ચે સોપારી, એલચી અને લવીંગ મૂકવાનાં હોય છે. ત્યાર પછી વસ્ત્રોમાં ભેટ બાંધી રકાબી હાથમાં લઈ એમના પગ આગળ મૂકવાની હોય છે. ત્યાર પછી અદબથી ઊભા રહી વિનંતી ગુજારવાની હોય છે. વધારામાં ડોકટરે કહ્યું કે, 'તમે ચિંતા કરશો નહિ. તમે જેટલા માણસો આવવાના હશો તેટલાની રકાબી ને પાન હું તૈયાર રાખીશ. આવતી કાલે સવારના સાડા આઠથી નવ દરમિયાન ત્રણ ચાર સારા નટો સલામે આવજો. હું સરકારને કહી રાખીશ."

બીજા દિવસે શેઠ નરોત્તમદાસ મોરારજીના બંગલે હું, બાપુલાલ, મગનલાલ અને દયાશંકરભાઈ પહોંચી ગયા. ડોકટર ખરેખર જ અમારી રાહ જોતા ઊભા હતા, અને ત્યાં પગ મૂકતાં જ જાણે અમે તેમના ચિરપરિચિત હોઈએ એટલા બધા ભાવથી અમને દીવાનખાનામાં લઈ ગયા. ત્યાં ચાંદીની રકાબીઓમાં પાન ગોઠવેલાં તૈયાર હતાં. તે એક પછી એક અમારા હાથમાં મૂકયાં. અને સરકાર હમણાં જ તમને બોલાવશે કહી અંદર દોડી ગયા.

થોડીવારે અમને બોલાવવા એક નોકર આવ્યો. અને કહ્યું, "હુજુર યાદ કરે છે." અમે બધા એકની પાછળ એક ગોઠવાઈને અંદર દાખલ થયા અને એક પછી એક ભેટ પગ આગળ મૂકી અદબથી ઊભા રહ્યા. એમણે અંગ્રેજીમાં કેટલાક પ્રશ્નો પૂછ્યા અને દુભાષિયાએ અમારા જવાબો એમને અંગ્રેજીમાં કહી સંભળાવ્યા.

એમાં એમ નક્કી થયું કે આવતા શનિ કે રવિવારે એમને માટે સ્પેશ્યલ ખાનગી નાટક કરવું. જેમાં મૈસુરની મહારાણી તથા રાણીઓ, માતાઓ અને તેમનાં દાસદાસીઓ માટે ચક નાખી ઉપર સગવડ કરી અને નીચે મહારાજા, એમના પ્રધાનો અને એમના દરબારીઓની સગવડ કરી હતી. આશરે સો સવાસો માણસો સૌભાગ્ય સુંદરી નાટક જોવા આવ્યાં હતાં. નાટક શરૂ થાય એ પહેલાં તેઓ બધાં જ સમયસર આવી ગયાં હતાં. અને મહારાજા તેમજ પ્રધાનોની આસપાસ દુભાષિયા પણ ગોઠવાઈ ગયા હતા.

અમે નાટક સાદ્યંત ભજવી બતાવ્યું. અને બધાં બહુ જ રાજી થયાં એમ એમની મુખમુદ્રાઓ ઉપરથી જણાતું હતું.

આવાં સ્પેશ્યલ નાટકો અગાઉ પણ ભજવાયાં હતાં એનું મને સ્મરણ છે. પરંતુ આવાં ખાનગી નાટકો કરવાં મને કદી પણ ગમતાં નહિ. આવાં નાટકોમાં નટને સેંકડો પ્રેક્ષકોનો રિસ્પોન્સ મળતો નથી. આને લીધે ભજવનાર નટ રિસ્પોન્સ વિના ફીક્કો પડી જાય છે. અથવા બીજા શબ્દોમાં કહું તો એની તલ્લીનતા મારી જાય છે. તેથી ભૂમિકામાં આવવી જોઈતી અખિલાઈ અને સચોટતા એ ઉત્પન્ન કરી શકતો નથી. મૈસુરના આ ખાનગી નાટક સંબંધે પણ મારો એ જ અનુભવ છે. વધારે કહું તો હાસ્ય, શૃંગાર, વીર, કરુણ. આવા પ્રસંગો ભજવતી વખતે ગુજરાતી ભાષા નહિ સમજનાર તરફથી દુભાષિયા દ્વારા રિસ્પોન્સ એટલો ઓછો થઈ જાય છે કે કોઈ પણ નટ હતાશ થયા વિના રહે નહિ. પરંતુ જે લોકો યંત્રાનુ-ગતિક રીતે ભજવવા ખાતર જુસ્સાવી ભજવી જાય છે તેમની વાત જુદી.

મૈસુરના મહારાજાની મારફત ઈ. સ. ૧૯૦૨ માં વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડે અમારી નાટક મંડળી પાસે "સૌભાગ્ય

સુંદરી" નાટક ખાનગી રીતે ભજવાવ્યું હતું. તેઓ, તેમના રાજકુમાર અને દીવાન શ્રી મનુભાઈ જોવા આવ્યા હતા. પહેલા અંક પછી એમનું ચા નાસ્તાથી સ્વાગત કર્યા પછી શ્રી દયાશંકરભાઈએ બાપુલાલ તથા મારી ઓળખાણ કરાવતાં કહ્યું કે, 'સરકાર, આ તો આપની જ પ્રજા પૈકીના નાયક જાતિના ભાઈઓ છે.' પછી બાપુલાલને બતાવી કહ્યું, 'આ ભાઈ વડનગર પાસે ઊંઢાઈનાં વતની છે.' અને પછી મને બતાવી કહ્યું, 'આ ભાઈ વીસનગરના વતની છે.' આ વાત સાંભળી મહારાજાને અત્યંત આનંદ થયો. અને આશ્ચર્યચકિત થઈ બોલી ઊઠ્યા, 'ઓહ! ત્યારે તો તમે આપણી જ પ્રજા છો! તમારા વીસનગર મહાલમાં તો હું ઘણી વખત આવ્યો છું. અને ઊંઢાઈ પણ ચાડા જતી વખતે બે ત્રણ વખતે આવ્યો છું. તમને જોઈને મને બહુ જ આનંદ થયો.' આ પછી તેમણે સમગ્ર નાટક જોઈ લીધું. અને અંતે અમે ફૂલહાર કરવા ગયા ત્યારે તેઓ આનંદથી મારા પ્રતિ ઉદ્ગારી ઊઠ્યા, 'બહુ જ ખુશી થયો છું. બેત્રણ દિવસ અહીં રોકાઈ હું રવિવારની રાત્રે મેઈલમાં વડોદરા જવાનો છું.' સારી તક જોઈ બાપુલાલે મારાં લગ્નની વાત છેડી. અને સરકારને વિનંતી કરતાં જણાવ્યું કે તા. ૪–૩–૧૯૦૩ના દિવસે જયશંકરનાં લગ્ન થવાનાં હોવાથી અમે પણ મેઈલમાં વીસનગર જવા નીકળવાના છીએ. મહારાજાએ ખુશાલી પ્રગટ કરતાં કહ્યું, 'ઓહ! તમારાં લગ્ન થવાના છે? ત્યારે તો જરૂરથી ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર મળજો.' ત્યાર પછી બીજે દિવસે બાપુલાલ ઉમંગમાં આવી કહેવા લાગ્યા, 'મહારાજા ગાયકવાડ તરફથી જરૂર તને સારું ઇનામ મળશે. મેં પ્રસંગ જોઈને જ તારાં લગ્નની વાત એમના કાને નાખી હતી. હું મૌન રહી હસ્યો અને પછી કહ્યું, 'સારી વાત છે.' ત્યાર પછી રવિવારે નાટક ખલાસ થયા પછી લગ્ન માટે વીસનગર જતાં એમને મળવા માટે સલૂનમાં ગયા. આ વખતે સલૂનમાં પાલનપુરના

નવાબ શ્રી શેરમહંમદ ખાનજી પણ તેમને મળવા આવ્યા હતા. અમે સલૂનમાં એમની સામે થોડીવાર ઊભા રહ્યા. અને તેઓ નવાબ-સાહેબ સાથેની વાતથી પરવારે એટલે મારાં લગ્નની વાત ફરીથી ચર્ચવાના હતા. પરંતુ એમની વાતનો છેડો જ આવતો ન હતો અને ગાડી ઊપડવાનો સમય થઈ ગયો હતો. તેથી અમે કહ્યું, 'સરકાર, ગાડી ઊપડવાનો સમય થયો છે એટલે અમે રજા લઈએ છીએ.' તેમણે માથું હલાવી રજા આપી. અમે એમને નમસ્કાર કરી અમારા ડબ્બામાં આવીને સૂઈ ગયા. અને બાપુલાલની ધારણા પ્રમાણે પેલા મોટા ઇનામની વાત હવામાં લટકતી જ રહી ગઈ.

એ પછી મને સ્મરણ છે ત્યાં સુધી મહારાજા જ્યારે જ્યારે મુંબઈ આવતા ત્યારે ચર્ચગેટના પાછલા રસ્તા ઉપર સ્વીમીંગ બાથ આગળ થઈ કોલાબા કૉઝવે તરફ પગે ચાલીને ફરવા નીકળતા હતા. અને ઘણી વખતે સ્વીમીંગ બાથમાં સ્નાન લીધા પછી હું કોલાબા કૉઝવે થઈ પગે ચાલતો ચાલતો વિક્ટોરિયા રાણીના પૂતળા આગળ થઈ ગેઈટી થિયેટરમાં જતો ત્યારે મહારાજાને હું ઘણી વખત જોતો.

એક દિવસ કોલાબા કૉઝવેના બાંકડા ઉપર હું અને મારા સંગીત ગુરુ પંડિત વાડીલાલ બેઠા હતા ત્યાં મહારાજા અને તેમના દીવાન સાહેબ મનુભાઈને આવતા જોયા. પ્રજા તરીકે મને મહારાજા ગાયકવાડ તરફ અત્યંત ભક્તિભાવ હતો. એટલે મેં વાડીલાલને કહ્યું, 'આપણા મહારાજા આવે છે. આપણે રસ્તા ઉપર ઊભા રહી એમને સલામ કરીએ.' જેવા અમારી પાસેથી પસાર થયા તેવા જ અમે બંનેએ ઝૂકીને સલામ કરી. એમનું ધ્યાન ખેંચાતા તેમણે મને ઓળખીને પૂછ્યું, 'કેમ તમારાં નાટક હવે કેમ ચાલે છે ?' મેં કહ્યું, 'શ્રીમંતની કૃપાથી ખૂબ જ સારાં ચાલે છે. પરંતુ આપ મુંબઈમાં પધારો છો ત્યારે અમારાં નાટકો જોવાનો વખત આપો તો અમારો ઉમંગ કેટલો બધો વધે ?' તેમણે મનુભાઈ તરફ ફરી કહ્યું, 'આ આપણો

પ્રજા પૈકીના છે. સારા નટ છે. એમને આપણી યોજના સમજાવો.' ત્યાર પછી દીવાન સાહેબે ગાયકવાડ સરકારની ઉદાર નીતિની એક યોજના કહી સંભળાવી. અને કહ્યું, "આ યોજનાની રૂએ સરકાર તમને, બાપુલાલને અને થોડા બીજાઓને નાટયનું શિક્ષણ લેવા માટે વિલાયત મોકલવા ઇચ્છે છે. તમારા જવા આવવાનું, રહેવાનું અને નાટયવિદ્યાની પરીક્ષાઓ આપવાનો બધો જ ખર્ચ સરકારી તિજોરીમાંથી ખર્ચવામાં આવશે. આનો વિચાર કરી જવાબ આપશો." આભાર માનતાં મેં કહ્યું, 'સારું સાહેબ, હું વિચાર કરી જણાવીશ.' આ રીતે કલાના શિક્ષણની મહારાજાની ઉદાર નીતિનો લાભ પોતે જ સામે થઈને મને આપતા હતા. છતાં અંગ્રેજી ભાષાના જ્ઞાનના અભાવે હું આ યોજના અને મહારાજાના ઔદાર્યનો લાભ લઈ શક્યો નહીં એનો મને કાયમ માટે વસવસો રહી ગયો. મને યાદ છે ત્યાં સુધી આ યોજનાનો એક પત્ર પણ સરકારી રૂએ મને મળ્યો હતો. અને એમાં પણ મેં વિલાયત જવાની ના લખી હતી.

[ ૫ ]

## લગ્નજીવનની ભીતરમાં...

હવે મારા લગ્નજીવન અંગેની કેટલીક હકીકતો જણાવું. ચૌદ કે પંદર વર્ષની ઉમરે મારાં લગ્ન થયાં તે પહેલાં લગ્નજીવનથી હું ગભરાતો હતો. સ્ત્રીઓના પરિચયમાં આવતાં સંકોચાતો અને શરમાતો હતો. મારા ગભરાટનું મુખ્ય કારણ એ હતું કે, હું "સરસ્વતીચંદ્ર" સાદ્યંત અનેકવાર વાંચી ગયો હતો. તેમાં આવતાં કુમુદ અને પ્રમાદધનનાં અસમાન લગ્નનો મને ભય રહ્યા કરતો હતો. વળી મલ્હારરાવ

વાડીમાં મારા શેઠના મકાનમાં હું રહેતો હતો ત્યાં મારા પાડોશી સૂરતીઓની છોકરીઓ ભણવા જતી. તેમને જોઈ મને થતું કે મને જો સુશિક્ષિત પત્ની મળશે તો એ પણ એક જાતનું કજોડું જ થશે; તેમ કેવળ અશિક્ષિત મળશે તો પણ તે કજોડું જ થશે. કેમ કે હું રીતસર નિશાળમાં ભણ્યો ન હોવા છતાં મારા વાંચનથી શિક્ષિત ભાઈ–બહેનોનો પરિચય મેળવી ચૂક્યો હતો. આથી લગ્ન કરવા મારું મન હમેશાં પાછું હઠતું.

આ જ સમય દરમિયાન મારા પિતાને મારી નાટક મંડળીના માલિકોએ આપેલા વચન પ્રમાણે મને આ મંડળીમાંથી મારાં લગ્ન પ્રસંગે બે હજાર રૂપિયા બક્ષિસ તરીકે મળવાના હતા. આથી મારા પિતાને મારાં લગ્નની ઉતાવળ આવી હતી. વળી છોકરાઓનું બાળપણમાં લગ્ન ન થઈ જાય તો ખાનદાની ઓછી ગણાય એવી પણ મારા પિતાની માન્યતા હશે. આમ સંવત ૧૯૫૯ના મહા સુદ ૭ તા. ૪–૨–૧૯૦૩ને દિવસે મારું લગ્ન થયું. અને એની જાણ માસ–દોઢ માસ અગાઉ મારા શેઠીયાઓને કરવામાં આવેલી. આથી રૂપિયા બે હજાર લગ્ન વખતે આપવા માટે શેઠીયાઓએ બાપુલાલ નાયકને વીસનગર મોકલ્યા હતા.

આ વખતે મારી મનઃસ્થિતિ આ પ્રમાણે હતી. જેમ હું લગ્નનો ઇન્કાર ન કરી શકયો તેમ સ્વીકાર કરવો પણ મનોમન કઠણ હતું. કેમ કે મારી સાથે લગ્નથી જોડાનાર કન્યા મેં પહેલાં કદી જોઈ ન હતી. અને અમારે ત્યાં એ સમયમાં છોકરીઓને ભણાવવામાં આવતી ન હતી. આ નવવધૂ પણ ગામડામાં ઉછરેલી અશિક્ષિત જ હશે એમ માની હું અંદર ને અંદર મુંઝાતો હતો. વળી આ વાત દિલ ખોલીને કોઈને કહી શકતો ન હતો. વળી આ પૂર્વે એક બનાવ બની ગએલો જેમાં એક બીજી જ છોકરી સાથે લગ્ન કરવાનો વિચાર મારા મનમાં ઘોળાતો હતો.

એક વખતે નાટકના દિવસે બપોરે ઊંઘમાંથી હું ઊઠચો અને ધોએલા વાળમાં તેલ નાખવા માટે નીચે પહેલા માળે બાપુલાલના ઓરડામાંથી પાસેના ઓરડામાં ગયો. એ વખતે એમને ત્યાં આઠ-દસ દિવસથી મહેમાન તરીકે આવેલી એક સુંદર યુવાન છોકરી એકલી બેઠી હતી. મેં એને પૂછ્યું, "મામી નથી ?" જવાબમાં એણે કહ્યું, 'ના, જરા બહાર ગયાં છે. કેમ શું કામ છે ?" મેં કહ્યું, 'માથામાં નાખવા તેલ લેવું છે.' તેણે તુર્ત જ ખુશી બતાવતાં હસીને કહ્યું, 'બેસો તો ખરા. હું માથામાં તેલ નાખી આપું.' અને મારી આનાકાની છતાં મને ખુરશી ઉપર બેસાડયો. અને પાછળ ઊભી રહી મારા માથામાં તેલ નાખવા લાગી. બહેનો જે રીતે તેલ નાખે છે તે રીતે લટે લટમાં બબ્બે આંગળીથી તેલ લગાડી ઘસવા લાગી. હું સંકોચને લીધે અને બીજા કોઈની દષ્ટિએ આ બનાવ ન પડે એટલા ખાતર ઉતાવળ કરવા કહેતો હતો. પરંતુ એ તો આ જ સમયે પોતાના દિલની થોડીક વાતો મને કહેવા ઇચ્છતી હતી. એણે પહેલો જ પ્રશ્ન મને પૂછ્યો. 'તમારાં માતા-પિતા તમારાં લગ્ન કેમ કરતાં નથી ?' મેં સંકોચથી જવાબ આપ્યો, 'તેઓ એ જ તજવીજમાં છે.' તે બોલી 'કોઈ કન્યા પસંદ ન પડતી હોય તો હું બતાવું. પણ તમારાં માતા-પિતા હા પાડશે ?' મેં જવાબમાં જણાવ્યું, 'તમે કઈ કન્યા બતાવવાનાં છો ?' એણે હસીને મારી આંખ સાથે આંખ મેળવી શરમ અને સંકોચપૂર્વક કહ્યું, 'કહું એનું નામ ? એ હું જ છું. તમારાં માતા-પિતા હા પાડશે ? તમે જાણતા નહિ હો પણ મારાં માતા-પિતાએ ઘણા વર્ષો પૂર્વે તમારાં બંને ભાઈઓ સાથે અમારાં બંને બહેનોના લગ્નની માગણી કરી હતી. પણ તે વખતે તમારાં માતા-પિતાએ ના પાડી હતી. તમને આ વાત ગમતી હોય તો તમે એમને સમજાવો. તો હું પણ મારાં માતા-પિતાના કાને આ વાત નાખીશ. તેઓ હા જ પાડશે.'

લગ્ન અને એને લગતી વાત મારા જીવનમાં આ સૌ પહેલી

હતી. થોડી વાર વિચાર કરી મેં કહ્યું, 'જુઓ, હું પોતે તો આ વાત મારાં માતા–પિતાને નહિ કહી શકું. પણ આવતી કાલે એક ભાઈ નાટક મંડળીના કામે વીસનગર તરફ જવાના છે. તેમની સાથે આ સંદેશો મોકલીશ. અને મારી એમાં સંમતિ છે એમ જણાવવા કહીશ.' અહીં અમારી વાતચીત પૂરી થઈ.

એ ભાઈ વીસનગર જઈને ચાર છ દિવસમાં પાછા મુંબઈ આવી ગયા. અને સાથે મારા માતા–પિતાનો નકારનો જવાબ પણ લેતા આવ્યા. આથી હું ખૂબ દિલગીર થઈ ગયો.

મારા માતા–પિતાની મુખ્ય વ્યાવહારિક દૃષ્ટિ એ હતી કે આ છોકરી બાળવિધવા હતી. અને હું પહેલાં લગ્નનો વરરાજા થવાનો હતો. આથી બાળવિધવા સાથે પોતાના પુત્રનું લગ્ન કરવા તેઓ નારાજ હતાં. મેં મનોમન અત્યંત દુઃખ અનુભવ્યું. કચવાતે મને એમની ઇચ્છાને અનુકૂળ થયો. અને પેલી છોકરીને મારાં માતા–પિતાનો જવાબ કચવાતે મને કહી સંભળાવ્યો. આ સાંભળી એ બોલી, 'અરે દૈવ! આ બાળવૈધવ્યનું કલંક ન લાગ્યું હોત તો કેટલું સારું થાત?" એનાં નેત્રો ભરાઈ આવ્યાં હતાં. એને છુપાવવા એ બીજા ઓરડામાં દોડી ગઈ. આમ અમે છૂટાં પડયાં.

મારાં માતાપિતાએ નક્કી કર્યા મુજબ લગ્નની કંકોતરીઓ પણ જે તે જગાએ પહોંચી ગઈ. લગ્નનો દિવસ નજીક આવ્યો. અને હું લગ્ન કરવા મુંબઈથી વીસનગર આવી ગયો.

વીસનગરમાં ઘરમાં પગ મૂકતાં જ હું જોઉં છું કે, પેલી છોકરી મારા ઘરમાં જ બેઠી હતી. એ હસીને મને કહેવા લાગી, 'તમારાં લગ્નમાં ભાગ લેવા હું ખાસ આવી છું. મારાં માતાપિતા પણ સાથે છે.' હું જોઈ શકતો હતો કે બહારનો દેખાવ જેટલો આનંદનો દેખાડવા ઇચ્છતી હતી તેટલો આનંદ તેના હૃદયમાં ન હતો. એના શોકની છાયા મારા ઉપર પણ પથરાવા લાગી.

આમ મારાં લગ્નનો પ્રસંગ મારે માટે આનંદનો નહિ, ઉદાસીનતાનો બની ગયો.

સંવત ૧૯૫૯ મહા સુદ ૭ તા. ૪-૩-૧૯૦૩ના દિવસે મારાં લગ્નની જાન વીસનગરથી ઉમતા જવા ગાડામાં રવાના થઈ. વગડામાં થઈને જાન જઈ રહી હતી. પેલી છોકરી મારી પાસે જ વહેલમાં બેઠી હતી. અને લગ્નનાં ગીતો ગવરાવતી હતી. અને તડકાથી બચવાને બહાને સાડીથી મોઢું છુપાવી ડૂસકાં લેતી હતી. જે હું સાંભળી શકતો હતો. આથી મારા માનસપટ પર ધીમે ધીમે શોકની છાયા વધુ ઘેરી બનવા લાગી. (મેં બીજી જાનડીઓ સાંભળી કે જાણી ન ન શકે એવી રીતે એના કાન પાસે ઝૂકી કહ્યું, 'રડીશ નહિ. તારા આંસુ જોઈ વરરાજાની આંખમાં પણ આંસુ આવી જશે અને મારાં મા એટલાં ચતુર છે કે તરત ચેતી જઈ એનાં કારણોની પૂછપરછ કર્યા કરશે.' એણે આંસુ લૂછતાં કહ્યું, 'નહિ રોવું. તમે દિલગીર થશો નહિ, અને આવા શુભ પ્રસંગે આંખમાં આંસુ પણ લાવશો નહિ.' છતાં પણ મન ઉપર તે કાબૂ રાખી શકતી ન હતી. જાન જંગલ જેવા રસ્તે આગળ ચાલી જતી હતી. એ એક પછી એક ગીતો ગવરાવતી ગઈ. અને સાથે સાથે ડૂસકાં પણ ભરતી ગઈ. મેં એને ફરીથી કહ્યું, 'જો હવે તું રડીશ તો મારું હૃદય મારા કાબૂમાં નહિ રહે. અને હું પણ ધ્રૂસકે ધ્રૂસકે રોઈ પડીશ. ચાલ ત્યારે હું જ વહેલમાંથી ઊતરી જાઉં. અકળાઈ પણ ગયો છું' એણે તરત જ મને અટકાવી મારા સામું જોઈ મારી આંખ સાથે આંખ મેળવી કહ્યું; 'વરરાજા શા માટે વહેલમાંથી નીચે ઉતરે ? એના કરતાં મારા જેવી નકામી જ શા માટે નીચે ઊતરી ન જાય ?" આટલું બોલીને વહેલ ઊભી રખાવી ને તે નીચે ઊતરી પડી. સ્વસ્થ થઈને એના પિતા પાછળ ચાલતા હતા એમની સાથે ટોળામાં ભળી ગઈ.)

ત્યાર પછી લગ્નનાં ત્રણ દિવસ દરમિયાન એ મારી નજરે સુદ્ધાં

પડી નહીં. લગ્નનું મુહૂર્ત રાત્રે ત્રણ વાગ્યા પછી હતું. મને આખી રાત ઊંઘ નહોતી આવી. લગ્નની રાત્રીએ હું મારા અદૃશ્ય ભાવિની ચિંતા કરતો હતો. આ લગ્ન કેવાં નીવડશે? મારો સંસાર કેવોક હશે? સુખી હશે? કે દુઃખી? તેમાંથી જ મને એક વિચાર આવ્યો કે લગ્ન વિષેની સમજ મારી સાથે લગ્ન કરનાર સામા પાત્રમાં પણ છે કે નહીં તેના ઉપર મારા ભાવિ સુખનો આધાર છે. અને જો તેમ હશે તો એને પણ મારી માફક નિદ્રા નહિ આવી હોય એની પરીક્ષા માંયરામાં જ થઈ જશે. હું ઉત્સુકતાથી માંયરામાં કન્યાને જોવાની રાહ જોતો બેઠો. ગામડાના બ્રાહ્મણે અશુદ્ધ શ્લોકો લલકારવા માંડ્યા. લગ્ન કરનારી કન્યા માંયરામાં આવીને બેઠી. અને નિદ્રામાં ઝોકાં ખાવા લાગી. અને મને થયું કે મારું ભાગ્ય પણ આજથી નિદ્રામાં ઝોકાં ખાતું નીવડશે. લગ્ન પૂર્વે, લગ્નનો વિધિ, એનું માહાત્મ્ય, સપ્તપદિનું ગૌરવ અને પરસ્પર પાળવાના ધર્મ અને કર્તવ્ય હું વાંચી ગએલો હતો. અત્યારે ફરીથી એનું મનોમન સ્મરણ કરતો હતો. હું દેવ, ઋષિ અને પિતૃના ઋણથી બંધાઈ રહ્યો છું એનું જાગૃત ભાન મને થયા કરતું હતું. આથી બ્રાહ્મણના અશુદ્ધ શ્લોકોએ મને ખૂબ જ બેચેન કરી મૂક્યો. અને વચમાં મારાથી બોલી જવાયું, 'મહારાજ, અશુદ્ધ શ્લોકો લલકારવાને બદલે લગ્નનો વિધિ, સપ્તપદિના અર્થો, લગ્ન કરનારાઓને સમજાવો. કે જેથી અમે કઈ કઈ પ્રતિજ્ઞાઓથી બંધાયાં છીએ તેનું અમને ભાન રહે." પરંતુ મારી આ ઇચ્છાનો મર્મ ગામડાના આ ભૂદેવ સમજી શકે તેમ ન હતા. એમની બુદ્ધિની પેલી પારની એ વસ્તુ હતી. વળી આ મર્મ કન્યા પણ સમજી શકે તેમ ન હતી. કેમકે કન્યાને માંયરામાં પ્રવેશતાં જ હું જોઈ શકતો હતો કે એનામાં લગ્નની ઉત્સુકતા ન હતી. આમ લગ્નનો વિધિ ચાલતાં ચાલતાં જેમ તેમ કરીને સવારના પાંચ તો વાગ્યા. લગ્નનો વિધિ પૂર્ણ થયો અને ઉતારે

આવ્યા. એકાદ બે કલાક અમે સૌએ આરામ કર્યો. અને સવારના સાતેક વાગે મારાં માજીએ મને એકલાને જગાડીને કહ્યું, 'ભાઈ દાતણ કરી લો. અને ગોત્રજને પગે લાગવા મારી સાથે ચાલો.' હું તરત જ ઊઠ્યો. અને હાથ મોં ધોઈ, તૈયાર થઈ બા પાસે આવ્યો. મને લાગ્યું કે ગોત્રજને પગે લાગવાનો આ પણ લગ્નનો જ એક વિધિ હશે. ત્યાર પછી ગોત્રજ સમક્ષ જ્યાં ઘીનો દીવો પ્રગટેલો હતો ત્યાં બેસવા માએ મને આજ્ઞા કરી. અને કોમળ છતાં આજ્ઞાસૂચક અવાજમાં કહ્યું, 'ભાઈ, હાથમાં જળ લો. 'પછી મારા જમણા હાથની હથેળીમાં પાણી આપ્યું અને સાથે સાથે કોઈ મહામંત્ર મને શીખવતાં હોય તે પ્રમાણે તેનું અનુકરણ કરી મને બોલવા આજ્ઞા કરી કહ્યું, 'ગૌહત્યા, બાળહત્યા સ્ત્રી હત્યા. જો આ કન્યા ઉપર હું બીજી સ્ત્રી કરું તો.'

મારાં માજી અત્યંત ચતુર હતાં. લગ્ન વખતના સમય દરમિયાન મારા મુખ ઉપરથી મારી ચિંતા અને મારા દ્વિધાપૂર્ણ મનનો એમને વગર કહે ખ્યાલ આવી ગયો હતો. અને તેથી જ ગોત્રજ આગળ આવી, આવી પ્રતિજ્ઞા લેવડાવતા હતાં. આથી મેં નિશ્વાસ નાખતાં દુઃખભર્યા સ્વરે કહ્યું, "બા, આ પ્રતિજ્ઞા મને ન લેવડાવો તો સારું. ભાવિ હું જાણતો નથી પણ કદાચ એવો પ્રસંગ આવી પડે કે તમે જ લેવડાયેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવાની તમારે જ મને સલાહ આપવી પડે.' મારી આ સૂચના મારાં માજી સમજી ગયાં અને બોલ્યાં, "ભાઈ, બધું જ જગદંબા સારું કરશે, તું દુઃખી નહિ થાય એવા મારા તને આશીર્વાદ છે. પણ આપણા કૂળમાં એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી ન થાય એ વાત તું લક્ષમાં રાખજે. ભૂલતો નહિ." મેં કહ્યું, "બા, માંયરામાંથી જ હું મારા મનને વાળી રહ્યો છું કે મારે એક જ સ્ત્રી જોઇએ. અને એને જ ભણાવવા અને યોગ્ય બનાવવા પ્રયત્ન કરીશ. એમ મેં ક્યારનોય ઠરાવ કરી લીધો છે." માના આ મહામંત્રથી

મારું ઉદ્વિગ્ન મન શાંત થયું. ત્યારથી આ સ્ત્રીને શિક્ષણ આપવાના પ્રબંધો કરવાની મેં યોજના કરી. અને એ મુંબઈ આવે કે તરત જ થોડાં પુસ્તકો એના હાથમાં તૈયાર મળી જાય. એવો મુંબઈ પહોંચીને બંદોબસ્ત કરવાનો મેં ઠરાવ કરી લીધો.

થોડા વખત પછી પેલી આગંતુક છોકરી જેણે મારા માથામાં તેલ નાખી આપ્યું હતું તેના પણ લગ્ન થઈ ગયાં. હું તેના પતિનું નામ કે ઓળખાણ આપવા ઇચ્છતો નથી. પરંતુ હું એના પતિને વર્ષોથી ઓળખતો હતો. અને મને લાગતું હતું કે આ લગ્નથી એ સુખી નહિ થાય. સમય મને એ વાત ભૂલવા ફરજ પાડતો હતો. અને મારા વ્યવસાયમાં હું મશગૂલ રહેતો હતો.

ત્યાં એક દિવસે આ છોકરીના પતિ મુંબઈ આવ્યા અને થોડો વખત રહી ફરી દેશમાં વિદાય થવાના હતા ત્યારે મારે અને મારા મામા બાપુલાલ નાયકને પણ મુંબઈથી દેશમાં જવાનું હતું. પેલી છોકરીના પતિનો આગ્રહ હતો કે બાપુલાલે એમને ત્યાં જવું. અને થોડા કલાક માટે એમના મહેમાન થવું. મને મનમાં એવી ઇચ્છા થઈ આવી કે મને એ જરા આગ્રહ કરે તો હું પણ બે ચાર કલાક માટે ત્યાં ઊતરી જાઉં. ને પેલી છોકરીને એકવાર મળી કુશળ સમાચાર પૂછી લઉં. પરંતુ મને કોઈએ આગ્રહ કર્યો નહિ. એટલે મનોમન ત્યાં ઉતરવું હોય તો શું કરવું એનો ઘાટ ઉતારવા લાગ્યો. દરમિયાન અમે ગાડીમાં બેસી દેશમાં આવવા નીકળ્યાં. ત્યારે મારા મામાએ મને કહ્યું, 'વીસનગર જવું હોય તો બીજી ગાડીમાં જજે. તને કંઈ વાંધો છે ? મારે આજ જોઈતું હતું. મેં ઉતરવાનું પસંદ કર્યું અને એ વાત સ્વીકારી લીધી. અમે બધા એ છોકરીને ઘેર પહોંચ્યા. બીજા બધા નહાવા-ધોવા અને ઈતર કામમાં લાગી ગયા હતા ત્યારે મેં લાગ જોઈ રસોડાની સામે હીંચકો હતો એનાં ઉપર આસન જમાવ્યું. અને એકાંત જોઈને એનું નામ સંબોધી એને પૂછ્યું,

'તું સુખી તો છે ને' ? એણે માથા પરનો છેડો ખસેડી નાખી મારી સામે તીવ્ર આંખે જોઇ કહ્યું, 'તમારે આ પ્રશ્ન ન પૂછવો. બીજા કોઈ પૂછે તો હું સહી શકું છું પણ તમે પૂછો ત્યારે મને અસહ્ય થઈ પડે છે.' આટલું બોલતામાં એનો કંઠ રૂંધાયો. આંખોમાં અશ્રુ ઉભરાઇ આવ્યાં. બંને હાથના ટાંચાથી આંખો લૂછવા લાગી. મેં કહ્યું, 'મને માફ કર. હું કહી જ ગયો છું કે મારા મા-બાપની આજ્ઞાનું ઉલ્લંઘન હું કરી શકતો ન હતો. તેથી જ તારે આ વિપત્તિમાં પડવું પડયું. પણ એમ માનીશ નહિ કે તું એકલી જ વિપત્તિમાં છે. તારા કરતાં પણ અનેક ઘણું દુઃખ હું સહન કરી રહ્યો છું. આથી જેમ હું મન વાળવા વાચનનો આશ્રય લઉં છું તેમ તું પણ થોડું વાંચ. અને તેમાંથી સમાધાન મેળવ. આપણી જિંદગી આમ જ જવાની છે. બીજો કોઇ માર્ગ છે જ નહિ.' ત્યાર પછી સાંજની ગાડીમાં હું વીસનગર ગયો અને એના પતિને વિષમ ન લાગે એવી રીતે એને વાંચવા ધર્મગ્રંથની થોડી નાની પુસ્તિકાઓ અને "સરસ્વતીચંદ્ર"ના ચાર ભાગ મેં એના પતિને મોકલી આપ્યા. કે જેથી એનો પતિ પણ એ વાંચે. અને અવકાશે તે પણ એ વાંચી એમાંથી સમાધાન મેળવે.

વળી થોડાંક વર્ષ પછી એક લગ્ન પ્રસંગે તેને મળવાની તક મળી. એક લગ્ન પ્રસંગે અમે બધાં એક જ જાનીવાસામાં એકઠાં થયાં હતાં. થોડીક ઔપચારિક સુખશાતા એને પૂછી, મારે નહાવાનો સમય થતો હતો એટલે મારી પેટીમાંથી મેં મારાં કપડાં લીધાં અને મારી વીંટી અને ચાવી મારાં મામીને (બાપુલાલના પત્ની) આપી કહ્યું, આ તમારી પાસે રાખો. નહાઈને આવ્યા પછી હું માગી લઈશ એમણે કહ્યું, હું ધાંધલમાં છું. તમે...... ને આપો. એ અહીંયાં જ બેઠેલી છે. મેં તેમ કર્યું અને પછી નહાવા ગયો. નહાઈને જ્યારે હું આવ્યો ત્યારે જાનીવાસામાં આ છોકરી સિવાય કોઈ ન હતું.

એની આંખો આંસુથી છલકાઇ ગઇ હતી. મેં ચિંતાતુર થઈ કહ્યું, 'શું થયું ? શું છે ? કેમ રૂવે છે ?' તેણે જવાબમાં જણાવ્યું, 'કાંઇ નહિ.' મેં કહ્યું, 'તો પણ જાણું તો ખરો !એણે કહ્યું, 'એ' (એના પતિ) આવ્યા હતા. એમ કહી એણે બનેલો બનાવ મને કહ્યો. તેની આંગળીએ મારી વીંટી અને હાથમાં મારી ચાવીઓ જોઈને એ ધૂંઆંપૂવાં થઇ ગયા હતા અને "કોની વીંટી છે" એમ ગુસ્સાથી કહ્યું. તેણે મારું નામ દીધું અને મામી ધમાલમાં હતાં તેથી એને આપેલી એમ પણ કહી બતાવ્યું. પરંતુ પતિદેવનો મિજાજ હાથથી ગયો. અને ક્રોધાવિષ્ટ થઇ બે ચાર તમાચા ચોડી દીધા. અને હુકમ કર્યો, ફેંકી દે, ફેંકી દે, ફેંકી દે છે કે નહિ ? આથી મારી બંને વસ્તુઓ એણે ખૂણામાં ફેંકી દીધેલી. ત્યાર પછી એના પતિ આંખો કાઢતા કાઢતા અને " ખબરદાર, ફરીથી એની કોઈ વસ્તુ હાથમાં લીધી છે તો ! અથવા એની સાથે વાત કરી છે તો !" કહી કડક સૂચના આપીને વિદાય થઈ ગયા હતા. ત્યારથી એ વીંટી અને ચાવી કોઈ ન લઈ જાય એની સંભાળ રાખતી એ ત્યાં જ બેસી રહી હતી. એના પતિની શંકાશીલ દૃષ્ટિથી મને અત્યંત શોક થયો. પણ વિસ્તારપૂર્વક આ છોકરીને સમજાવવાનો સમય જ ન હતો. એટલે મનોમન નિર્ણય કર્યો. અને તેની આગળ એક પ્રસ્તાવ મૂક્યો. " જો મારી વાત ધ્યાન દઇને સાંભળ. હવે પછી જીવન દરમિયાન હું તારી સાથે વાતચીત ન કરું, કાયમને માટે અબોલા લઉં તો તું માઠું ન લગાડીશ. અને મને માફ કરજે. હું જોઈ શકું છું કે તારા સંસારમાં મારી સાથેનો તારો પરિચય કે ઉપર ઉપરની વાતચીત પણ વિઘ્નરૂપ થશે. અને જીવનમાં તારે અત્યંત કષ્ટ સહેવું પડશે. આથી હવેથી હું જગતમાં છું જ નહિ એ રીતે વર્તજે. અને હું પણ એ જ રીતે વર્તવાનો પ્રયત્ન કરીશ." આટલું બોલી મારી હીરાની વીંટી અને ચાવી લઈ હું જનીવાસામાંથી વિદાય થઈ ગયો.

આ વાતને પણ વર્ષો વીતી ગયાં. એને સંતાન પણ થયાં હતાં. પરંતુ એને એક ભયંકર બીમારી લાગુ થઈ ચૂકી હતી. એ દવા કરાવવા માટે મુંબઈ આવી અને હું જ્યાં રહેતો હતો એ મકાનના એક ઓરડામાં પથારીવશ સૂતેલી હતી, તે દરમિયાન તેને મળવાનો કે વાતચીત કરવાનો પ્રસંગ હું હંમેશાં ટાળતો હતો. આ મારી પાંચમી વખતની મુલાકાત હતી. મેં સચિંત થઈ તેની તબીયતના સમાચાર પૂછ્યા, અને પ્રભુ તેને ઝટ આરામ કરે તેવી શુભ કામના પણ એના કાને નાખી. એણે બીજું કોઈ નથી એમ જોઈ લઈ કંપિત અવાજે મને કહ્યું, 'હવે તો મારી સાથે બોલો. મારી પાસે બેસો. કંઈક વાંચો. અને મારો સમય યોગ્ય રીતે જાય એવું કરો. આ મરણ પથારીએ પડેલી ઉપર હવે કોને શંકા આવવાની છે?" મને એની આ માગણી અત્યંત હૃદયદ્રાવક લાગી. હું તેની આગળ કંઈક વાંચું એવી માગણી એ એના મુરબ્બીઓ આગળ કરે એવી સલાહ મેં એને આપી. અને એણે એ સ્વીકારી. અને એની પાસે બેસી વાંચવાનો મારો માર્ગ મોકળો થયો. એ પ્રસંગનો લાભ લઈ હું એની આગળ ગીતાના થોડાક અધ્યાયો વાંચવા લાગ્યો. અને ભૂલેથી પણ અમારા ભૂતકાળના પ્રસંગોનું એને સ્મરણ ન થાય એની કાળજી રાખવા લાગ્યો. આમ અમારું નિયમિત વાચન આશરે વીસેક દિવસ ચાલ્યું હતું. આ બનાવની મારા અંતઃકરણ ઉપર કેટલી ઘેરી છાપ પડી એનું વર્ણન હું શબ્દોમાં આપી શકતો નથી એની તબિયત દિવસે દિવસે બગડતી જતી હતી. આથી એને હોસ્પિટલમાં દાખલ કરી અને ત્યાં જ એનો દેહાંત થયો, આ બનાવ આજદિન સુધી હું ભૂલી શકયો નથી. આ આખીય ઘટના મારા જીવનનું એક દુઃખદ સ્મરણ બની ગઈ છે.

આવો જ એક બનાવ ઈ. સ. ૧૯૦૮ કે ૧૯૦૯માં 'ચંદ્રભાગા' નાટકની તાલીમ વખતે બનેલો. એક વખતે અમારી નાટક

ગુજરાતી સાહિત્ય પરિષદ ગ્રંથાલય

મંડળીની બપોરની તાલીમ સાંજે પૂરી થતાં નવા બંધાયેલા ગેઈટી થિયેટરમાંથી સીડી ઉપરથી નીચે ઊતરતો હતો ત્યાં અમારા ટિકિટ માસ્તર ક્રિશ્ચિયન પેઇન્ટર મી. કલેમેન્ટ મારી સામે આવ્યા. અને કહેવા લાગ્યા, 'કોઈ બહેન તમને મળવા આવ્યાં છે. બહાર ગાડીમાં બેઠેલા છે. હું તમને સમાચાર આપવા જ આવતો હતો.' હું સીડી પરથી ઝટઝટ ઊતર્યો, અને ઓરકેસ્ટ્રાના દરવાજાની બહાર ઘોડા જોડેલી બ્રૂમ ગાડીમાં બેઠેલા એક સુંદર યુવાન પારસી બાઈને મેં જોયાં.

સાહેબ સલામ કરી, હું ગાડીની પાસે જઈ ઊભો રહ્યો. અને પૂછ્યું, "આપને મારું શું કામ હતું?" એમણે થોડું હસતું મોઢું રાખી વિનયપૂર્વક કહ્યું, 'તમારે ત્યાંથી 'લલિતા દુઃખદર્શક' નાટકની ચોપડી મળી શકશે? મારે તે જોઈએ છે. ગયે અઠવાડિયે મેં તે નાટક જોયું છે. મને ખૂબ ગમી ગયું છે.' મેં કહ્યું, 'જી અમારે ત્યાં પ્રેક્ષકગૃહમાં વેચવા માટે થોડીક ચોપડીઓ અમે મંગાવી રાખીએ છીએ. કદાચ ટિકિટ માસ્તર પાસે તે હશે. હું પૂછીને આપને બંદોબસ્ત કરી આપું.' ટિકિટ માસ્તરને બોલાવીને મેં કહ્યું, લલીતા દુઃખ દર્શક નાટકની ચોપડી હોય તો આ બાઈને વેચાતી આપો. ટિકિટ માસ્તરે કહ્યું, 'આપણે ત્યાં તો ગયે અઠવાડિયે જ બધી ખલાસ થઈ ગઈ છે. પરંતુ એમ બને કે એન. એમ. ત્રિપાઠીમાંથી મળી શકે.' બાઈએ કહ્યું, 'મી. જયશંકર, હું બાઈ માણસ ત્યાં ક્યાં લેવા જાઉં? તમે ટિકિટ માસ્તર પાસે મંગાવી ન રાખો? હું મારા અવકાશે આવીને લઈ જઈશ.' મેં ટિકિટ માસ્તરને તે ચોપડી મંગાવી રાખવા કહ્યું. બીજે દિવસે પેલાં બાઈ ચોપડી લેવા આવ્યાં નહિ. ત્યાર પછી બે ત્રણ દિવસ બાદ મને સુઘડ, છૂટા અક્ષરોમાં લખાયેલો માથેરાનથી આવેલો એક પત્ર મળ્યો. તેમાં લખ્યું હતું, મારા વહાલા જયશંકર, હું તમને ભૂલી શકતી નથી.

તમે મારા હૃદયમાં વસી ગયા છો. તમે કેટલા સજ્જન છો તે તો તમારી એક જ વખતની પ્રત્યક્ષ મુલાકાતથી જ સમજી ગઈ છું. વળી તમારા હાથની આંગળી ઉપર થીયેસોફીની મુદ્રાવાળી વીંટી જોઈને મને અત્યંત આનંદ થયો છે. મારે તમારી સાથે દિલ ખોલીને ઘણી ઘણી વાતો કરવી છે. પણ મારી જીભ અટકી જાય છે...ઇત્યાદિ.

આ કોઈ બાઈનો પત્ર છે. એમ તો એના લખાણ ઉપરથી જ જણાતું હતું. પણ સંબોધન મને જરા વિલક્ષણ લાગ્યું. વળી પત્ર ઉપરનો પોસ્ટનો સિક્કો જોતાં એ શ્રીમંતોના હવા ખાવાના સ્થળ માથેરાનથી આવ્યો હતો એ સ્પષ્ટ હતું, પણ પત્રમાં લખનારનું નામ ન હોવાથી હું વિચાર કરવા લાગ્યો કે આ બાઈ કોણ હશે? મને તરત જ બે ત્રણ દિવસ પહેલાં મળેલી પેલી પારસી બાઈનું સ્મરણ થઈ આવ્યું. છતાં આ તે જ હશે એમ મનમાં એ નિશ્ચય કરી શક્યો નહિ.

મારા ઉપર આવતા બધા જ કાગળો મારા માલિકો પ્રથમ વાંચી લેતા. અને પછી જ મને આપતા. આમ મારા ઉપર તેઓ દેખરેખ રાખતા હતા. મને બીજી નાટક મંડળીઓવાળા ફોસલાવીને લઈ ન જાય એટલા માટે તેઓ સતત જાગૃત રહેતા હતા. આથી મારી એકે એક વાત આગેવાનોના જાણવામાં તો આવતી જ. આના બે પરિણામો આવતાં. એક તો મારી દરેક વાત બધા જ જાણે તેથી મને ક્રોધ થઈ આવતો, અને આવું બંધિયાર જીવન મારી યુવાવસ્થાને ગમતું ન હતું. ત્યારે બીજી તરફ સ્વેચ્છાચારે વર્તવાના મારા બધા જ પ્રસંગો અટકી જતા. અને ઇચ્છા કે અનિચ્છાથી મારા નૈતિક જીવનનો બચાવ થયા કરતો હતો. આથી આનો મેં પ્રતિવાદ કદી જ કર્યો ન હતો.

વળી થોડા દિવસ પછી એ જ સ્થળેથી મારા ઉપર એક રેલવે પાર્સલ આવ્યું. તેમાં મધના બે મોટા ડબા, અને તાજાં ફળ તથા શાકભાજીનો એક કરંડિયો અને સાથે કેસરની સુગંધવાળું અગરબત્તીનું એક પેકેટ હતું. મોકલનારે પોતાનું નામ જણાવ્યું ન હતું. પણ સ્થળ માથેરાન જ હતું. આ ઉપરથી મેં અનુમાન કરી લીધું કે પેલાં પત્ર લખનાર બાઈએ જ આ પાર્સલ મોકલેલું હોવું જોઈએ. પરંતુ મારે આ બધા મધ, ફળ અને શાકભાજીને શું કરવું હતું? આથી મધનો એક ડબો અને અગરબત્તીનું એક પેકેટ મારી પાસે રાખી બાકીનું મારા મામીને મેં આપી દીધું. અગરબત્તીનું પેકેટ ખોલ્યું તો ધૂપસળીઓ એક મલમલના પારસીશાહી સદરાના ટુકડામાં વીંટેલી હતી. આના ઉપરથી મેં તર્ક કર્યો કે, પોતાને થીયોસોફીસ્ટ કહેનાર પારસીબાઈ તો આ નહીં હોય!

ત્યાર પછી થોડા દિવસ બાદ વળી એક પત્ર મને મળ્યો. તેમાં લખ્યું હતું, તબીયત સુધારવા માટે હું માથેરાન આવી છું. મારે તમને ઘણી ઘણી વાતો કહેવાની છે. મારું હૃદય ખોલીને તમારી પાસેથી તેનો ખુલાસો મેળવવો છે, પરંતુ હું બોલી શકતી નથી તો તમે મને પૂછશો તો જ મારી જીભ ઉપડશે. હું એક વખતે તમને મળી હતી. હવે થોડા વખત પછી હું ત્યાં આવીશ ત્યારે ફરી પાછી મળીશ. આ બંને પત્રો કોઈ એક જ બાઈના હસ્તાક્ષરના હતા. પત્રમાં સંબોધન પણ એક સરખું જ હતું. અને લખનારે પોતાનું નામ આપ્યા સિવાય તમને યાદનાર એટલું જ લખ્યું હતું. પેલી થીયોસોફીસ્ટ બાઈ વિષે મારી માન્યતા વધારે દૃઢ થઈ. મારા ઉપરના આ પત્રો મારા આગેવાનોએ તો અગાઉથી જ વાંચી લીધેલા હતા. તેથી તેમણે મને બોલાવ્યો. અને પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછ્યા. આ કોણ છે? ક્યાં રહે છે? ક્યારે મળી? તમારી વચ્ચે શી વાતચીત થઈ? ઇત્યાદિ. મેં કહ્યું, હું આ બાઈને ઓળખતો નથી.

કદાચ તે દિવસે બ્રૂમ ગાડીમાં બેસીને આવેલાં અને “ લલિતા દુઃખ દર્શક ”ની ચોપડી ખરીદવાના ઇચ્છુક કોઈ પારસીબેન હશે, હું એમનું નામ, ગામ, ઠેકાણું કંઈ જ જાણતો નથી. મારા જવાબથી આ વાત આટલે જ અટકી ગઈ.

થોડા દિવસ આમને આમ વીતી ગયા. એક બપોરે આશરે ત્રણ ચાર વાગ્યાના સુમારે ટિકિટ માસ્તર મારા ઓરડામાં આવ્યા. અને કહેવા લાગ્યા, નીચે ગાડીમાં કોઈ પારસીબેન તમને મળવા આવ્યાં છે. હું તરત જ નીચે ગયો. મારા આશ્ચર્યની વચ્ચે બ્રૂમ ગાડીમાં મેં ‘લલિતા દુઃખ દર્શક’ નાટકની ચોપડીની માગણી કરનાર પેલાં પારસી બાનુને જોયાં, એમણે મળતાંની સાથે જ ચોપડીની માગણી કરી જણાવ્યું કે ‘ હું વચમાં બહારગામ ગઈ હતી તેથી ચોપડી લેવા આવી શકી નહીં. તમે તે મંગાવી રાખી છે ? ’ મેં ટિકિટ માસ્તરને બોલાવી તેમની પાસેથી ચોપડી લઈ આ બહેનને આપી અને ચોપડીની કિંમતના પૈસા તેમની પાસેથી લઈ ટિકિટ માસ્તરને આપ્યા, એટલે તેઓ પૈસા લઈ ચાલ્યા ગયા, અને ત્યારપછી અમારી વચ્ચે આ પ્રમાણે વાતચીત થઈ.

પારસીબાઈ—મિ. જયશંકર, તમે કેટલા બધા ભલા છો ? આ ચોપડી માટે હું તમારો આભાર માનું છું. મને લલિતાની ભૂમિકા ખૂબ ગમી ગઈ છે. એના અપ્રિય લગ્ન જીવનમાં એ ખૂબ સહનશીલ રહે છે, એથી મારી આંખો આંસુથી વારંવાર ઊભરાઈ આવે છે. તમારા એકટીંગના કોઈ ફોટાઓ છે ? હું બને તેટલા નટોના એકટીંગના ફોટા એકત્ર કરું છું. મને એનો શોખ છે. એમાં મારે તમારા ફોટાની જરૂર છે. તમારી એકટીંગ મને બહુ ગમે છે, મહેરબાની કરીને આવો એક ફોટો મને આપશો ?

હું :—જૂના સમયમાં પડાવેલા તો ખલાસ થઈ ગયા છે, મારી પોતાની પાસે તો અત્યારે એક પણ ફોટો નહીં હોય. પણ મેસર્સ તારાપોરવાળાને ત્યાં ધોબી તળાવ ઉપર તમે તપાસ કરો ત્યાંથી તમને એક્ટીંગના ઘણાખરા ફોટા મળી રહેશે.

ખરી રીતે અમારી વાતચીતનો અહીં અંત આવવો જોઈતો હતો. પણ મારા આગેવાનો પેલા કાગળો ઉપરથી મને આગ્રહ કરતા હતા કે આવી કોઈ પણ બાઈ હોય અને હવે જો મળે તો એને સ્પષ્ટ નકારનો જવાબ સંભળાવી દેવો.

મેં પૂછ્યું, "બાઈ, એક વાત પૂછું ? એનો સાચો જવાબ મળશે ? આજથી બે એક માસ પહેલાં મને કોઈ અજાણ્યા બાઈ તરફથી બે પત્રો મળેલા છે. અને તેમાં તેઓ મારી સાથે દિલ ખોલીને વાત કરવા ઇચ્છે છે તેમ જણાવે છે. પરંતુ હું તેમને ઓળખાતો નથી. એટલે મારે આપવાનો જવાબ પણ હું આપી શકતો નથી." એમણે ખૂબ ધ્યાનપૂર્વક આ વાત સાંભળતાં મારી સાથે આંખ મેળવીને કહ્યું, "શું એ પ્રેમપત્રો છે ? તમે એને શો જવાબ આપવાના એ મને જણાવશો ?" આ વકીલી પ્રશ્નથી મેં જવાબ આપવાને બદલે કહ્યું, "એ તો જે બાઈ આ પત્ર લખે છે એમને જ એ જવાબ આપી શકાય. કોઈનો જવાબ કોઈને આપી શકાય નહીં. જો એ બાઈ ખુલાસો કરે કે પત્રો મેં લખ્યા છે તો હું જવાબ તરત જ આપી શકું." તેમણે કહ્યું, "તે બાઈ કબૂલાત આપે કે પત્રો મેં લખ્યા છે તો ? તમે શો જવાબ આપશો ?" હું હસીને બોલ્યો, "પરંતુ પહેલાં એ બાઈને એમ કહેવા તો દો કે એ પત્રો મેં લખ્યા છે." એમણે ગાડીના બારણા ઉપર મારો હાથ હતો તેના ઉપર તેમનો હાથ મૂકી અત્યંત મધુર અવાજે અને મુસ્કરાટથી જવાબ આપ્યો, "તે પત્રો મેં લખ્યા છે, જયશંકર. હું તમને ચાહું છું. તમારી સાથે લગ્ન કરવા

ઇચ્છું છું. તમે મારો સ્વીકાર કરશો? અને મને અધઃપાતમાંથી બચાવશો? મારા માતાપિતાની હું એકની એક પુત્રી છું. મારા પિતા પાસે લાખો રૂપિયા છે. એ બધા છોડવા પડે તો છોડવાની પણ મારી તૈયારી છે. હું થીયોસોફીસ્ટ છું અને તમે પણ થીયોસોફીસ્ટ છો. આમ બોલતાં બોલતાં તેમનો અવાજ લાગણીઓથી કંપવા લાગ્યો. અને અત્યંત આતુરતાથી મારી આંખ સાથે આંખ મેળવી જવાબની આશા રાખતાં થોડી વાર જોઈ રહ્યો. પ્રથમ તો મારું હૃદય અનુકંપાથી કંપી ઊઠયું. મારા લગ્ન જીવનનો અસંતોષ મારા હૃદયમાં ઉભરાઈ આવ્યો. અને એક ક્ષણ તો હકાર ભણવાની અણી ઉપર આવી ગયો. પણ મેં મારી જાતને સંભાળી લીધી. અને સાવધાન થઈ નિર્ણયપૂર્વક બોલ્યો, 'બાઈ સાહેબ, આપ જાણતા નહિ હો કે હું પરણેલો છું. મારી પત્નીને હું છેહ દઈ ન શકું. અને હું માનું છું કે આપ પણ એવી સલાહ તો નહિ જ આપો. એટલે તમારી સાથે ફરી લગ્ન કરવાનો તો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી વળી ધારો કે આપણા લગ્ન થાય તો તે આંતરજ્ઞાતિય લગ્ન હશે. એમ પણ ધારો કે હું છેવટ સુધી તમને વફાદાર રહીશ જ એવું શા ઉપરથી માની લીધું? અગર તમે પણ મને વફાદાર રહેશો એમ શા ઉપરથી આપણે અત્યારે કહી શકીએ? એટલે હું વિનંતી કરું છું કે, આ વિચાર મગજમાંથી કાઢી નાખો. તમારી જાતને સંભાળી લો. અને સમાજના બંધનોથી આપણે વિરુદ્ધ ન જઈએ એમ નિશ્ચય કરી લો. આપણે પરસ્પર એક બીજાના શુભેચ્છક મિત્રો રહી શકીએ. અને એકબીજાનું અંતિમ હિત હોય તેને જ વળગી રહીએ. વળી હવે હું મારા માતાપિતાનો એક જ પુત્ર રહ્યો છું અને આપણા વિજાતીય લગ્નથી એ એટલા તો દુઃખી થઈ જશે કે હું એ દુઃખ જોઈ નહીં શકું. એટલા માટે પણ હું તમારી સાથે લગ્ન કરી શકું તેમ નથી. પરંતુ આપણે એકબીજાના શુભેચ્છક મિત્રો તરીકે રહી શકીએ. મારી આ વાત અત્યારે તમને નિર્દય જેવી લાગશે. પરંતુ પાછળથી આ જ

વાતને આનંદપૂર્વક સંભારીશું. આપણી ઇચ્છાઓ આ જન્મે નહિ તો કોઈ બીજા જન્મે પૂર્ણ થશે. એમ વિશ્વાસ રાખો.' મારા આ જવાબથી તેમની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. અને ઢીંચણ ઉપર કોણી ટેકવી, હથેળીઓ ઉપર દાઢી રાખી મારી સામે આંખ મેળવી રોવા લાગ્યાં. મેં એમને સાવધાન કરતાં જણાવ્યું, “આંસુ ન સારો. તમારી આ સ્થિતિ અને મને પાસે ઊભેલો જોઈ અમારા માણસો પૈકી કોઈ આ વાતની ગેરસમજ કરશે. એટલું જ નહિ, સામે મેદાન તરફ નજર કરો, ત્યાં પારસીઓના તંબૂ આવેલા છે. એમાં બિલિયર્ડ રમતા અને બહાર ખુરશીઓ નાખીને બેઠેલા ભાઈઓ તમને જોઈ જશે તો નાટકવાળા સાથે તમને ઊભેલા જોઈ સમાજમાં તમારી નિંદા થશે. અમને તમને હિણું લગાડતાં કોઈ અચકાશે નહિ, માટે શાંત થાઓ, આંસુ લુછી નાખો અને પ્રભુને ખાતર મને સદાને માટે વિસરી જાઓ. અને મારા શુભેચ્છક મિત્ર બનો. એમણે આંસુ લુછી નાખ્યાં. આજુબાજુ તંબૂ તરફ જોઈ સાવધ થઈ ગયાં અને અત્યંત આર્દ્ર સ્વરે બોલ્યાં, 'વારુ, હું મનને કાબૂમાં રાખવા પ્રયત્ન કરીશ હું એક છેલ્લી માગણી કરું ? તમારી પાસે તમારો ફોટો ન હોય એ વાત હું માની શકતી નથી. વળી હું બાઈ માણસ તારાપોરવાળાને ત્યાં તમારો ફોટો લેવા જાઉં તો એમને પણ મારે વિશે અનેક શંકાકુશંકાઓ ઉપજે. તેથી તમારી પાસે જ તમારા ફોટાની માગણી કરું છું. મારા દિલના આનંદ માટે એને મારા કપડાંની બેગમાં છુપાવી રાખીશ અને હમેશાં એને જોઈને આનંદ મેળવીશ. આટલી દયા તો તમારે કરવી જ જોઈએ. હું મારું સરનામું આપીશ ત્યાં પોસ્ટથી મોકલી આપશો. હું હવે તમારી છેલ્લી રજા લઉં તે પહેલાં એક બીજી વાત પણ કહી જાઉં. હવે પછી ક્ષેમકુશળના પત્રો હું લખું તો એના જવાબ તો લખશો ને ? એ રીતે પણ જો હું સાંત્વન મેળવી શકતી હોઉં તો એટલું સાંત્વન તો મને તમારે આપવું જ જોઈએ. હું વચનથી બંધાયો. ત્યાર પછી અમે બંને ગંભીર વિચા-

રમાં અને ઊંડા શોકમાં છૂટાં પડયાં. બીજા દિવસથી ફોટો મોકલવા અને તેમની સાથે પત્રવ્યવહાર કરવા પોસ્ટ ઓફિસમાં બંદોબસ્ત કરી દીધો. પછી અમારી વાતચીત પત્રો દ્વારા ચાલવા લાગી. બીજે જ દિવસે મને એમનો પત્ર અને એમનું સરનામું મળી ગયું. સરનામામાં એમની આયાનું નામ હતું. અને ઠેકાણું એમનું પોતાનું હતું મેં બીજે જ દિવસે સરસ્વતીચંદ્રના ચાર ભાગ ખરીદી એમાં મારો ફોટો મૂકી પોસ્ટથી તેમને મોકલી આપ્યા. અને એની પહોંચ મને સીધી પોસ્ટમાંથી જ મળે એવી ગોઠવણ કરી.

આ બનાવને માંડ એકાદ માસ વિત્યો હશે, અને મારું મન થાળે પડવા લાગ્યું ત્યાં એક દિવસે બપોરના ત્રણ વાગે ટિકિટ માસ્તરે હસતાં હસતાં મને સમાચાર આપ્યા. નીચે પેલા લલિતા દુઃખ દર્શકની ચોપડીવાળા બાઈ તમને મળવા બોલાવે છે. મારી આતુરતા દબાવી મેં માસ્તરને કહ્યું. 'કહો હું આવું છું. થોડી વારે હું નીચે ગયો તો હીરાના કાપ, વીંટીઓ અને બીજા આભૂષણો વિનાના અને કાળા પોલકા અને કાળી સાડીમાં સજ્જ થયેલાં એ બાઈને ગાડીમાં બેસી ચોધાર આંસુએ રડતાં જોયાં. અને હું ચમકી ગયો. મેં પુછ્યું 'કેમ આમ ? વસ્ત્ર કાળા કેમ ? શું થયું છે ? કહો, કહો, જલદી,' એમણે શાંત થઈ ગંભીરભાવે જવાબ આપ્યો. 'પરમ દિવસે મારા લગ્ન એક અણગમતા પારસી છોકરા સાથે થઈ ગયાં. અને આજે આતસબહેરામમાં સુખડ ચડાવવા જાઉં તે પહેલાં એક વખત તમને મળી લઉં એમ મનમાં થઈ આવ્યું. એમની આંખો રોવાથી સૂઝેલી અને લાલ થઈ ગયેલી હતી. આથી મારા મનમાં અત્યંત ગ્લાની થઈ અને મેં કહ્યું, 'મારી માનવતા ઉપર વિશ્વાસ રાખી ગાડીમાંથી નીચે ઉતરો. સામેના તંબૂઓમાં બેઠેલા પારસીઓની નજરથી બચવા આપણે થીએટરના પ્રેક્ષકગૃહમાં બેસીને જ વાતો કરીએ. તમને શાંત થયેલા નહિ જોઉં ત્યાં સુધી મને ચેન નહિ પડે.' મારી વાત તેમણે સ્વી-

કારી. અને ગાડીમાંથી ઉતરી પ્રેક્ષકગૃહમાં મધ્યની ખુરશીઓમાં અમે બેઠક લીધી. રંગમંચ ઉપરથી અમારા પેઈન્ટરો અને જનાર આવનાર અમને જોઈ શકતા હતા પણ અમારી વાતો સાંભળવાનો સંભવ ન હતો.

મેં નાટક મંડળીના એક નોકર મારફતે એમને માટે સોડા મંગાવી. અને સોડા પીતાં પીતાં શાંત થઈ એમણે પોતાની કથની કહેવી શરૂ કરી. એનો સાર એ હતો કે, એમના પિતા ક્રોધી અને હઠીલા હતા. માતા પ્રેમાળ અને શાંત હતાં. કોઈ એક પારસી છોકરા સાથે એમના લગ્ન કરાવવા એમના પિતા વચનથી બંધાયા હતા અને વચન પાળવા માતા મારફતે તેમણે દબાણ કરાવ્યું હતું. લાખોની મિલકતમાંથી હિસ્સો રદ કરવાની ધમકી પણ આપી હતી. અને આ લલિતાનું પણ લલિતા દુઃખ દર્શક જેવું પરિણામ આવ્યું હતું. આ બધું સાંભળી મેં કહ્યું, મેં તમને વાંચવા માટે અને તેમાંથી મનોબળ દૃઢ કરવા માટે જે પુસ્તકો મોકલી આપ્યાં છે એમાંથી તમને જરૂર બળ મળશે. તમારી વાત સાંભળી હું અત્યંત ખિન્ન થયો છું. સરસ્વતીચંદ્રની કુમુદની માફક 'પડયું પાનું નિભાવી લે.' આ સિવાય આ દુઃખદ ઘટનામાં હું બીજી કંઈ સહાય કરી શકું તેમ નથી. છેવટે છૂટા પડતી વખતે એમણે આપેલા સરનામા પ્રમાણે એમણે વારંવાર કાગળ લખવા અને પ્રશ્નોના જવાબ આપવા મને કહ્યું. પછી તેઓ વિદાય થયાં.

આ બનાવથી હું ઘણા લાંબા વખત સુધી મનોમન સંતપ્ત રહ્યા કર્યો. ત્યાર પછી અમારા પત્રો લગભગ ત્રણ ચાર વર્ષ સુધી સતત ચાલુ રહ્યા. જેમાં એમના હૃદયની ગ્રુગ્રુમ્રાટી પેદા કરે તેવી લાગણીઓ વ્યક્ત થતી હતી. અને તેમાંથી એમના નાના મોટાં સુખદુઃખ જણાઈ આવતાં હતાં. તેમાંથી હું તેમને સાંત્વન આપતો અને એમની સ્થિતિમાંથી હું પણ સાંત્વન મેળવી જેમ તેમ મારા

મનનું સમાધાન કરતો હતો. અને આ જિંદગી તો આમ જ જીવી નાખવાનો મારો સંકલ્પ વધારે દૃઢ કરતો હતો. આ પત્રો ઘણા વર્ષ સુધી મારી ખાનગી ફાઈલમાં સચવાયેલા રહ્યા હતા. પરંતુ રંગભૂમિથી નિવૃત્ત થયા બાદ ઘરના માણસોએ નકામા સમજી ફાડી નાખેલા.

* * *

એક પ્રસિદ્ધ હિંદુ કુટુંબ સાથે મારો ગાઢ સંબંધ કઈ રીતે બંધાયો અને એ કુટુંબીઓની કૃપા આજીવન કેવી રીતે મારા ઉપર ઉતરી તે જણાવું.

ઈ. સ. ૧૯૧૦ની આસપાસ મારા બીજા લગ્ન મારી જ્ઞાતિની એક છોકરી સાથે થઈ ગયા હતા. આ લગ્નથી પણ મારું જીવન અત્યંત ક્લેશમય બની ગયેલું. અને જુદું ઘર વસાવી મુંબઈના કોટના બજાર ગેટમાં પત્ની સાથે માસિક વીસ રૂપિયાના ભાડાના ઘરમાં રહેવા લાગ્યો.

ત્યાં એક દિવસ મારા સરનામે એક પત્ર આવ્યો. તે પત્રમાં મને ભૂલેશ્વર કબૂતરખાનાના પાસેના એક મકાનમાં સાંજના ૭ થી સાડા સાત સુધીમાં આવવા જણાવ્યું હતું. લખનાર કોઈ બાઈ હતાં. અને એમના અક્ષરો મરોડ અને લખાણની અભિવ્યક્તિ ઉપરથી હું એટલું તો પામી ગયો હતો કે કોઈ બાઈ દીવાની આસપાસ ઉડતા પતંગિયાની પેઠે ભસ્મીભૂત થવા ઘૂમી રહી છે. મેં પત્રનો જવાબ ન આપ્યો. વળી થોડા દિવસ પછી તેવો જ એ જ સ્થળે ફરીથી બોલાવતો પત્ર આવ્યો. મેં તેનો પણ જવાબ ન આપ્યો. એટલે ત્રીજી વાર પત્ર આવ્યો. મેં કંટાળીને આ ઉડતા પતંગિયાને મારા નામથી જ જવાબ લખ્યો. તેમાં મેં જણાવ્યું, મારા લગ્ન થયેલા છે. હું મારી પત્ની સાથે આ રીતે છેતરપીંડી કરતો નથી. તમે આવા કાગળો લખવાનું એકદમ બંધ કરી દેજો. અને છતાંય તમારા કાગળો આવશે તો મારે લાચારીએ પોલીસ કમિશ્નરને અરજ કરી છૂપી પોલીસ

મારફતે તમારી શોધ કરાવી તમારા કુટુંબીઓને જણાવી દેવું પડશે. લિ. તમારો શુભેચ્છક ભાઈ એમ કરી મેં મારું નામ લખ્યું હતું.

આ પૂર્વે મને ખબર ન હતી કે, આ બાઈ તો મારી ગેર-હાજરીમાં મારા પાડોશીની સાથે મારા ઘરની પણ મુલાકાત લઈ ગયાં હતાં. અને ત્યાં દિવાલ ઉપર ટાંગેલા મારા એક્ટીંગના ફોટાઓ જોઈ મારી પત્ની આગળ તેના ખુબ વખાણ પણ કરી ગયેલા. પણ મારી પત્નીને આનો મર્મ સમજાયો ન હતો. આ બનાવને હું થોડા દિવસમાં વિસરી ગયો ત્યાં સ્વીમીંગ બાથમાં આવતા મારા એક સ્નેહી મને મળ્યા અને કોલાબા કોઝવેના બાંકડા ઉપર બેઠા બેઠા મને કહેવા લાગ્યા. 'તેં કોઈ બાઈ ઉપર પત્ર લખ્યો છે. અને મેં એ કાગળ મારી આંખે જોયો અને વાંચ્યો છે.' હું એકદમ ચમકી ગયો. અને મેં કોઈ ઉપર પ્રેમ પત્ર લખ્યો છે એવો આશય સમજી જવાબ આપ્યો. 'જૂઠી વાત. તેં આંખે જોયો હોય તો પણ તું ખોટો અને તારી આંખ પણ ખોટી. મેં એવો પત્ર લખ્યો જ નથી.' એણે ફરીથી દ્દઢતાપૂર્વક કહ્યું 'અરે મેં વાંચ્યો છે. એમાં તેં છૂપી પોલીસની ધમકી આપી છે એ વાત ખરી? ત્યારે હું પામી ગયો કે, ઓ, આ તો પેલા પતંગિયાની વાત કરી રહ્યા છે. મેં કહ્યું, 'હા, એવો કાગળ તો મેં લખ્યો છે. પણ આ બાઈ કોણ? અને તમે એને ક્યાંથી ઓળખો? મારા મિત્રે એ બાઈનો તેમની સાથેનો સંબંધ જણાવ્યો.

મુંબઈના એક અખ્યાત ગૃહસ્થ કુટુંબની એ બાઈ હતી. વધા-રામાં મારા મિત્રે મને એટલું પણ કહ્યું કે, એ બાઈના પતિ મોટા શેઠે પોતે પણ તારો પત્ર વાંચ્યો છે. એટલું જ નહિ પણ એમના અન્ય કુટુંબીઓએ પણ એ પત્ર વાંચ્યો છે. અને મોટા શેઠ તને મળવા બોલાવવાના છે. કદાચ એમના કુટુંબના કોઈ માણસ મારફત તને સંદેશો મળે તો તું જજે. આનાકાની ન કરતો. મેં હસતાં હસતાં જવાબ આપ્યો, અને ત્યાં શેઠ મળવાને બોલાવી મારો ઘડો લાડવો કરી

નાખે એમ જ તારી ઇચ્છા છે ને ? ના, ના હું જવા કરવાનો નથી. એણે હસીને કહ્યું, 'તારા કાગળના જવાબથી મોટા શેઠ તો ખૂબ જ રાજી થયા છે. એટલે તને ખાસ જોવા એ બોલાવે છે. જવામાં કશી હરકત નથી. હું પણ તારી સાથે જ હોઈશ. આમ અમારી ઠટ્ઠા-મશ્કરી પૂરી થઈ અને એક બે દિવસમાં મારા મિત્રના કહ્યા મુજબ મને પેલા મોટા શેઠનો સંદેશો મળ્યો. તેમાં મને રવિવારના દિવસે બપોરે તેમના બંગલે ભોજનનું આમંત્રણ આપ્યું હતું. એમના ઈતર પુરુષ કુટુંબીઓ પણ ભોજનમાં હાજર રહેવાના હતા. ત્યાર બાદ મુકરર સમયે હું ત્યાં ગયો. જમ્યા પછી મારી ઓળખાણ વગેરે જાણી લઈ મને પૂછ્યું, 'શું ભણ્યા છો ? ગુજરાતી બીજી ચોપડી સુધી.' 'શું વાંચો છો ?' 'હમણાં નથુરામ શર્માના કેટલાક ધાર્મિક લેખો વાંચું છું.' 'વાંચવાનો શોખ છે તમને ?' 'હા, જી.' તરત જ પોતાના કબાટમાંથી પાંચ દસ ઉત્તમ પુસ્તકો વીણીને મને કાઢી આપ્યાં. અને મારા હાથમાં મૂકતાં કહ્યું, તમારા જેવા નટે ખૂબ વાંચવું જોઈએ. ખૂબ નીતિમાન થવું જોઈએ. એની જ છાપ રંગમંચ ઉપર બળવાન બને છે એ કદીય ભૂલશો નહિ.

ત્યાર પછી એમણે મને સંસ્કૃત ભણવા માટે મને પ્રબંધ કરી આપ્યો. અને મારા થિયેટરમાં શિક્ષક મને સંસ્કૃત ભણાવવા આવવા લાગ્યા. તેમની પાસે માર્ગોપદેશિકાનું પુસ્તક અડધું ભણ્યા પછી મેં તેમને વિનંતી કરી કે મને સંસ્કૃત નાટકો જો વાંચી સંભળાવો તો મારા ધંધાકીય જીવનમાં એ લાભદાયી થશે. તેમણે શેઠને પૂછી એ વાત સ્વીકારી. મારી આગળ શાકુંતલ, ઉત્તરરામચરિત, ઈત્યાદિ નાટકો વાંચવાનો આરંભ કર્યો. અને એના ઉપરની ટીકાઓ પણ સારી રીતે સમજાવવા લાગ્યા. આથી મારા રંગભૂમિના જ્ઞાનમાં ખૂબ વધારો થયો. સંસ્કૃત નાટકો અને ટીકા ઝીણવટથી સમજાવવાનું કાર્ય તો મારા પૂ. સંગીત ગુરુ પંડિત વાડીલાલ નાયકે ક્યારનુંય શરૂ કરી દીધું હતું.

પરંતુ આ દ્વિરૂક્તિથી મને વિશેષ લાભ થતો હતો. આ રીતે પેલા પતંગિયાના કાગળ ઉપરથી મુંબઈના એક સજ્જન કુટુંબ સાથે મારો ગાઢ સંબંધ બંધાયો. તેઓ મારા શ્રેયનો હંમેશાં વિચાર કરનારા હતા.

*  *  *

હવે મારાં લગ્ન થયા પછીની હકીકત જણાવું. લગ્ન કર્યા પછી હું મુંબઈ આવ્યો અને મેં કેટલાંક સ્ત્રીઓપયોગી પુસ્તકો વસાવ્યાં. જેમાંથી ગૃહવ્યવસ્થા શીખવા મળે. પાકશાસ્ત્ર, ભરતગૂંથણ, શિવણ અને થોડા ધાર્મિક ગ્રંથો ખરીદ્યાં હતાં. હું એમ માનતો હતો કે, માણસ વાંચીને બધુંય શીખી શકે, અને એને અમલમાં મૂકી સંપૂર્ણ માનવ બની શકે. પરંતુ બધા જ એ પ્રમાણે પુસ્તકમાંથી શીખતા નથી. અને પૂર્ણ માનવ પણ બનતા નથી. એમ હું મારા સંસાર ઉપરથી કહી શકું એમ છું.

મારી સાથે લગ્ન કરનાર સ્ત્રી તત્કાળ સાસરે આવી શકે તેટલી ઉંમર લાયક ન હતી. તે વખતે તેની ઉંમર અગિયાર વર્ષની હતી. તેને સાસરે આવતાં ઓછામાં ઓછા બે ત્રણ વર્ષ થાય તેમ હતું. તે દરમિયાન એને પગે કંઈક રોગ લાગુ પડ્યો. અને ક્રમે ક્રમે ખૂબ વધી જઈ આખા શરીરમાં વ્યાપી ગયો. મારા કુટુંબીઓ તરફથી સમાચાર મળ્યા એટલે હું તરત જ મારા એક શુભેચ્છક ડૉક્ટર રાવ. એમ. ડી. ને મળ્યો. અને મારી પત્નીના રોગ વિશે હકીકત જણાવી. તેમણે તેને મુંબઈમાં લાવી દવા કરાવવા સલાહ આપી.

દરમિયાન મારા માતાપિતા તેને દવા કરાવવા વીસનગર લઈ આવ્યાં હતાં. પણ કશો જ ફાયદો થતો ન હતો. મેં તરત જ મુંબઈ-માં તેની સાથે રહેવા ઘર શોધી કાઢ્યું. અને મારે સાસરે પત્ર લખી જણાવ્યું કે, મુંબઈના એક ડૉક્ટરની સલાહ છે કે અહીં દવા કરા-વવાથી રોગ કાબૂમાં આવશે. હું તેડવા આવું છું, તૈયાર રહેજો. મારા માતપિતાને પણ મેં પત્ર લખી દીધો. પરંતુ કોઈક કારણસર

મારા સાસુ એને મુંબઈ મોકલવા રાજી ન હતાં. મેં આને માટે મહિનાઓ સુધી મારા સાસરીઆઓ ઉપર પત્રો લખી લખી એને મુંબઈ મોકલવા ખૂબ આગ્રહ કર્યો. એટલું જ નહિ, પણ એક વખત જાતે મળી આવીને પણ એમને સમજાવવા પ્રયત્ન કર્યો. પણ હું તેમાં ફાવ્યો નહિ. અને મારા સાસરીયા તરફથી છેલ્લો જવાબ એવો મળ્યો કે, હવે જો એ જીવશે તો મુંબઈ આવશે. નહિતર તમે એના નામનું નાહી નાખશો. અને તમારે બીજી સ્ત્રી કરવી હોય તો સુખેથી કરજો. ત્યાર પછી દેશમાં જ મારા સાસુએ કોઈ ડૉકટરની સલાહ મુજબ તેનો પગ ઢીંચણમાંથી કપાવી નંખાવ્યો. વળી રોગની અસરને પરિણામે તાળવે કાણું પડી ગયું હતું. અને ગુંગણું બોલવું પડતું હતું.

આ સ્ત્રીથી મારો સંસાર આગળ ચાલી નહીં શકે એમ મારા માજીને ખાત્રી થઈ હતી. અને તેથી બીજા લગ્ન કરવા એ મને અત્યંત આગ્રહ કરી રહ્યાં હતાં. મારા બીજા કુટુંબીઓ પણ મને પુનઃલગ્નની વારંવાર સલાહ આપવા લાગ્યા. અને કેટલાક તો ખૂબ દબાણ પણ કરવા લાગ્યા. મને નાટકના વ્યવસાયમાંથી ફૂરસદ મળતી ન હતી અને તેથી જ માતાના વારંવાર પત્રો આવતા હતા છતાં હું બને ત્યાં સુધી બીજા લગ્નને પાછળ ઠેલ્યા કરતો હતો.

આ દરમિયાન મારા મામા બાપુલાલના સાળાની દીકરીના લગ્ન પ્રસંગે પાલનપુરની પાસે આવેલા વડગામ મુકામે જવાનું થયું. લગ્નને એક બે દિવસની વાર હતી તેથી મુંબઈથી હું વીસનગર આવ્યો અને એ જ રાત્રીએ માતાએ અને પિતાએ પુનઃલગ્ન કરવાનો અત્યંત આગ્રહ કર્યો. ઉતાવળમાં કોઈ એક સગાની સિફારસથી એક બાળ વિધવા પસંદ કરવામાં આવી. અને બીજે જ દિવસે તાબડતોડ મારા પુનર્લગ્ન કરાવી નાખ્યા. કેમકે નાટકમાં કામ કરતો હોવાથી હું કદાચ વિમાર્ગે ઉતરી જાઉં તેની મારા માતુશ્રીને સતત ચિંતા રહ્યા કરતી હતી. અહીંયા પણ હું મારા માતાપિતાનો પ્રતિવાદ ન કરી

શક્યો. અને અનિચ્છાથી મનમાં મૂઝારો હોવા છતાં મારે લગ્ન કરવાં પડ્યાં. આથી આ અનિચ્છાથી થયેલા લગ્નનું અત્યંત દુઃખદ પરિણામ મારે ભોગવવું પડ્યું.

પુનર્લગ્ન કરી હું મુંબઈ આવ્યો અને મુંબઈમાં મેં ઘરસંસાર શરૂ કર્યો. આ સ્ત્રી તદન અભણ હતી તેથી એક પારસી શિક્ષિકા તેને ભણાવવા માટે રાખી લીધી. એકાદ વર્ષમાં ભાંગ્યુંતૂટ્યું વાંચવા સિવાય કોઈ વિશેષ ફાયદો તેને થયો નહિ. એક વખત તો શિક્ષિકાએ પોતે જ મને સંબોધી કહ્યું, 'તમારે પૈસા વધારાના છે? તમારા પત્નીને મારાથી કાંઈ જ શીખવી શકાય એમ નથી. એ અત્યંત જડ બુદ્ધિની છે. એટલે મને પગાર આપે જઈને શું કરશો? મ પરા દુર્ભાગ્યનું સૂચન કરતાં મેં મારા કપાળ ઉપર હાથ ઠોકી શિક્ષિકાને કહ્યું, 'મારે કરવાનું કામ તમે કરી આપશો એમ સમજી તમને શિક્ષિકા તરીકે રાખ્યાં છે. તમે પણ જ્યારે થાકી ગયાં ત્યારે તો મારું ભાગ્ય જ! બીજું શું કહું? ભલે હવેથી શિક્ષણ આપવું બંધ કરો.' અને મેં શિક્ષિકાને છેલ્લો પગાર ચૂકવી આપ્યો.

આ સ્ત્રીને સાથે લઈ હું મુંબઈમાં કદી જાહેર રસ્તા ઉપર ફર્યો નથી. કદી કોઈ ઉત્સવ મેળાઓમાં ગયો નથી કે કદી દેવદર્શને પણ ગયો નથી આ સ્ત્રીએ મને સમજવાનો કદી પણ પ્રયત્ન કર્યો નહિ આમ મારો ગૃહ સંસાર સ્ત્રી છતાંય એકલવાયો બની રહ્યો. હું મારી જાતને નાટકના જ કામમાં વધારેને વધારે રોકી રાખતો. અને બાકીનો સમય પુસ્તકો વાંચવામાં ગાળતો હતો. એની સાથે કોઈ ચર્ચા કરી શકું, કંઈક વાંચી સંભળાવી શકું, કે મહત્વની સલાહ મસલત કરી શકું એવી કોઈ યોગ્યતા મને એનામાં દેખાતી નહતી. તેમ એના પરિણામે એ પણ મારી સાથે મન મેળવી શકી નહતી. અને આમ મારા સંસારનું ગાડું દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ અને ત્યાર પછી મહિનાઓ અને વર્ષો એમ ગબડતું જતું

હતું. ઘણી વખત તો નાટકના કામમાંથી મુક્ત થઈ રંગશાળામાંથી ઘર તરફ આવવા નીકળતો ત્યારે પગ ઉપડતા ન હતા. અને એમ થતું કે ઘર કરતાં બહારનું કોઈ કામ નીકળે તો સારું જેથી ઘેર જવું ન પડે. ઘણી વખત તો ગેઈટી થીએટરની પાસે બોરીબંદર સામેના મેદાનમાં રમાતી ક્રિકેટ મેચો આગળ હું વિમનસ્ક થઈ ફર્યા કરતો. અને મારો સમય જેમ તેમ પૂરો કરતો. હું અતિશયોક્તિ કરતો ન હોઉં તો જણાવી દઉં કે, આમ નાટક, વાચન, અને વિમનસ્ક થઈ રખડવામાં મારા અઢારઅઢાર કલાક વિતતા હતા. અને ૭ કલાક જ મારા ઘેર રોકાતો હતો. આ સ્થિતિ મારા માટે અસહ્ય હતી. અને તેથી હું મારું બધુ જ દિલ અને દિમાગ, મારું હૃદય અને મન નાટકમાં જ પરોવી રાખતો હતો. નાટક એજ મારા જીવનનું લક્ષ્ય બની ગયું હતું. અને તેજ મારું સર્વસ્વ હતું. મારે જેવી પત્ની જોઈતી હતી તેવી પત્નીનું ચિત્ર રંગમંચ ઉપર પ્રસંગે પ્રસંગે હું રજૂ કરતો હતો. આ મારા અભિનયનું એક મહત્વનું પ્રેરકબળ હતું. અને ભજવણીના આવા પરોક્ષ આનંદમાં હું પ્રત્યક્ષ સંસારનો આનંદ વિસારે પાડતો હતો. છતાં કામવૃત્તિ, ઈતર કામનાઓ કે મહેચ્છાઓ સંતોષાતાં નહતાં. અને મન ઉદ્વિગ્ન રહેતું. બાકીના સમયમાં ગૃહ-જીવન ત્રાસજનક લાગતું હતું. આમાંથી છૂટવા અનેકવાર આપઘાતનો પ્રયત્ન કર્યો.

મારા સ્વીમીંગ બાથના એક સ્નેહી ભગવાનદાસને મેં બાથના દરવાજા આગળ જ કહ્યું, 'ચાલ, આજે આપણે સમુદ્રના વિશાળ જલપટ ઉપર તરીશું.' આમ કહી અમે ચાલ્યા. મેં ઝટપટ કપડાં ઉતારી દરિયા તરફ દોટ મૂકી અને છાતી સુધી પાણીમાં ગયો. ત્યાં તો ભગવાનદાસ ચોંકી ઊઠયો. અને મને પાછો બોલાવવા બૂમાબૂમ કરવા લાગ્યો. મેં એને જવાબ આપ્યો, 'હવે છેલ્લી સલામ, જાઉં છું.' એ કંઈક પામી ગયો. અને તરત જ કપડાં ઉતારી, મારી

પાછળ તરતો તરતો આવ્યો. અને મને ગળચીમાંથી પકડી બહાર ખેંચી લાવ્યો અને ક્રોધ અને ભયથી ધ્રૂજતાં ધ્રૂજતાં કહેવા લાગ્યો, 'મૂર્ખ, આ શું કરે છે?' મેં કહ્યું, 'મને જીવનમાં રસ નથી.' તે બોલ્યો, 'ચાલ, આગળ થા, કપડાં પહેરી લે.' પછી તે મને પોતાને ઘેર લાવ્યો અને ત્રણ દિવસ સુધી મારા સાથે વાતોચીતો કરી મને શાંત કર્યો. ત્યાર પછી આવો વિચાર મને ફરી કદી આવ્યો નથી.

ઘણાને એ જાણીને આશ્ચર્ય થશે કે આજનું મારું અત્યંત સુખી અને મધુર કુટુંબ જીવન મારી ત્રીજી પત્ની ચંપાને આભારી છે. આ અગાઉની મારી બંને પત્નીઓના નામ અનુક્રમે ઈચ્છા અને મણી હતાં. મારી બંને પત્નીઓની હયાતીમાં મારે ત્રીજી પત્ની કરવી પડેલી. મારા ત્રીજા લગ્નના મારાં પત્ની, ભાવનગર નરેશ ભાવસિંહજી મહારાજને ત્યાં સંગીતાચાર્ય તરીકે કામ કરતાં અને "સંગીત કલાધર"ના સુપ્રસિદ્ધ લેખક ડાહ્યાલાલ શીવરામ નાયકના પુત્રી હતાં. મારાં બાએ જ્યારે એમની સાથે મારા લગ્નનો પ્રસ્તાવ મૂક્યો ત્યારે સ્વાભાવિક રીતે મારા શ્વસુર પક્ષના માણસોએ પાંચ હજાર રૂપિયા રોકડા, પહેરે તેટલો દાગીનો અને વિસનગરનું ઘર સ્ત્રી ધન તરીકે આપવું આટલી વાત મંજૂર હોય તો લગ્નની વાત મંજૂર છે એવી વ્યવહારદક્ષ શરત મૂકી.

મારાં બા ચતુર હતાં. એમણે આટલા ઓછા પૈસામાં આવનાર સ્ત્રીનું ભાગ્ય બાંધી ન દેવાની સલાહ આપી. એ પછી મારા ભાવિ સાસુ દિવાળી બહેન વિસનગર આવ્યાં. એમણે અમારી આર્થિક સદ્ધરતા જોતાં મારી બાની વાતને મંજૂરી આપી. અને ઈ. સ. ૧૯૧૭માં મારું ત્રીજું લગ્ન થયું. એ પછી મારે લખવું જોઈએ કે મારી આર્થિક તેમજ સામાજિક પ્રતિષ્ઠા વધવા લાગ્યાં. તા. ૨૮-૭-૧૭ ના રોજ મારી ત્રીજી પત્ની ચંપાને લઈ હું ગીરગામમાં રહેવા ગયો. એ વખતે 'મધુબંસરી' નાટક પૂરબહારમાં ચાલતું હતું. મારી પત્નીને

મેં આજ્ઞા કરી હતી કે "તમે કદી મારું નાટક જોવા આવશો નહીં." એની પાછળનો મારો સ્પષ્ટ ખ્યાલ એ હતો કે, પત્નીની હાજરીમાં સ્ત્રીનો પાઠ કરતાં હું કદાચ સંકોચ અનુભવીશ. એની પાછળ કદાચ મારાં બંને નિષ્ફળ લગ્નો પણ જવાબદાર હોય! મારે કહેવું જોઈએ કે મારા આ પત્ની ખૂબ સુશીલ, કહ્યાંગરાં અને મારા પ્રત્યે અપૂર્વ સ્નેહ રાખનારા હતાં મારા મનને દુઃખ થાય એવું આજદિન સુધી વર્ત્યાં નથી.

લગ્નના થોડા વર્ષો બાદ મારા સસરા અચાનક બિમાર થઈ ગયા. સમાચાર મળતાં એમની માંદગીને કારણે મારાં પત્ની પ્રથમ ભાવનગર ગયા. ત્યાંથી પાછા આવી એમણે મને સમાચાર આપ્યા કે મારા સસરા મને યાદ કરે છે. હું તુર્તજ ત્યાં જઈ પહોંચ્યો. એમને મારા પ્રત્યે ખુબ આદર હતો. એમણે વાતમાંને વાતમાં કહ્યું, "જુઓ જયશંકર, તમે વહાલા સગા છો. ખૂબ મોટા માણસ છો. સાથે જાતવાન છો. એક વાત કરું છું કે મારી છોકરી ખૂબ નરમ સ્વભાવની અને અમીર મનની છે. મારી છોકરીનું દિલ દુભાવશો નહીં."

આજ વખતે મને મારાં બંને નિષ્ફળ લગ્નની યાદ આવી. ઉપરાંત મારે બાળક ન હતું એટલે ભવિષ્યમાં કદાચ હું બાળક માટે ચોથું લગ્ન કરીશ એવી શંકા એમાં હશે એમ માની મેં તુર્તજ એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર મેં હાથમાં પાણી લઈ પ્રતિજ્ઞા કરી, કે, "ડાહ્યાલાલ ઠાકોર, ભવિષ્યમાં પણ તમારી પુત્રી ઉપર બીજી પત્ની કરું તો મને બ્રહ્મહત્યાનું પાપ છે." તુર્તજ તેઓ બોલી ઉઠયા, "અરે! અરે! જયશંકર ઠાકોર! આ શું બોલો છો? તમારાથી આવું ન બોલાય." ગુજરાતના આ પ્રખર સંગીતાસ્વામીની આંખના એક ખૂણામાં આજ સમયે મેં વાંચેલો પરિતોષ એ મારા જીવનનું ગૌરવ છે.

આ પછી મારા પ્રથમ પુત્ર પ્રભાકરનો જન્મ ૧૯૨૮માં થયો. આજે મારે ત્રણ પુત્રો અને એક પુત્રીથી ભર્યો ભર્યો મધુર સંસાર છે. એનું કારણ મારી ભાગ્યલક્ષ્મી સમી મારી પત્નીને જ માનું છું. મારા ઘરમાં આવતા નાના-મોટા મહેમાનોનું આતિથ્ય તો એણે કર્યું જ છે. પરંતુ ઘણા વર્ષો સુધી બહોળા સંયુક્ત કુટુંબમાં રહી સૌ કુટુંબીજનોને પ્રેમ, ઔદાર્ય, અને માનવતાના દર્શન કરાવ્યાં છે એને પણ હું મારું ભાગ્ય જ સમજુ છું. અસ્તુ !

•

[ ૬ ]

## 'સુંદરી'નું અપહરણ...!

હવે આપણે મૂળ વાત ઉપર આવીએ. "જુગલ જુગારી" નાટક પછી બાપુલાલની ત્રીજી યોજના પ્રમાણે જયશંકરના સૂરીલા અવાજનો લાભ લેવા માટે જૂનું 'શાકુંતલ' નાટક મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ 'કામલતા'ના નામથી શનિવાર તા. ૧૮-૧૦-૧૯૦૪ની રાત્રે ભજવ્યું.

આ નાટકની પૂર્વ તૈયારી અંગેની કેટલીક હકીકતો અત્રે રજૂ કરું છું.

નાટક ભજવાય એ પૂર્વે આ નાટકમાં શ્રી મૂળાણી ઘોડાક

સુધારા વધારા કરી આપે તો ઘણું સારું થાય એમ વિચારી બાપુલાલે મુલાણીને આ વાત કરી. ભાગીદારો વચ્ચે ચર્ચા થયા પછી આ નાટક શ્રી મુલાણીને સુધારા વધારા કરવા માટે સોંપાયું. આ વખતે મારે શકુંતલા થવાનું હતું. આથી મેં શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકનું "શાંકુતલ"નું ભાષાંતર મંગાવીને વાંચવા માંડયું. અને સમર્થ લેખક કાલિદાસ જેવાને સમજવાનો આરંભ કર્યો.

બીજી બાજુથી એની વેશભૂષા માટે મેં તે વખતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રવિ વર્માના ચિત્રો જેવાં કે શકુંતલાનું પત્રલેખન, શકુંતલાની તેની સખી પ્રિયવંદા સાથેની વાતચીત આદિ ચિત્રો એકઠાં કરવા માંડયા અને છેક બીજા ત્રીજા અંક સુધીના જૂના ગીતો સ્વર રચના સહિત કંઠે પણ કરી લીધાં. તેમ છતાં શ્રી મુલાણી તરફથી સુધારા વધારા થયેલી પ્રત આવતી ન હતી. આમ મહિના ઉપર મહિના વિતતા હતા. અને છેલ્લે સુધારા વધારા સહિતની જે પ્રત આવી તેમાં 'શકુંતલા' કણ્વની પાલક પુત્રી નહિ, પણ રાજા નૃસિંહરાજની પુત્રી છે એવો ફેરફાર કરી નાખ્યો હતો. આથી મૂળ શકુંતલાને ભજવવાનો મારો ઉત્સાહ નરમ પડતો હતો. વળી શનિવારે 'સૌભાગ્ય સુંદરી'ની, રવિવારે "જુગલ જુગારી"ની, સોમવારે 'દાગે-હસરત'ની અને બુધવારે 'વિક્રમચરિત્ર'ની આવક એટલી ભરપૂર હતી કે, મંડળીને નવું નાટક નાખવાની ઉતાવળ પણ નહતી.

છેવટે શ્રી મુલાણીએ "શકુંતલા' નાટકનું રૂપાંતર કરી 'કામલતા' નામ આપી પૂર્ણ કર્યું. રાજા મિનકેતુ વનમાં કામલતા સાથે ગાંધર્વ લગ્ન કરી પ્રેમકેલી કરતાં અપ્સરાના શ્રાપથી કામલતાને ભૂલી જાય છે. દુષ્યંતની પેઠે રાજા મિનકેતુને પણ નવી હંસપદિકા અને જૂની વસુમતી નામની બે રાણીઓ છે. કવિ કુલગુરુ કાલિદાસે તેનો ઇશારો તો કરેલો છે. પણ આપણા લેખકે બંને રાણીઓને વિસ્તારથી ચિતરી હતી. અને નાટકના કાર્યમાં વિઘ્ન નાખવાનું કામ તેમની

પાસેથી લીધું હતું. મને અત્યાર સુધીમાં ચાર નાટકોની તાલીમ સંપૂર્ણ રીતે બાપુલાલ તરફથી મળી હતી. પણ આ 'કામલતા' નાટક વખતે મળી ન હતી. સાધારણ રીતે ક્યારે આવવું, ક્યારે જવું ઈત્યાદિ ખડી તાલીમમાં નક્કી થઈ ગયું હતું. પરંતુ પોતાની ભૂમિકાને વિકસાવતાં વિકસાવતાં બીજાં પાત્રો સાથે એની તદ્રૂપતા ઊભી કરવા જેવી તાલીમ રહી જ ગઈ હતી. અધૂરામાં પૂરું નાટકના આઠ દસ દિવસ પહેલાં જ બાપુલાલની તબિયત એકાએક બગડી ગઈ અને એમને પથારીવશ રહેવું પડ્યું. આથી નાટકના દિવસે માત્ર ભૂમિકા ભજવવા જ તેઓ આવી શક્યા. આથી પણ મારા અને એમના 'કામલતા'વાળા ભાગો કાચા રહી ગયા હતા. વળી આટલી અડચણો પૂરી ન હોય તેમ શેઠ છોટાલાલને ગીતોના શબ્દો છૂટા પડાવવાનો જબરો આગ્રહ બંધાઈ ગયો હતો. તેથી ગાયનની તાલીમમાં તેઓ હંમેશાં હાજર રહેતા અને શબ્દો છૂટા પડાવવા જતાં લયનો, તર્જનો, તથા તાલ અને મૂર્છનો એમને જરા પણ ખ્યાલ રહેતો ન હતો. તેઓ માત્ર એક જૂના જમાનાના દયાશંકરના ઉર્દૂ–ગુજરાતી નાટકો જોનારા એક પ્રેક્ષક હતા. સંગીતનો એમને જરા પણ અભ્યાસ ન હતો. શબ્દોને છૂટા–પાડવાની એમની ક્રિયા વખતે અમે બધા મોઢું મચકોડતા છતાં પણ તેઓ એક અક્ષર પણ બોલી શકતા ન હતા, વળી વાદ્યકારોમાંથી કેટલાક મોટેથી હા એ હા કહેતા. પણ પોતાની રીતે જ તર્જના અંદેજ પ્રમાણે જ આગળ ચાલતા. આમાં પણ મારો ઘણો સમય રોકાઈ ગયો હતો, તેથી તે મારી ભૂમિકા ઉપર હું પૂરેપૂરું લક્ષ આપી શક્યો ન હતો. તેમ બાપુલાલને પણ તે સુધારો આપવા કહી શક્યો ન હતો. તેના પરિણામે પહેલી બે નાઈટનું નાટક જરા ફીક્કું, અસ્તવ્યસ્ત અને તાણાવાણા ન મળ્યા હોય તેવું ભજવાયું.

ત્યાર પછી 'શાકુંતલ' નાટક વિશે મેં જે કંઈ વાંચ્યું હતું

તેમ જ ચિત્રો આદિ જોયાં હતાં તે બધા જ મારા મનમાં ક્રમેક્રમે ઉપસવા લાગ્યાં. રાજા મિનકેતુ શિકાર કરવા આવે છે. અને ત્યાં કામલતાની સખીઓ " ન મારશો, ન મારશો " કહી તેને રોકે છે અને ત્યાં કામલતા પ્રવેશી રાજાને જુવે છે. અને બંને વચ્ચે તારા મૈત્રક જામે છે. ત્યાં જ મને મારા મનમાં દુષ્યંત અને શકુંતલાની કલ્પના શરૂ થઈ જતી. અને શકુંતલાને શું થયું હશે એની કલ્પનાથી મારી લાગણીઓ ઉભરાઈ આવતી. અને ત્યાં કામલતા નહિ પણ શકુંતલા તરીકે મારું પાત્ર ભજવતો. વળી રાજા મિનકેતુ કામલતાને રથમાં બેસવા આગ્રહ કરતો ત્યાં પણ મારી લાગણીઓમાં શકુંતલા જ ઊભી થઈ જતી. અને સંકોચ, લજ્જા અને રતિનો ભાવ અનુભવતો. ત્યાર પછી મિનકેતુના વિરહમાં કામલતા ઝૂરે છે. અને સખીઓ એના મનનું સાંત્વન કરે છે. ત્યાં પણ મારા મનમાં શકુંતલાનું પાત્ર ઊભરાઈ આવતું. અહીંયાં કામલતાના મુખમાં મૂકેલા એક ગીત વિષે મારું મન સદાય ચણચણ્યા કરતું અને મારું મન એ ગીત ગાવા કદી હા પાડતું ન હતું. છતાં મારે એ ગીત ગાવું જ પડતું હતું. મારો વિરોધ પહેલી નાઈટથી તે નાટક જ્યાં સુધી ભજવ્યું ત્યાં સુધી કાયમ જ રહ્યો.

'કેમ કરીએ ? ક્યાં જઈએ ?
કોને કહીએ ?

આટલા જ મૂળના શબ્દો હતા ત્યાં શ્રી બાપુલાલે એક તર્જ અને શબ્દો બાંધ્યા હતા તેને અનુકૂળ કરવા માટે સ્થૂળભાવો વ્યક્ત કરતું એક ગીત કામલતાના મુખમાં મૂકી દીધું.

પણ મનનો માન્યો મળ્યા વિના
સર્વ મિથ્યા જ સ્તો !

એમ કહી કામલતા ગાતી.

રસભર્યું આ જોબન જાય,
રસિક રંગીલા વિના.

ઈત્યાદિ. આ સ્થૂળ ગીત ગાતી વખતે હંમેશાં મારી લાગણીઓમાં વિક્ષેપ ઊભો થતો. ત્યાર પછીના પ્રવેશમાં મિનકેતુ પોતાના રાજ્ય ભણી જતો. અને કામલતાની રજા મેળવવા અનુનય કરતો. અને કામલતા એને પોતાને સાથે લઈ જવા વિનંતી કરતી. દરમિયાન બંને હાસ્યવિનોદ કરતાં કરતાં શંકરના દેવાલયમાં જતાં. અને ભક્તિભાવમાં તલ્લીન થયેલી અપ્સરાનો શ્રાપ વહોરી લેતાં. આ પ્રસંગે પણ મારા મનની લાગણીઓમાં શકુંતલા ઊભી થતી હતી. અને શાપથી મૂર્છિત થઈ જમીન ઉપર પડી જતી. જાગૃત થયા પછી પોતાના પ્રિયતમ મિનકેતુને રથમાં બેસી જતો જોતી અને એકાએક ઉદ્‌ગારી ઊઠતી, 'ક્યાં જાઓ છો ? મને મૂકીને જશો ?' મિનકેતુ અપ્સરાના શ્રાપથી કામલતાને ભૂલી જઈ બોલી ઊઠ્યો, 'કોણ છે આ ? કોણ છે આ ?

કામલતા—પ્રિયતમ, તમે મને નથી ઓળખતા ?

મિનકેતુ—'અરે ! આ તે કોઈ દીવાની છે ?' અને તુરત જ
સારથીને કહેતો, 'રથ ચલાવ.'

આ સાંભળી કામલતા દિગ્મૂઢ બની જતી, અને લગુવાર આ અપ્રિય શબ્દો ભૂલવા મથતી હતી.

'હું દીવાની છું, દીવાની છું…કોણે કહ્યું એ ? મારા પતિએ જેને મેં મારું સર્વસ્વ સોંપ્યું તેણે ?

'ઓહ…ઓહ…ઓહ…' આમ એ ફરીથી બેશુદ્ધ થઈ જમીન ઉપર પડી જતી હતી, અહીંયાં કામલતા ઠેઠ અંત સુધી શકુંતલાને જ અનુસરતી હતી. અને તેથી મારી લાગણીઓમાં હું શકુંતલાને

જ ભજવતો હોઉં એવો અનુભવ કરતો હતો. આ રીતે ભજવતાં ભજવતાં મારા અને બાપુલાલના સ્થાન, ગતિ અને સ્થિતિ પરસ્પરના મિલન અને વિચ્છેદના અભિનયો આપોઆપ ગોઠવાઈ ગયા હતા અને તે એટલા ઉઠાવદાર ભજવાતા હતા કે લોકો મંત્રમુગ્ધ બની જતા હતા, આમ અમારી નાટકની જોડી એકબીજાને સંપૂર્ણ રીતે સમજતી હતી, હું અમુક પ્રકારનો અભિનય કરું તો મારા જોડીદાર એને અનુરૂપ અભિનય કરશે જ એવી એકબીજાની ઓળખાણ પડી ગઈ હતી, અને એવી જ રીતે અમારી જોડીએ વર્ષો સુધી અનેક નાટકોમાં એક સાથે એકબીજાને અનુરૂપ થઈ ભજવણી કરી હતી.

'કામલતા' નાટક પછી કચવાયેલા કવિ મૂળશંકરે છૂટા પડી કાઠિયાવાડી નાટક મંડળી શરૂ કરી હતી, અને તેમના ઉપર દસ વરસના લખતનો ભંગ કરવા માટે અમારી મંડળી કેસ કરવા વિચારતી હતી, તેમાં મૂળ હકીકત આમ હતી.

બાપુલાલની માંદગીને લીધે અને પૂરેપુરી તાલીમ નહીં પહોંચવાથી 'કામલતા'ની પહેલી એક બે નાઈટો શિથિલ રીતે ભજવાઈ હતી, તેથી આ દોષ જાણે કવિ મૂલાણીનો હોય એવી ટીકાઓ કરી શેઠે મૂલાણીને થોડા અપ્રિય શબ્દો સંભળાવ્યા, "મૂળશંકર, તમે જરા સાદું લખતા જાઓ. તમારા ઉત્કંડ (ઉત્કંપને બદલે) રોમાંચ, પ્રસ્વેદ આવા આવા મોટા મોટા ભારે શબ્દો લોકો શી રીતે સમજી શકે ? આમ કહેતી વખતે શેઠે શાકુંતલનું આ ભાષાંતર થઈ રહ્યું છે તેનો ખ્યાલ રાખ્યો ન હતો.' વળી શેઠ તાલીમમાં આવી ગીતોના શબ્દો છૂટા પડાવતા હતા, અને એને લીધે તાલીમમાં મહત્ત્વના કાર્યો રહી જતાં હતાં. અને તેથી લેખકનો તર્જ બાંધનારને, નટોને અને વાદ્યકારોને અનેક અડચણો ઊભી થતી હતી, એનો ખ્યાલ શેઠને જરા પણ આવતો ન હતો. આથી પણ મૂળશંકરભાઈ કચવાયા

હતા. વળી પોતાની નાટ્યકૃતિમાં બીજો કોઈ પોતાને પૂછ્યા વિના ગીતો ઉમેરે અને પાત્રોના ભાવોમાં વિસંગતિ ઊભી કરે એવા એ બાપુલાલના ગીતોથી તેઓ કંટાળ્યા હતા, શેઠ આ વાતનો જરા પણ ઉકેલ લાવતા ન હતા. ઊલટું ઉત્તેજન આપતા હતા, આથી મૂલાણી છૂટા પડી બીજી નાટક મંડળી કરવાના ઠરાવ ઉપર આવ્યા હતા, અને કવિ વજેશંકર કાળીદાસ ભટ્ટની વ્યવસ્થાવાળી 'મુંબઈ સુબોધ ગુજરાતી નાટક મંડળી' પોતાના જમાઈ શ્રી વિશ્વનાથ માધવજી ભટ્ટને નામે ખરીદીને ચલાવવા લાગ્યા. આ વખતે તેમની સાથે અમારી નાટક મંડળીમાંથી કેટલાક અગત્યના માણસો પણ છૂટા થયા હતા, તેમાં ત્રિભુવન કોઠારી, ચુનીલાલ લક્ષ્મીરામ, મોહનલાલા, વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક અને પેટી માસ્તર બાપુલાલ પુંછી-રામ મુખ્ય હતા, અહીં પ્રામાણિક રીતે કહેવું જ પડશે કે આ નટોના છૂટા પડવાના બનાવ પછી જ વિઠ્ઠલદાસ ભોજક અને ચુની-લાલ લક્ષ્મીરામ દિગ્દર્શકો બની શક્યા હતા. પેટી માસ્તર બાપુલાલ નવી નવી લોકપ્રિય તરજો બાંધી શક્યા હતા. આજ વખતે ઈ. સ. ૧૯૦૪માં મંડળીના ભાગીદારોના હિસાબો કરી શેઠે ભાગ પણ વહેંચી આપ્યા હતા, મને સ્મરણ છે ત્યાં સુધી બાપુલાલના ભાગે બે આનીના હિસાબે દસ હજાર રૂપિયા અને મુલાણીના ભાગે પંદર હજાર રૂપિયા આવ્યા હતા.

* * *

ઈ. સ. ૧૯૦૬ માં સરકારના સીટી ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના કાયદા મુજબ લાકડાના ગેઇટી થિયેટરને તોડી એની જગ્યાએ પથ્થરનું થિયે-ટર બાંધવાનો માલિકને હુકમ મળ્યો. એમાં અમુક સમયની મર્યાદા પણ આપી હતી. આથી એક તરફથી થિયેટર તોડવાનો આરંભ થઈ ગયો, તો બીજી તરફથી નવા પ્લાન મુજબ પથ્થરનું નવું થિયેટર બાંધવાનો કોન્ટ્રાક્ટ પણ અપાઈ ગયો. તો ત્રીજી તરફથી

મંડળી કરાંચી જવા માટેની તૈયારી કરવા લાગી. મંડળીના સત્તર વર્ષના કારકીર્દિ દરમિયાન આ ત્રીજી વખત બહારગામ જતી હતી. કાયમ મુંબઈમાં જ સ્થિર રહેતી હોવાથી બીજી મંડળીઓની પેઠે ઝડપથી હેરફેર કરી શકાય એવી સિનસિનેરીયો, કે પેટી પટારા ન હતા. પરિણામે નવી ખરીદી, અને બાંગફોડમાં સારો એવો ખર્ચ કરવો પડ્યો.

કરાંચીની સારી નાટક શાળા વિષે અને ત્યાંની પ્રજાના શોખ વિષે મંડળીએ માહિતી મેળવી હતી. આથી કરાંચીમાં ગાડીખાનાના નાકે આવેલું પારસી થિયેટર નામની નાટકશાળા અમે ભાડે રાખી. એની આસપાસ જગા વિશાળ હતી, પરંતુ ઝાડપાન વિનાની હતી. ચારે કોર પથ્થરની નીચી દીવાલ હતી. આ નાટકશાળા સ્વ. નવરોજજી ધનજી પરી નામના એક વખતના એમેચ્યોર નટ અને મંડળીના માલિકે પોતાના માટે બાંધી હતી. પણ આજે તેમનું કે તેમની મંડળીનું નામનિશાન ભૂલાઈ ગયું હતું. આ વખતે એમના ભાણેજ થિયેટરનો વહિવટ કરતા હતા, એમણે માસિક રૂપિયા છસોનું ભાડું અને દર નાટકે દસ ફ્રી પાસ આપવાની શરતે નાટક શાળા આપવા હા પાડી.

આ ફ્રી પાસમાં કરાંચીના તેમના સલાહકાર વકીલ વાધુમલ અને તેમના મળતીઆ નાટક જોવા આવવાના હતા. આ મંડળ તોફાની હતું. આવા વાવડ અમને મળ્યા હતા. આથી દસ પાસ આપવાની અમારી મંડળીએ ચોખ્ખી ના સંભળાવી દીધી અને તેને બદલે ભાડામાં વધારો કરી આપવા સંમત થઈ. આ વાતમાં બાંધછોડ કરતાં અંતે એક હજારનું ભાડુ અને એકપણ ફ્રી પાસ નહિ આ શરત બંને પક્ષોએ મંજૂર રાખી. અને તા. ૨૪–૪–૧૯૦૬ના દિવસે અમારી નાટક મંડળી મુંબઈથી કરાંચી જવા ઉપડી. ફ્રી પાસ નહિ આપવાની વાત કારભાર કરનારે વાધુમલને કરી હોવી જોઈએ.

અને તેથી કરાંચીના શહેરીઓમાં ફેલાઈ હોવી જોઈએ. ગમે તેમ હોય, પરંતુ ફ્રી પાસ નહિ આપવાની વાતે શહેરીઓમાં મોટી ચર્ચા જગાડી હતી. કોઈ કોઈ શોખીનો બોલ્યા કે, 'આવી માથા ફરેલી મંડળી પહેલી જ વાર કરાંચીમાં આવે છે. જે ઝરોના ભાડાના હજાર આપે પણ ફ્રી પાસ એક પણ ન આપે. મોટું ભાડું આપનાર મંડળી પણ મોટી હોવી જોઈએ.' આમ અમારી જાહેરાત અમારા અમારા પહોંચ્યા પહેલાં શરૂ થઈ ગઈ હતી.

ત્યારે બીજી તરફ મફત નાટકો જોનાર અને તેમાં પોતાનું ગૌરવ સમજનાર પણ કેટલાક હતા. તેમનો રોષ પણ અમારે વહોરવો પડશે. આવાઓથી અમારે ચેતીને ચાલવું પડશે એમ સૂચન કરનાર પણ અમને મળ્યા હતા. ઉપરાંત કરાંચી જઈ આવેલી બીજી નાટક મંડળીઓ પાસેથી ત્યાંના તોફાની તત્ત્વો વિષે અમે માહિતી પ્રાપ્ત કરી હતી. આથી પ્રેક્ષકગૃહના દરવાજા સાચવવા ખંભાતના લાડીણાજી વિઠાજીને અને નસવારણાજી અને અમારી ઘોડાગાડી હાંકનાર શેરૂમીયાંને અમે સાથે લીધા હતા.

કરાંચી પહોંચતા પહેલાં જ અમને તોફાની તત્ત્વોનો એક અનુભવ થયો. સિંધ હૈદ્રાબાદ પહોંચ્યા ત્યારે ગાડી બદલતાં અમે જોયું કે મુંબઈથી કરાંચી સુધી રીઝર્વ કરેલા અમારા રેલવેના ડબ્બાઓ ઉપર થર્ડ કે સેકન્ડ ક્લાસ ઉપર અમારા નામનું કાર્ડ લગાડેલું નહતું. અમે સ્ટેશન માસ્તરને આ અંગે ફરિયાદ કરી પરંતુ જવાબ મળ્યો. 'આવા રિઝર્વેશન વિષે અમને એક પણ તાર મળ્યો નથી. જાઓ જગા જુઓ ત્યાં બેસી જાઓ, તમારે ઉપલી ઓફિસમાં રિપોર્ટ કરવો હોય તો છૂટ છે.' પરિણામે અમે બધા વેરવિખેર થઈને જેમતેમ ડબ્બાઓમાં ચઢી ગયા. અને અવ્યવસ્થિતપણે સરસામાન ગોઠવ્યો આ વખતે પ્લેટફોર્મ ઉપર ઊભેલા કેટલાક [illegible]

માણસો અમને તમાશો જોતા હોય તેમ લાગ્યું. પરંતુ એમાંથી એક પણ ચહેરો જાણીતો ન હતો.

આજ વખતે શેઠના કુટુંબને એક સેકંડ કલાસના ડબામાં જેમતેમ બેસાડી શ્રી મગનભાઈ એક થર્ડ કલાસના ડબામાં ચડી ગયા. એ જ વખતે સેકન્ડ કલાસના ડબા આગળ જઈ એક ઊંચા કદના, ગૌર વર્ણના આમિલ ગૃહસ્થ રેલવેના કર્મચારી હોવાનું જણાવી અંગ્રેજીમાં બહેનોને ધમકાવવા લાગ્યા. અને નીચે ઊતરી જવા કહ્યું. ત્યાં તો એ ગુજરાતણે અંગ્રેજીમાં જડબાતોડ જવાબ આપ્યો, 'તમારા કરતાં અમે રેલવેનો કાયદો વધારે સમજીએ છીએ. રેલવેના કર્મચારીની સિક્કલ તો જૂઓ સિક્કલ! અમને ઉતરી જવાનું કહેનાર તમે કોણ? તાકાત હોય તો આવો અંદર અને ઉતારો જોઉં!' આ જવાબ સાંભળી પેલા આમિલ ગૃહસ્થનું મોઢુ પડી ગયું. રેલવેના કર્મચારી હોવાનો ઢોંગ પકડાઈ ગયો. અંગ્રેજીમાં ભપકો બતાવવા જતાં સામે જવાબ અંગ્રેજીમાં જ મળ્યો. આ મંડળીમાં તો સ્ત્રીઓ પણ ભણેલી છે. અને માથાફરેલ છે. આમ વિચારી ઝંખવાણા પડીને ચાલવા માંડ્યા. આમ પહેલે પગથિયે જ વિરોધીનું મનોબળ તોડનાર ગુજરાતણ તે બીજી કોઈ નહિ પણ અમારા પ્રસિદ્ધ નટ મોહન લાલાજીની પત્ની શ્રીમતી જયાબહેન હતાં, અને પેલા રેલવેના કર્મચારી હોવાનો ઢોંગ કરનાર ફ્રી પાસ નહિ મળવાથી વિરોધી થનાર પેલા વાધુમલ વકીલ હતા. આની જાણ અમને કરાંચી પહોંચ્યા પછી થઈ. આ નાનો બનાવ ભવિષ્યમાં આવનાર મોટા સંકટનું સૂચન કરતો હતો. પરંતુ આથી ફ્રી પાસ નહિ આપવાનો અમારો નિશ્ચય વધારે દૃઢ થયો હતો.

કરાંચીના સ્ટેશન ઉપર અમારો સત્કાર કરવા કેટલાક વહેપારીઓ તથા નાટ્ય શોખીનો આવ્યા હતા. તેમણે શેઠને ફૂલહાર

કર્યાં. અને ઓળખાણ તાજી કર્યા પછી અમારા રહેવાનો બંદોબસ્ત પણ કરી આપ્યો હતો. કરાંચીમાં અમારે રહેવાનું ઘર મુંબઈની જેમ નીચે નટો અને ઉપર ભાગીદારો છૂટક છૂટક રહેતા તેવું ન હતું. પરંતુ રહેવાનું બે ઘરમાં વહેંચાયેલું હતું. તેમાંથી નાટકશાળાની નજીકના ઘરમાં નટોને રહેવાની અને ભોજનાલયની સગવડ કરી હતી, મારી વ્યવસ્થા મુંબઈની જેમ શેઠના કુટુંબ સાથે જ કરી હતી. શરૂઆતથી જ આ કુટુંબમાં રહેતો હોવાથી આ બધાને હું મારા વડીલ અને છોકરા છોકરીઓને ભાઈ–બહેન ગણતો હતો, અને તેમનો મારા તરફનો ભાવ પણ કુટુંબના છોકરા જેવો હતો. હું નોકર છું, એવું ભાન એમણે કદી થવા દીધું ન હતું. આ અમારા સહ-નિવાસમાં બીજા બે કુટુંબ ઉમેરાયાં હતાં. એક શ્રી બાપુલાલ નાયકનું અને બીજું શ્રી મોહન લાલાજીનું. સ્વાભાવિક રીતે જ કુટુંબવાળા દરેકને એક એક ઓરડો સ્વતંત્ર મળ્યો હતો. ત્યારે મને અને શેઠના છોકરાઓને મુખ્યનું દીવાનખાનું મળ્યું હતું. દીવાનખાનું સાંકડું ન હતું પરંતુ પુરુષ વર્ગની બેઠક ઊઠક ત્યાં જ રહેતી હતી. આથી તેમની વાતચીતને લીધે મારી ભૂમિકાઓ કંઠે કરવામાં તથા અન્ય વાચનમાં અડચણ પડતી હતી. તેમ છતાં દીવાનખાનાના એક ખૂણામાં મેં મારું આસન જમાવી દીધું હતું. સૂવાનું પણ ત્યાં જ રાખતો. શેઠ જાતે મારી કાળજી રાખતા. અને સવારે દીવાનખાનામાં જોરથી બોલવા દેતા ન હતા. તથા સવારે ઊઠાડી તેમની પથારીમાં સૂવા મોકલી દેતા.

કરાંચીમાં અમે ચુકનવંતા 'સૌભાગ્ય સુંદરી' નાટકથી આરંભ કર્યો. નાટકની પહેલી રાત્રીએ પ્રેક્ષકગૃહ ખીચોખીચ ભરાઈ ગયું હતું. અને મુંબઈની પેઠે જ આ નાટકને ખૂબ કીર્તિ પ્રાપ્ત થઈ. ત્યારે તુર્ત જ બીજા નાટકનો સ્થાન બાકી ટિકિટો રીઝર્વ કરી આપવી પડી. પ્રેક્ષકગૃહ ચિક્કાર ભરાઈ જવા ઉપરાંત ઘણા લોકો

ટિકિટના અભાવે બહાર આજુબાજુ ભેગા થયા હતા. અને બહાર નીકળનાર પ્રેક્ષક પાસેથી સમાચાર મેળવી મંડળી અને નટોની પ્રસંશામાં સૂર પુરાવતા હતા. કરાંચીના કેટલાક વેપારીઓ ઉપર મુંબઈથી અમે ભલામણપત્રો લાવ્યા હતા. એમને આમંત્રણ આપી નાટક જોવા બોલાવ્યા હતા. તેમના સિવાય કરાંચીના સુશિક્ષિતો અને શોખીનો પૈસા ખરચીને જોવા આવ્યા હતા. તેમાં પેલા વાધુમલ વકીલ પણ નજરે પડતા હતા. અમારા બધાની નજર તેમના તરફ મંડાયેલી હતી. કારણ કે હૈદ્રાબાદનો પ્રસંગ અમારી નજર આગળ તરવરતો હતો. અમે કરાંચીમાં સાંભળ્યું હતું કે કોઈપણ નાટક મંડળી અહીંયાં આવતી ત્યારે તેના નાટકો જોયા વિના તેઓ ભાગ્યે જ રહેતા. એ નાટકના પુરેપૂરા રસિયા હતા. પારસી થિયેટરમાં એમના વકીલ તરીકે ફ્રી પાસમાં નાટક જોવા આવતા હતા. આજે એમના અસીલના થિયેટરમાં એ પૈસા ખરચીને આવ્યા હતા. છતાં બાહ્ય વર્તનમાં કોઈ કડવાશ જણાતી ન હતી.

મને લાગે છે કે રંગભૂમિ તરફના એમના અપાર પ્રેમે જ એમનામાં વિરોધી વૃત્તિ ઊભી કરી હશે. અને એમને હેરાન કર્યા હશે. ગમે તેમ હોય, પરંતુ એમનો ભય અમને લાગ્યા કરતો હતો. લગભગ દોઢ અંક સુધી કંઈ પણ અનિચ્છનીય બન્યું ન હતું. આથી અમે બધા આનંદમાં આવી ગયા હતા. અને અમારો આનંદ અમારી ભજવણીમાં પણ જણાઈ આવતો હતો. અને એનો પડઘો પ્રેક્ષકોમાં પણ પડ્યો હતો. અંતે નાટક પૂરું થયું અને સર્વ આનંદથી ઘેર પહોંચી ગયા.

ત્યાર પછી અમારાં નાટકો ક્રમસર શરૂ થઈ ગયાં. અઠવાડિયામાં રવિવાર સિવાય બધા દિવસોએ નાટક મૂકતા હતા. એવી જ રીતે સવારે જૂના અને નવા નાટકોની તાલીમ ચાલુ હતી., મુંબઈમાં યશસ્વી થયેલાં નાટકો 'વિક્રમ ચરિત્ર', 'જુગલજુગારી', 'કામલતા',

'દાગેહસરત', કરાંચીમાં પણ યશસ્વી થયાં હતાં. આ વખતે ધ્યાન ખેંચનારા નટોમાં શ્રી દયાશંકરભાઈ, શ્રી બાપુલાલ નાયક, શ્રી મોહનલાલાજી, નન્નુ ગુલાબ, જયશંકર સુંદરી, નાયક ગોવિંદ રાયચંદ, નાયક છબીલ મગન વગેરે હતા.

જૂના નાટકો નીચે મુજબ તૈયાર કર્યાં હતાં. 'કર્ણઘેલો', 'બેરિસ્ટર', 'મૂળરાજ સોલંકી', 'પ્રેમકળા' ઈત્યાદિ. આ જૂનાં નાટકો કરાંચી માટે નવાં જ હતા. અને નવા જેવી જ આવક આપતાં હતાં.

આ નવાં જૂનાં નાટકોમાં મારી ભૂમિકાઓ તૈયાર કરવાનો મને ઘેર સમય મળતો ન હતો. સાહિત્યનો ખાનગી અભ્યાસ ચાલુ હતો. આથી મેં એક નવો રસ્તો શોધી કાઢ્યો. નાટક પૂરું થયા પછી રાતે સૂતી વખતે ભૂમિકાઓ કંઠસ્થ કરવા બેસતો. આંખ ઘેરાઈ જાય ત્યાં સુધી વાંચતાં વાંચતાં સૂઈ જતો. પરિણામે સ્વપ્નાં પણ એનાં જ આવતાં. જાગૃતની પેઠે સ્વપ્નમાં પાનાં ઉથલાવતો હોઉં એવો ભાસ થતો. અને સવારે જાગૃત થયા પછી મુખપાઠ બોલતાં મારા આશ્ચર્ય વચ્ચે હું જોતો કે આખી ભૂમિકા મને કંઠસ્થ થઈ ગયેલી જણાતી. આવી થોડી ભૂમિકાઓ સ્વપ્નમાં તૈયાર થઈ હતી. આ જ સમયમાં નવાં નાટકોની તૈયારીઓ ચાલતી હતી. જેમાં મુખ્ય 'નંદબત્રીસી' હતું. પ્રસ્તુત નાટકનો કેટલોક ભાગ શ્રી મુલાણીએ લખ્યો અને અચાનક તેઓ નીકળી ગયા. તેનાં થોડાં અધૂરાં દૃશ્યો શ્રી બાપુલાલે લખ્યાં હતાં. બીજું ઉર્દૂ નાટક 'ખાનદાને ગુલ' નામનું હતું. એને 'દાગે હસરત'ના લેખક શ્રી નિઝામી સાહેબે લખ્યું હતું. કરાંચીની મુસ્લિમ પ્રજાને આકર્ષવા આ નાટક ભજવવાનું અમે નક્કી કર્યું હતું. આ રીતે કરાંચીના મારા દિવસો ભરપૂર કામમાં વીતતા હતા. ત્યારે શ્રી બાપુલાલના દિવસો પણ લેખક થવાના મનોરથમાં અને આવકનું પાસું વધારવામાં વીતતા હતા.

અમારી મંડળીને કરાંચી આવે બે માસ જેટલો સમય વીત્યો હતો. પ્રસિદ્ધિ પામેલાં નાટકો બબ્બે ત્રણ ત્રણ વાર ભજવાઈ ચૂક્યાં હતાં. આ નાટકોએ પ્રેક્ષકોનો આદર અને પૈસો બંને અપાવ્યાં હતાં. પેલા કહેવાતા વિરોધી વાધુમલ દરેક નાટક જોઈ ચૂક્યા હતા. એ જેમ અમારી મૈત્રી માટે હાથ લંબાવતા ન હતા તેમ અમે પણ મૈત્રી કરવા કોશિશ કરતા ન હતા. અમારે માત્ર ચહેરાની જ ઓળખાણ હતી. એક દિવસે તેઓ 'દાગે હસરત' નાટક જોવા આવ્યા હતા. નાટકના બે અંક ભજવાયા. ત્રીજો અંક શરૂ થતાં જ પ્રેક્ષકગૃહના પાછળના વર્ગમાં ચારપાંચ માણસો વગર ટિકિટ અંદર ઘૂસ્યા. અને ટિકિટ માંગતા હોહા અને ધાંધલ કરવા લાગ્યા. કુતુહલને વશ થઈ અન્ય વર્ગના પ્રેક્ષકો ધાંધલ જોવા ઊભા થઈ ગયા. નટો આ બધાનું ધ્યાન નાટક તરફ દોરવા બરાડા પાડીને બોલવા લાગ્યા. પણ એમની મહેનત વ્યર્થ ગઈ.

આ વખતે અમારા બે રક્ષકો તલવારબાજ શેરૂમિંયા તથા લાઠીબાજ વિકાજી ધાંધલ સ્થળે પહોંચી ગયા. અને ગુંડાઓમાંથી એકને બગલમાં તેમજ બીજાને ખભે ઊંચકી બંને જણાએ થઈ ચારે જણને બહાર કાઢ્યા. આ ધાંધલ દરમિયાન વાધુમલ વકીલ તો છૂમંતર થઈ ગયા હતા. આમ નાટકની અધવચથી જતા રહેવાનો બનાવ પહેલવહેલો હતો. આથી અમે માન્યું કે ગુંડાઓને ધાંધલ કરવાની પ્રેરણા આપીને તે જતા રહ્યા. અને પોતાના માથે તહોમત ન આવે આથી કાયદા પ્રમાણે પોતાની ગેરહાજરી બતાવવાનો ઢોંગ કર્યો છે.

ચાર ગુંડાઓને બહાર કાઢેલા જોઈને એમના મળતિયાઓએ વિકોજી અને શેરૂમિયાં ઉપર પથ્થર અને સોડાની બાટલીઓ ફેંકવી શરૂ કરી. પછી વિકાજીનું પૂછવું જ શું ? એમનું લોહી ઉકળી આવ્યું. અને ધાંધલે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. આ લાઠીબાજ વિકાજીએ પોતાની લાઠી ચારેબાજુ ફેરવવા માંડી. અને લાઠી વડે પોતાનું રક્ષણ,

પથ્થર, સોડાની બાટલીઓથી કરતાં કરતાં ગુંડાઓને સારી પેઠે પીટ્યા. શેરૂમિયાં પણ જે હાથમાં આવે તેને ઝુડવા લાગ્યા. આથી ગુંડાઓમાંથી કોઈના હાથ, કોઈનું માથું, કોઈના પગ, કોઈના ખભા, કોઈના ઢીંચણ લોહીલુહાણ થઈ ગયા. બહાર ગુંડાઓની બૂમાબૂમ, પથ્થરમારો, સોડાની બાટલીઓનું ફૂટવું, આ શોરબકોરને પરિણામે પ્રેક્ષકગૃહના પ્રેક્ષકો બહાર જોવા ધસી આવ્યા. અહીં તો રંગભૂમિને બદલે રણભૂમિ બની ગઈ હતી. વિકાણીના સપાટામાંથી છટકીને કેટલાક ગુંડાઓ ઓરચેસ્ટ્રાના દરવાજામાંથી રંગમંચ ઉપર ધસી ગયા હતા. અને નટો સામે અંદર બીજો રણમોરચો ઊભો કરવા ધારતા હતા. નટો પણ જેના હાથમાં જે સાધન આવ્યું તે લઈને મુકાબલો કરવા સજ્જ થઈ ગયા હતા.

શ્રી બાપુલાલે આ ક્ષણની ગંભીરતા સમજીને સમયસૂચકતા વાપરી સેનાપતિની અદાથી હુકમો છોડવા માંડ્યા. પ્રથમ તો ડ્રોપ નંખાવી દીધો. નટોના હાથમાં નાટકની તલવારો, ભાલાઓ, ખંજરો, લાકડીઓ આપી ડ્રોપની આગળ સૈનિકની પેઠે ખડા કરી દીધા. અને બંને છેડા ઉપરથી રીવોલ્વરના ભડાકા શરૂ કરાવી દીધા. આની અસર તત્કાળ થઈ. નવો મોરચો ઊભો કરવાની ઉમેદવાળાઓ દૂમ દબાવીને ભાગ્યા. રંગમંચ ઉપરથી કૂદકો મારીને ઓરકેસ્ટ્રામાં અને ત્યાંથી કૂદકો મારીને દરવાજાની બહાર નીકળી ગયા. ત્યારે બહારના ગુંડાઓ રીવોલ્વરના ભડાકા સાંભળી નાસભાગ કરવા લાગ્યા.

મંડળીના મેનેજર શ્રી મગનભાઈ શરૂઆતથી જ પરિસ્થિતિ પામી ગયા હતા. તેથી એક અંગરક્ષક સાથે લઈને પોલીસ કમિશ્નરના બંગલે પહોંચી ગયા. અને એમને તોફાનની વાત સમજાવી. અને તેઓ યુરોપીયન ફોજદાર મી. કે. નેસ્ફીને તથા પોલીસના માણસોને લઈને સ્થળ ઉપર આવી પહોંચ્યા. નાસતા ગુંડાઓમાંથી થોડાકને પકડી લીધા. અને પોલીસને સ્વાધીન કર્યા. યુરોપિયનને જોઈને જ

હો હા શાંત થઈ ગઈ. થોડીવારમાં સંપૂર્ણ શાંતિ પથરાતાં અમે લોકોને વિનંતી કરી કે જેને નાટક જોવું હોય તે બેસે અને જેની ઇચ્છા નાટક ન જોવાની હોય તેમને ટિકિટના પૈસા ઓફિસમાંથી પાછા મળશે. લોકોએ નાટક જોવાની હા પાડી. અને પ્રેક્ષકગૃહમાં શાંતિથી ગોઠવાઈ ગયા. ત્યાર પછી અમે 'દાગેહસરત'નો ત્રીજો અંક શરૂ કર્યો. અને નાટક પૂર્ણ થતાં લોકો શાંતિથી વિખરાઈ ગયા. નટોને પણ પોલીસની દેખરેખ નીચે ઘેર વિદાય કર્યા. અને છેલ્લે અમારી ઘોડાગાડી યુરોપીયન ફોજદારની દેખરેખ નીચે સહીસલામત રીતે શેરૂમિયાં હંકારીને બંગલે લાવ્યા.

બીજા દિવસે અમારી મંડળીએ વધારે સારા બંદોબસ્તનો વિચાર કરી લીધો હતો. અને અમલમાં પણ મૂકી દીધો. ગઈ કાલના તોફાનથી અમે સૌ ચોંકી ગયા હતા. ધારવા કરતાં શત્રુતા વધારે મોટી હતી. તેમાં વિકાછની લાઠીએ ઘણાને ઈજા કરી હતી. એનો બદલો લેવા અમારા ઉપર ગમે ત્યારે હુમલો થવા સંભવ હતો. આથી અમારા રક્ષણ માટે તથા પ્રેક્ષકગૃહના દરવાજા સાચવવા અમે પંદર મકરાણી લાઠીધારી યુવાનોને નોકરીએ રાખ્યા. આ લોકો સ્વાભાવિક રીતે જ તોફાન કરનાર વર્ગના વિરોધીઓ હતા. આથી ફૂટી જવાનો સંભવ ન હતો. આવા બે લાઠીધારીઓ પ્રેક્ષકગૃહના દરેક દરવાજા ઉપર ગોઠવ્યા હતા. જેથી વગર ટિકિટે કોઈ ઘૂસી શકે નહીં. આ ઉપરાંત નાટક પૂર્ણ થયા પછી બંગલે જવાના રસ્તા ઉપર લશ્કરી માણસની જેમ સામસામે ફૂટપાથ ઉપર ઊભા રહે અને અમારી ઘોડાગાડીનું રક્ષણ કરે. ઘોડાગાડી બંગલે પહોંચ્યા પછી જ ઘેર જાય. આ બંદોબસ્તથી અમારો ભય દૂર થયો હતો. અને પ્રેક્ષકોમાં પણ ફરી તોફાન નહિ થવાનો વિશ્વાસ બેઠો હતો. આ રીતે અમે રાબેતા મુજબ નાટકો ચાલુ રાખ્યાં. આ બંદોબસ્ત બીજા દિવસથી જ અમલમાં મૂકયો હતો.

ત્યારપછી જે જે ગુંડાઓ પકડાયા હતા તેમના ઉપર અમે કોર્ટમાં કેસ માંડયો હતો. અને તેમણે અમારા ઉપર સામો કેસ કર્યો હતો. આ બધી વાતો કરાંચી શહેરમાં જોરશોરથી ચર્ચાતી હતી. નાટ્ય રસિયાઓ વહેપારીઓ, શિક્ષિતો અને અશિક્ષિતોના મોઢે આ જ વાત સંભળાતી હતી. એક વાત એવી પણ થતી હતી કે, તોફાનીઓના આગેવાનની ચોટ પેલા સ્ત્રી ભૂમિકાના નટ જયશંકર 'સુંદરી' તરફ હતી. એને મેળવવા માટે, એનું અપહરણ કરવા માટે આ બધી ધમાલ હતી. ત્યારપછી તો આ વાત વાયુવેગે છેક ગુજરાત તથા મુંબઈ સુધી પહોંચી ગઈ હતી. એનું સત્ય સ્વરૂપ તો પરમાત્મા સિવાય કોઈ કહી શકે તેમ નથી. પરંતુ એનું વિકૃત સ્વરૂપ એટલી હદ સુધી વધ્યું કે મુંબઈ તથા ગુજરાતના લોકો માનતા હતા કે, કરાંચીમાં શ્રી જયશંકર 'સુંદરી'નું પઠાણ લોકો સ્ત્રી માનીને અપહરણ કરી ગયા છે. આ કોઈના ફળદ્રુપ ભેજાનું સર્જન હતું. અને વધીવધીને 'વા વાયો ને નળિયું ખસ્યું, તે દેખીને કૂતરું ભસ્યું'...આ રીતે આ વાત મારા કહેવાતા અપહરણ સંબંધમાં પ્રચલિત બની.

આ ગપગોળા વિષે મને ઘણા લોકોએ પૂછ્યું હતું અને સત્ય બીના જાણવા વર્ષો સુધી પૂછ્યા કરતા હતા. આ બધા મારા તરફ સહાનુભૂતિ રાખનારા પ્રશંસકો હતા. આમાંથી કેટલાકને આ બીના ખોટી છે એમ કહી એની પાછળ રહેલાં કારણો જણાવી સમાધાન કરતો. ત્યારે કેટલાકની પૂછવાની રીત એવી હતી કે હસવું ખાળી શકતો ન હતો. તેઓ પ્રસંશાભરી વાણીમાં પ્રશ્ન કરતા, 'કેમ તમારું તો કરાંચીમાં અપહરણ થયું હતું ને?' કેમ જાણે, અપહરણ એ મારી સ્ત્રી ભૂમિકાની કસોટી હોય! અપહરણ મારા અભિનય કૌશલ્યનું શિખર હોય! અપહરણ મારા નટજીવનની કૃતકૃત્યતા હોય! ત્યારે આવા પ્રશંસકને ગંભીર બનીને જવાબ આપતો કે,

'આ તો લાંબા કાળથી ચાલી આવતો કર્ણોપકર્ણ સાંભળેલો ખોટો ગપગોળો છે. એમાં સત્ય જેવું કશું જ નથી.' ત્યારે પછી 'દાગે-હસરત' નાટકમાં થયેલા તોફાનની વાત એમને કહી સંભળાવતો અને તોફાનની તારીખની આસપાસ મારા પિતા ઉપર કરાંચીથી લખાયેલા એક પત્રની વાત કહી સંભળાવતો હતો. આ પત્રનો મજકુર નીચે લખ્યા પ્રમાણે અહીં રજૂ કરું છું.

કરાંચીના કોઈ બદમાશે મારા પિતાનું સરનામું મેળવી તેમના ઉપર એક પત્ર લખ્યો હતો. એમાં લખેલ વિગત આ પ્રમાણે હતીઃ

"તમે કેવા નિષ્ઠુર બાપ છો! કે તમારા માંદા દીકરાની ભાળ લેતા નથી? તમારા દીકરાને અહીં કેટલાક બદમાશો ઉપાડી ગયા હતા. અને એના ગાલ કરડી ખાધા છે. અત્યારે એ હોસ્પિટલમાં છે. તમારે છેલ્લો મેળાપ કરવો હોય તો કરાંચી આવો.

લિ.

તમારો શુભેચ્છક

સદ્દભાગ્યે આ પત્રની સાથે મારો પત્ર પણ પિતાને મળ્યો. તેમાં કરાંચીમાં થયેલા તોફાનની વાત લખી હતી. છેલ્લે શેરો કર્યો હતો કે આમાં અમારામાંથી કોઈને કશી જ ઈજા થઈ નથી. અને ભવિષ્યમાં તોફાન ન થાય તેવો બંદોબસ્ત કર્યો છે. આ બંને પત્રોની તુલના કરીને મારા પિતા સમજી ગયા કે કહેવાતા શુભેચ્છકનો પત્ર બનાવટી છે. આ પત્ર મારી જાણ માટે તેમણે કરાંચી મોકલ્યો. મેં મંડળીના આગેવાનોને વંચાવ્યો. તેઓ બધા લખનાર ઉપર ગુસ્સે થઈ ગયા. અને એને શોધી કાઢવા છૂપી પોલીસને પત્ર સોંપ્યો. પરંતુ આજ દિવસ સુધી લખનારનો પત્તો લાગ્યો નથી.

આવો જ બીજો પત્ર મુંબઈમાં નાટકો કરતી બીજી નાટક મંડળીમાં ગયો હતો એમ મેં પાછળથી જાણેલું. આ રીતે મારા

અપહરણના ગપગોળાનું મૂળ આ બનાવટી પત્રમાં, કરાંચીના અમારા સંજોગોમાં અને ત્યાં ફેલાયેલી અફવાઓમાં છે. આમ જણાવી મને પ્રશ્ન કરનારના મનનું હું સમાધાન કરતો હતો.

આ દંતકથાને પુષ્ટિ આપતો બીજો પણ એક બનાવ બનેલો. જેને પરિણામે આ દંતકથાને વેગ મળ્યો હશે એમ મારું માનવું છે.

એક વાર કરાંચીના હવાબંદરેથી હવા ખાઈને આવતા હતા ત્યારે રસ્તો સૂનસૂનાકાર લાગતો હતો. અડધે રસ્તે આવ્યા ત્યારે ખાડી આગળ એક ઘોડાગાડી ઊભેલી જણાઈ. અમારી ગાડી એની આગળ થઈને નીકળી ત્યાર પછી ઘોડાગાડીવાળાએ એના ઘોડાને જોરથી ચારપાંચ ચાબૂક ફટકાર્યા. એનો વેગ એટલો તીવ્ર હતો કે અમારા કાનને અથડાયો. અને અમારા બધાનું લક્ષ એ તરફ દોરાયું. વેગથી ધસી આવતી આ ઘોડાગાડી અમારી લગોલગ આવી ગઈ. એ જ સમયે અંદર બેઠેલા ચાર જણાએ કોઈપણ કારણ વિના અમારા ઉપર ચાલુ ગાડીએ પથ્થરમારો શરૂ કર્યો. એમાંથી એકબે પથ્થર અમારી ગાડીના ગતિમાન પૈડાને વાગ્યા. થોડા પથ્થર અમારા પગ રાખવાના સૂપડાને વાગ્યા. અને ઊછળીને પગ પાસે પડ્યા. એકાદ પથ્થર ઘોડાને વાગ્યો. અને તે ભડકીને વધુ વેગથી દોડવા લાગ્યો. એકબે પથ્થર કોચબોક્ષ ઉપર બેઠેલા શેરૂમિયાં અને અંગરક્ષકના લમણા પાસેથી પસાર થઈ ગયા. પરંતુ સદ્‌ભાગ્યે અમારામાંથી કોઈને વાગ્યો ન હતો. પ્રથમ તો એમને પકડવા અમે બૂમાબૂમ કરી. પરંતુ રસ્તો નિર્જન હતો. અમારા શેરૂમિયાં એમ ગાંજ્યા જાય તેમ ન હતા. એમણે સામા ઘોડાના જેટલો અમારા ઘોડાનો વેગ વધાર્યો. અને એમની ગાડીની પાછળ દોડાવ્યો. લગભગ બંને ગાડીઓ સાથે થઈ જાય એ પહેલાં સામાવાળાનો ઘોડો એક ગલીમાં વળી ગયો. શેરૂમિયાંએ પાછા ન વળતાં કોઈની બીજી ગલીમાં ઘોડાને વાળ્યો.

અને દોડ કાપીને પહેલી ગલીના નાકે રસ્તો આંતરીને ઘોડાને ઊભો રાખ્યો.

સામેવાળાનો ઘોડો એટલા જ વેગથી દોડતો આવ્યો. પણ રસ્તો રૂંધાયેલો હોવાથી આંચકો ખાઈને ઊભો રહ્યો. અમે બધા વીજળીવેગે કૂદી પડયા. અને અમારા પ્રતિપક્ષીઓ ઉપર તૂટી પડયા. ગલીમાં મારામારી અને બૂમાબૂમથી લોકો એકઠા થઈ ગયા. લોકોના દિલમાં રામ વસ્યા અને અમારા ઉપર હુમલો કરનારને પકડવામાં અને પોલીસને સ્વાધીન કરવામાં સહાય કરવા લાગ્યા. શેરૂમિયાં અને અમારા અંગરક્ષકે બન્નેને ગરદનના કાંઠલાથી પકડી રાખ્યા હતા. એ જોઈ શેઠે અમને કહ્યું, 'તમે ઘોડાગાડીને લઈને બંગલે પહોંચી જાઓ. અમે આમને પોલીસને સોંપીને આવીએ છીએ. અમારી ચિંતા ન કરશો. ત્યાંથી તમારા કામે વળગી જજો.' ત્યારપછી અમારા બહાદુર નટ મોહનલાલજી કોચબોક્ષ ઉપર ચડી બેઠા. લગામ હાથમાં લઈ ગિરદી ચીરીને અમને સહિસલામત બંગલે પહોંચાડી દીધા. બંગલે સમાચાર આપ્યા પછી અમને નાટકશાળામાં સમયસર પહોંચાડયા.

બીજી બાજુ શેઠે અને મગનભાઈએ પણ આ ચારને પોલીસને સ્વાધીન કર્યા. આમ અમારા સંકટોની પરંપરા વધે જતી હતી. પરિણામે સિંધની ભૂમિ અળખામણી થઈ ગઈ હતી. તેથી અમે કરાંચી છોડવાનો 'નિર્ણય' કર્યો.

[૭]

# પુનઃ ગેઈટીમાં......

કરાંચીથી અમારી નાટક મંડળી ઈ. સ. ૧૯૦૬ના ઓક્ટોબરની શરૂઆતમાં મુંબઈ નવા બંધાયેલા ગેઈટી થિયેટરમાં પાછી આવી ગઈ. નવાં ગેઈટી થિયેટરમાં પગ મૂકતાં જ હું ચકિત થઈ ગયો. અને દિવસે અધૂરું કામ પૂરું કરનારા કારીગરો પાસે બેસીને જોયા કરતો હતો. થિયેટરના પાછલા ભાગમાં હજુ અમારો રૂમ અને દાદરો તૈયાર થયા ન હતા. અમારા ઓરડા માટે હું શેઠને ભવિષ્યમાં કહી શકું કે મેં પણ ટોપલીઓ ઊંચકી ઘોડા પથરાઓ આ ગેઈટી થિયેટરના પાયામાં નાખ્યા છે તેથી આ માનસિક અહંતા પૂર્ણ કરવા મેં પણ બે ત્રણ ટોપલા પાયામાં નાખી સંતોષ મેળવ્યો.

દીવાલ ચણતા કારીગરોની કારીગરી, બારીઓને વિશિષ્ટ ઘાટ આપતા સુથારો, વીજળીનું કામ કરતા કારીગરો આ બધાનું કામ ધ્યાનથી જોવામાં મને ખૂબ આનંદ આવતો.

કરાંચીથી આવ્યા પછી નવા નાટક તરીકે 'નંદબત્રીસી'માં સુધારા વધારા કરવાનું કામ બાપુલાલ કરતા હતા. બીજી બાજુ મૂળશંકર મુલાણી ઉપર દસ વર્ષના કરાર ભંગ માટે હાઈકોર્ટમાં કેસ દાખલ કર્યો હતો. 'નંદબત્રીસી'માં સુધારા વધારાનું કામ બાપુલાલ એકલે હાથે કરે એ શેઠને ગમતું ન હતું. તેઓ પ્રામાણિક રીતે માનતા હતા કે,

પ્રત્યેક ભાગીદાર કે નટે એને જે કામ સોંપાયું હોય તે જ કરવું. અને બીજાનાં કામ બીજાને કરવા દેવાં. આથી બાપુલાલે દિગ્દર્શન અને ભૂમિકા ભજવવા સિવાય બીજું કામ કરવું જોઈએ નહીં. આ આ વ્યવસાય માટે તો લેખનનું કામ લેખકે જ કરવું જોઈએ. તેથી જાહેરખબર આપી એક બે યુવાન કવિઓને મંડળીએ રાખી લીધાં. તેમાંના એક ખંભાતના કવિ દયાશંકર હતા. બીજા એક પ્રશ્નોરા જ્ઞાતિના યુવાન ભાઈ હતા. બાપુલાલે એમની પાસેથી કામ લેવું એમ વારંવાર શેઠ એમને સમજાવતા હતા. બાપુલાલ એનો મર્મ સમજતા હતા. પણ શેઠની વિરુદ્ધ જઈ શકે તેમ ન હતા. એટલે એમણે કેટલાંક ગીતો લખવા અમદાવાદથી અધ્યાપક કેશવલાલ શીવરામને બોલાવ્યા હતા. તેવી જ રીતે ત્રીજા અંકમાં એક જમાદારની ઉર્દૂ ભાષા લખવા માટે સુરતના એક મુન્શીને બોલાવ્યા હતા. આમ આ બધા પાસેથી બાપુલાલ કામ લેતા હતા. આવક એટલી બધી હતી કે નવું નાટક નાખવાની ઉતાવળ જરાય ન હતી. આથી 'નંદબત્રીસી'ના સુધારાવધારામાં લગભગ એક વર્ષ વીતી ગયું.

આ દરમિયાન મારી માંદગીને લીધે તા. ૧૬–૧૧–૧૯૦૭ની રાત્રિએ ભજવવા જાહેર થયેલું પ્રસ્તુત નાટક તા. ૨૩–૧૧–૧૯૦૭ની રાત્રિએ ભજવાયું. અને લોકપ્રિય થયું. આ વખતે મારા સ્મરણ મુજબ ભવિષ્યમાં 'રમણી'ના નામે પ્રસિદ્ધ થનાર પ્રભાશંકર જગજીવન નાયક મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં જોડાયા. અને ચંદ્રમુખીની ભૂમિકા ખૂબ ઉઠાવદાર રીતે ભજવી હતી. એમની જોડીમાં મોહનલાલાજી કીર્તિસેનની ભૂમિકા ભજવતા હતા.

સુંદર દેહયષ્ટિ ધરાવતા મોહનલાલાજીએ આ નાટક મંડળીમાં દસ દસ વર્ષ સ્ત્રીભૂમિકા અને પુરુષ ભૂમિકામાં કામ કર્યા પછી અને બીજાઓને શીખવી શકે અને સ્વતંત્ર રીતે નાટકનું દિગ્દર્શન કરી શકે એવી શક્તિ પ્રાપ્ત કર્યા પછી મનદુઃખ થવાથી આ મંડળીની

નોકરી છોડી દીધી. જોકે આ સમય દરમિયાન સ્ત્રી ભૂમિકા ભજવવાનો એમનો શોખ ઓછો થઈ ગયો હતો. અને પુરુષ ભૂમિકા ભજવવાનો મનોરથ જાગ્યો હતો.

જૂનાં નાટકોમાં સ્ત્રી ભૂમિકા ભજવતા મેં તેમને જોયેલા છે. જો તેમણે સ્ત્રી ભૂમિકા ભજવવી ચાલુ રાખી હોત તો એમની નટ શક્તિ એમાં પણ એમને જ્વલંત સફળતા અપાવત એમ હું માનું છું. આ નટે ઈ. સ. ૧૯૦૧માં 'સૌભાગ્ય સુંદરી' નાટકમાં 'માધવ'ની ખૂબ સુંદર ભૂમિકા ભજવી પુરુષ ભૂમિકા ભજવવાની શરૂઆત કરી. મોહનલાલાજી મારા પરમ મિત્ર હતા. તેઓ મગનભાઈની સાથે રહેતા. હું શેઠની સાથે રહેતો. આથી અમે ગાઢ મિત્રો બની ગયા હતા. ઘણી વખત હું નવું નાટક કે નવું કાવ્ય વાંચતો ત્યારે મોહનલાલા મારી પાસે બેસતા. અને નાટક કે નવલકથાનાં પાત્રોનું શિંડાણ માપવા અમે બંને સાથે ચર્ચા કરતા હતા. આમ તેઓ મંડળીને છોડીને જતા રહ્યા. તેથી મને અત્યંત દુઃખ થયું. તેમ છતાં અમારું પરસ્પરનું સખ્ય અને નટ તરીકેનો એક બીજા માટેનો આદર છેવટ સુધી ટકી રહ્યો હતો.

મોહનલાલ મારા કરતાં બે એક વર્ષ મોટા હતા પણ મારા વાચન શોખને લીધે અમે મિત્રોની જેમ વર્તતા. અભિનય ઉપર ચર્ચા કરવાની હોય ત્યારે મને જ તે આગળ કરતા. હેમ્લેટની અસાધારણ ભૂમિકાની ખાત્રી કરાવી આપવા તેઓ કોઈ એક ગૃહસ્થને ત્યાં મને લઈ ગયા હતા. તેઓનું ઔદાર્ય એટલું હતું કે ગમે ત્યાં, ગમે તે સ્થિતિમાં હોય છતાં મારા તરફ ખૂબ આદરભાવથી જોતા.

તેઓ એક સમયે નકુભાઈ શેઠની નાટક મંડળીમાં કામ કરતા હતા. ત્યારે હું નાટક જોવા ગયો હતો. તેમાં તેઓ શિરાજના પુત્ર શંભાજીની ભૂમિકા ભજવતા હતા. તેમની સામે જુનિ માસ્તર રાજારામની ભૂમિકા ભજવતા હતા. રાજારામ જે રીતે પૈંતરા ભરતા

હતા તે જોઈ મોહનલાલાને તેમની મશ્કરી કરવાનું મન થયું. તેથી એવા જ સામા પેંતરા ભરી બે ત્રણ મિનિટ સુધી ચાળા પાડવાનું ચાલુ રાખ્યું. જેથી પ્રેક્ષકો હસી પડતા. અને પ્રસંગનું ગાંભીર્ય માર્યું જતું હતું.

શંભાજીની ભૂમિકામાં આવી વિસંગતિ જોઈ, રંગમંચની આવી લાપરવાહી જોતાં મને અત્યંત દુઃખ થયું. અને પહેલો અંક પૂરો થયે હું મોહનલાલાને ઠપકો આપવા અંદર ગયો. એમને ખબર જ હતી કે હું આ જોઈ એમને કંઈક કહીશ. તેથી તેઓ બંધ બારણાને અધખુલા કરી મારી રાહ જોતા હતા. મને જોતાંની સાથે જ કહેવા લાગ્યા, 'ભાઈ, આ નાટકની ચર્ચા માટે આજે રાત્રે હું જરૂર તમને મળી જઈશ. મારી આજની આ ભજવણીથી તમને દુઃખ થયું હશે તે હું જાણું છું.' મેં એ વાત સ્વીકારી લીધી. અંદર બધા મિત્રોને મળી ઉપર ઉપરની નાટકની સામાન્ય ચર્ચા કરી હું ચા પી વિરામ પૂરો થતાં નાટક જોવા બેઠો. નાટકને અંતે બધાને નમસ્કાર કરી હું ઘેર ગયો.

રાત્રે સાડાનવ વાગે મોહનલાલા મારે ઘેર આવ્યા. મેં શંભાજી વિષે એક મરાઠી પુસ્તકમાં વાંચ્યું હતું, એમાંથી થોડાક ફકરા એમને વાંચી સંભળાવ્યા. અને શિવાજી પછી એ જ રાજા થવાને યોગ્ય પુરુષ હતો એની સાબિતીઓ આપી ખાત્રી કરાવી. પછી કહ્યું, 'મોહનલાલ, તમારા જેવા સમર્થ નટ આમ ભૂમિકાની મર્યાદા ઓળંગી રંગમંચને ફારસ બનાવી દે એ તમને અને આપણી મું. ગુ. ના. મંડળીની તાલીમને શોભતું નથી.' એમણે મારા હાથમાં હાથ મૂકી વચન આપ્યું, 'હવે જિંદગીમાં કોઈનીય સાથે રંગમંચ ઉપર આવું વર્તન નહિ કરું. અને રંગમંચને પવિત્ર ને પવિત્ર જ રાખીશ.' ત્યાર પછી એ પુસ્તક મેં એમને ભેટ આપ્યું. અને બીજી ત્રીજી વાતો કરી અમે છૂટા પડ્યા.

ત્યાર પછી થોડાંક વર્ષો બાદ હું મોહનલાલાને મળવા થિયેટર ઉપર ગયો હતો. સવારે આઠ સાડા આઠ વાગે રિહર્સલ હશે એમ સમજીને હું ગયેલો. ત્યાં તો મુન્શી નાઝાં સાહેબ સવારના પહોરમાં નશામાં ચકચૂર હાલતમાં મળ્યા. ઔપચારિક આતિથ્ય માણ્યા પછી મેં લાલાજી વિષે પુછ્યું. મુન્શીએ કહ્યું, 'આપ બૈઠીયે. વો અભી આયેગા!' પછી મને કહેવા લાગ્યા, 'અચ્છા જયશંકર સાહબ, ભલા વો તો બતાઈએ, કિ મોહનકી માસિક તનખ્વા કયા હૈ? પાંચસો રૂપયે સે ભી જ્યાદા તનખ્વા વો હર માસ પાતા હૈ. ઔર વો શરાબ કિતની પીતા હૈ, જાનતે હૈ? સીર્ફ દેઢસો રૂપયેકી, ગુસ્તાખી માફ કિજીયેગા. પર મૈં પાંચસોકી તનખ્વા પાતા તો પાંચસોકી શરાબ પીતા.' હું ખડખડાટ હસી પડયો. અને મેં કહ્યું, 'નાઝા સાહબ આપ શૌકિન તબિયતકે આદમી હૈ. મગર જરા સેહતકા ભી તો ખ્યાલ રખતે જાઓ.' એટલામાં તો મોહનલાલાનાં પગલાં સંભળાયાં.

મને જોતાંની સાથે જ કેમ જાણે એમનો નશો ઊતરી જતો હોય તેમ તે અચકાયા. અને કયા શબ્દોથી આ હાલતમાં સંબોધન કરવું તેના વિચારમાં પડી ગયા. તરત જ મેં શરૂઆત કરી. 'મોહન-ભાઈ, હું તમને મળવા આવ્યો છું.' આ સાંભળતાં જ તેઓ સાવધ બન્યા. પાસે બેસી થોડીક વાતો કરી. ત્યાં નાઝા સાહેબે હસતાં હસતાં કહ્યું, 'જયશંકર સાહબ; એક મઝેકી બાત સુનાઉં. ગૌલપીઠા પર રહનેવાલા શરાબકી દુકાનવાલા એક દિન ગભરાકે મુઝે કહને લગા, 'નાઝા સાહબ, અબ તો દારૂકી દુકાન બંધ હો જાયગી. સરકારકો જો જ્યાદા પૈસા દેગા ઉસકો દુકાન મિલેગી. ઈસ વજહસે મૈં તો પરેશાન હૂં. શાયદ દુકાન મેરે હાથમેં નહિ રહેગી.' મૈંને કહા, 'અરે ભાઈ, ગભરાતે કયું હો? મૈં, મોહનલાલાજી, ઔર તુમ્હારે પાંચ દસ શરાબકે શૌકિન ગ્રાહક ઉસ વખ્ત તુમ્હારે સામને કતાર સે ખડે રહેંગે. ઔર હમારી સબકી સારે મહીનેકી તનખ્વા તુમ્હારી

કે ઉસકી ખાતીર જમા દેંગે. કરો અબ તસલ્લીફ. અબ તો દુકાન લે લોગેના ?' આમ હસાહસની વાતો પૂરી થઈ અને અમે છૂટા પડયા. તે સમયે નશાની હાલતમાં રહેલા મોહનલાલા મને જોઈ શરમાતા હતા.

જુદી જુદી અનેક નાટક મંડળીઓમાં, તથાં જુદાં જુદાં અનેક નાટકોમાં અનેકવિધ ભૂમિકાઓ ભજવવાનો મોહનલાલાને અવસર મળ્યો. આવો અવસર નટને સદ્‌ભાગ્યે જ મળે છે. અને તેનાથી નટની શક્તિઓનો સારો વિકાસ થાય છે. આથી મોહનલાલામાં એક રચનાત્મક વિકાસક્રમ પેદા થયો હતો. 'સૌભાગ્યસુંદરી'ના માધવથી માંડી છેલ્લા ભજવેલા 'પ્રવાસી' સુધી એમણે પ્રેક્ષકોની તાળીઓના ગડગડાટ સાંભળ્યા છે. આ વિલક્ષણ કલાકારમાં એબ ન ઘૂસી હોત તો ?

અહીં ગુજરાતી રંગભૂમિનાં કુશળ નટ અને દિગ્દર્શક અમૃત કેશવ નાયકનો પરિચય આપવો પણ યોગ્ય લાગશે. પ્રત્યેક દેશ અને પ્રાંતે અવિસ્મરણીય કલાકારો અર્પ્યા છે. લેખકે ઘડેલી મૂર્તિને હૃદયમાં સાંગોપાંગ ઉતારી અભિનયના માધ્યમ દ્વારા સમસંવેદન પેદા કરે એજ સાચો કલાકાર. આવા કલાકારમાં શ્રી અમૃત કેશવ નાયકને પણ મૂકી શકાય.

ઈ.સ. ૧૯૦૧માં 'સૌભાગ્ય સુંદરી' નાટકથી હું પ્રસિદ્ધ થયો એ પહેલાં મુંબઈમાં તેઓ કુશળ નટ અને દિગ્દર્શક તરીકે જાણીતા થઈ ચૂકયા હતા. એમનું સમગ્ર જીવન વિલક્ષણ અને વિચક્ષણ ઘટનાઓથી ભર્યું હોવા છતાં એમના જેવા વિદ્યાનુરાગી, ગુણાનુરાગી અને કસબી કલાકારો આપણે ત્યાં ઓછા થયા છે. એમની ભૂમિકા અને નાટકો જોવાનો મને અવસર મળ્યો છે. એ જમાનામાં શેક્સપિયરનાં નાટકો 'ખૂને નાહક' (હેમલેટ) માં એમણે મલકાની ભૂમિકા ખૂબ સુંદર રીતે ભજવી બતાવેલી. ઉપરાંત ઇ.સ. ૧૮૯૮ થી ઈ.સ.

૧૯૦૪ના ગાળામાં "મૂરીદેશક,' 'બજમેફાની' (રોમિયો જુલીયેટ), 'અસીરે હીર્સ' (શેરેડિનનો પિંજરો)" રજૂ કર્યાં. અને અંગ્રેજી નાટકોને ઉર્દૂ પોષાકમાં સજ્જ કરીને રજૂ કરવાની પદ્ધતિ લોકપ્રિય બનાવી.

એમનો ઉર્દૂ સાહિત્યનો અભ્યાસ પ્રબળ હતો. એમનું પ્રસિદ્ધ પુસ્તક "એમ. એ. બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કી!" એમની આંતરિક સંવેદનાનો પ્રાદુર્ભાવ છે. ગુજરાતી રંગમંચના સૌથી નાના છતાંયે કસબી દિગ્દર્શક બનવાનું માન સમયની દૃષ્ટિએ દયાશંકર વસનજી ગિરનારા, એ પછી અમૃત કેશવ નાયકને ફાળે જાય છે.

એક પ્રસંગ અહીં નોંધવો જરૂરી છે. અમૃતભાઈની અભિનય કલા માટે મને અનહદ માન હતું. એમના અંગત જીવનની કેટલીક હકીકતો મારા જાણવામાં આવેલી. પરિણામે મનોમન હું નારાજ રહેતો. મારી આ નારાજગી તેમના ધ્યાન બહાર રહી ન હતી. એક વાર ખટાઉની આલ્ફ્રેડ નાટક મંડળીમાં અમારો ભેટો થઈ ગયો. મેં એમને જોયાં છતાં ન જોયાં જેવું વર્તન કરી આગળ વધ્યો. આ વાત પણ તેમના લક્ષ બહાર રહી નહીં. આથી તેઓ મારી પાસે આવ્યા. અને ખૂબ પ્રેમભરી દૃષ્ટિએ કહ્યું, 'જયશંકર, તમારી મારા પ્રત્યેની નારાજગી હું જાણું છું. પણ હું મજબૂર છું. અમૃતમાં તમને જોવા જેવું બીજું કશું જ લાગતું નથી!" આ માર્મિક પ્રશ્નનો અર્થ સમજતાં જ મેં કહ્યું, 'અમૃતભાઈ, મને માફ કરો. મારા મનમાં કોઈ નારાજગી નથી." મને લાગે છે કે રંગભૂમિનો ઈતિહાસ એરેબીયન નાઈટ્સની રંગીન રાતોને પણ હંફાવે તેવો છે. કેટકેટલા કલાકારો સૌંદર્યની મોહજાળમાં ફસાઈ, કાચી ઉંમરે ચાલ્યા ગયા! અમૃતભાઈની દર્દભરી કહાની ઘણી વાતો શીખવી જાય છે. સાથેસાથે એમના ભાઈ વલ્લભ કેશવ નાયક પણ ઉત્તમ હાસ્ય અભિનેતા હતા. એટલું અહીં નોંધવું જરુરી છે.

હવે આપણે મૂળ વાત ઉપર આવીએ. 'નંદ બત્રીસી' પછી શ્રી

દયાશંકર વસનજી ગિરનારા કૃત 'સંગતનો રંગ' ઈ.સ. ૧૯૦૮માં ભજવ્યું હતું. આનું બહુ મહત્વ ન હોવાથી એને વિસ્તારથી લખતો નથી. પ્રસ્તુત નાટકમાં 'ચમેલી' નામની ગાનારી નાયિકાની ભૂમિકા હું કરતો. તેમાં બે ત્રણ ગીતોનો અભિનય 'કથક શૈલી'નો કરવાનો હતો. આને માટે શ્રી બાપુલાલે મને સૂચન કર્યું કે, આવી જાતનો અભિનય શ્રી દયાશંકરભાઈ સારો બતાવે છે. એમણે તુર્ત જ આ વાત સ્વીકારી લીધી અને ચાર પાંચ દિવસ સુધી મારી સાથે એકાંતમાં વાદ્યકારો સહિત અભિનય બતાવ્યો. મેં એ અભિનય શૈલી મનમાં નોંધી લીધી. અને શબ્દે શબ્દનું એકટીંગ નાયિકાઓ કેવી રીતે કરે છે તે મેં પૂર્વે જોયેલું હતું તેમજ મારા બાળપણમાં પણ મારા પાડોશી મોહનલાલ ભોજકને ત્યાં અનેક અદાકારો આવતા, તેનું પણ મને સ્મરણ હતું. એટલે મને એ શૈલી સુગમ થઈ ગઈ. જો કે એની માત્રાઓ તીવ્ર ન બની જાય તેની હું કાળજી રાખતો અને અંગભંગના આંચકાઓ મુલાયમ રીતે પ્રગટ કરતો. આટલું જ આ ફાર્સ વિષે બસ છે.

દયાશંકરભાઈ પાસેથી અભિનય શીખવાનો આ પ્રથમ પ્રસંગ હતો.

'નંદબત્રીસી' પછી 'સંગતના રંગ' જેવું ફાર્સ મૂકી આ દોઢ વર્ષ દરમિયાન બાપુલાલ આવક સારી થાય એ દૃષ્ટિએ કામ કરતા હતા. અને તે દરમિયાન 'કાળો દેવ' એ પારસી લેખકનું નાટક, એની કથાવસ્તુ ખૂબ ગમવાથી એમણે એ લઈ લીધું હતું. આ વખતે કંપનીમાં મુખ્ય લેખક તરીકે કોઈ હતું નહિ અને જે કોઈ હતા તે નાટ્ય લેખનના બિનઅનુભવી હોવા છતાં પણ કોઈ કોઈ વાર સારાં ગીતો રચી શકે તેવી શક્તિવાળા હતા. વળી નાટ્ય લેખનની બાબતમાં શેઠ છોટાલાલ કે મગનલાલ પણ કશા જ ઉપયોગમાં આવે તેમ ન હતા. એટલે કુદરતી રીતે જ બાપુલાલનો આ બધો ભાર ઉપાડવો પડતો હતો. અથવા એમ પણ કહો કે એમનો નાટ્ય લેખક

થવાનો મનોરથ હતો. અને તેથી આટલી મહેનત કરી શક્યા હતા. એટલે એકલે હાથે એમણે 'કાળો દેવ' નાટકને સુધારવા માંડ્યું. પ્રથમ તો એમણે પારસી ગુજરાતી ભાષા બદલી નાખી. શુદ્ધ ગુજરાતીકરણ કર્યું. પછી ઉપનાયિકાની ભૂમિકા માટે થોડાંક ગીતો લખ્યાં. અને બીજા નવા છોકરાઓ પણ લોકદૃષ્ટિમાં આવે તેવી કાળજી રાખી ભૂમિકાઓ સમજાવી. આમ વર્ષ સવા વર્ષ પછી 'કાળોદેવ'ને બદલે 'ચંદ્રભાગા' નામ આપી નાટક તા. ૨૨–૫–૧૯૦૯ની રાત્રિએ પહેલવહેલું ભજવવામાં આવ્યું.

પ્રસ્તુત નાટકનું રૂપાંતર બાપુલાલ નાયકે કર્યું હતું. આ નાટક અત્યાર સુધીનાં નાટકો કરતાં જુદું પડતું હતું. 'ચંદ્રભાગા' નામની છોકરી કાળાદેવની અંધશ્રદ્ધામાં દેવને ભોગ ચઢાવવા માટે અનેક ખૂનો કરાવતી હતી. આ દરમિયાન મહારાજા જગતસિંહ આ ખૂની ટોળકીને પકડી પાડી એના ગુનેગારોને શોધી આપનારને મોટી બક્ષિસ આપવા તૈયાર થયા હતા. પ્રધાન પુત્ર રત્નસિંહ આ બીડું ઝડપી લેનો અને ટોળકીની શોધ કરતો. આની ચંદ્રભાગાને ખબર પડતાં તેને ઊંઘમાં જ બેશુદ્ધ બનાવી પકડી આણતી. અને તેને જોઈ મોહિત થતી હતી. તેના પ્રેમની માગણી કરતી. પરંતુ રત્નસિંહ તેના પ્રેમનો અસ્વીકાર કરતો હતો. કારણ કે તે એક બીજી છોકરી સાથે પ્રેમમાં હતો. આથી કામથી ઉન્મત થયેલી આ છોકરીએ એના ઉપર અનેક સિતમો વરસાવ્યા. પરંતુ એણે ધીરેધીરે અધર્મના અનુયાયીઓને ફોડવા માંડ્યા. ઈશ્વર વિષેના એમના વહેમો દૂર કરવા માંડ્યા. અને અંતે કાળાદેવનો આખો ભેદ ખુલ્લો પાડી એ તો એક પૂજારી બાબુ ગુરુજીનો પ્રપંચ હતો એવી સત્ય ભિના બહાર લાવે છે. અને ચંદ્રભાગા પશ્ચાત્તાપથી પોતાની ભૂલ કબૂલ કરે છે.

અત્યાર સુધીની મારી ભૂમિકાઓ કરતાં 'ચંદ્રભાગા'ની ભૂમિકા જુદી પડતી હતી. ઘણાઓને મેં આ જાત જાતના જુલમો ગુજારે, ખૂનો

ફરાવે, એ વાત રૂચતી ન હતી તેવી જ રીતે ઘણા લોકોને જયશંકર આવી ભૂમિકા ભજવે એ પણ રૂચતું નહીં. તેઓ તો મારી ભૂમિકાને હંમેશાં પ્રેમાળ, સહનશીલ, અને પતિ માટે ભોગ આપનારી પતિવ્રતા સ્ત્રી તરીકે જ જોવા ઇચ્છતા હતા. આ બધું જોતાં આ નાટક બહુ સારી આવક આપે તેમ લાગતું ન હતું.

એક વખતે મહારાજા ગાયકવાડ અને એમના થોડા અમલદારો 'ચંદ્રભાગા' નાટક જોવા આવ્યા હતા. તેમણે બાપુલાલને બીજા દિવસે વડોદરાના મહેલમાં મળવા કહ્યું હતું. બીજે દિવસે બાપુલાલ મહારાજાને મળવા ગયા. ત્યારે મહેલના બગીચામાં ફરતાં ફરતાં તેમણે કહ્યું, 'પ્રજાના વહેમ અને અજ્ઞાનનું સુંદર ચિત્ર આ નાટકમાં રજૂ થયું છે. જો અમે રાજકુટુંબીઓ મળી વડોદરામાં ભજવીએ તો તેનું દિગ્દર્શન કરવા તમે આવી શકશો? મને લાગે છે કે નાટકની અસર પ્રજા ઉપર પ્રબળ રીતે થાય છે તેથી એક પ્રયોગ કરવા મારી ઇચ્છા છે.' શ્રી બાપુલાલે આ વાત સ્વીકારી લીધી. આમ લોકોમાં અર્ધ વખણાયેલું નાટક ગાયકવાડ સરકારની દૃષ્ટિએ વહેમ અને અજ્ઞાન દૂર કરવા માટે સબળ હથિયાર ગણાતું હતું. ત્યાર પછી બાપુલાલભાઈને આ અંગેનો કોઈ પત્ર મળ્યો હોય તેમ મને યાદ નથી.

'ચંદ્રભાગા' નાટક વખતે પણ છોટાલાલ શેઠ ગીતોના શબ્દો છૂટા પાડી ગાવા માટે અમને સૂચન કરતાં હતા. અમે પૂર્વવત જ ગાયનની બંદિશ, ટૂકડાઓનું સૌંદર્ય અને લયદારી બગડે નહીં એ રીતે શબ્દો છૂટા પાડી ગીતો ગાતા, આ વખતે ઘણીવાર મૂળશંકરભાઈની ખોટ પૂરાતી નથી એની ચર્ચાઓ કરતા હતા. અને, 'ચંદ્રભાગા' નાટકથી શેઠને સંતોષ થયો ન હતો એમ સ્પષ્ટ જણાતું હતું. બાપુલાલ એમ ગાંજ્યા જાય તેવા ન હતા. આથી વધારે પરિશ્રમ કરી 'નવલશા હિરજી' નામે એક નાટક રવિવાર માટે તૈયાર ક[illegible] હતા. એમને વિશ્વાસ હતો કે આ પ્રહસન ઘણી મોટી આવક

અને શેઠ મૂલાણીને મોટા ખર્ચે મેળવવાની વાત ભૂલી જશે. એથી એમણે એક જૂના લખાયેલા "નવલશા હિરજી ઉપર નવેસરથી ફેરફારો કરવા માંડયા. અને કેટલીક નવી ભૂમિકાઓ ઉમેરી ગીતો પણ ઉમેર્યાં અને તા. ૩-૧૧-૧૯૦૯ની રાત્રે સૌ પ્રથમ આ પ્રહસન રજૂ કર્યું.

આ સમય દરમિયાન અમારી મંડળીમાં એક દુઃખદ બનાવ બન્યો. ઈ. સ. ૧૯૦૯ના નવેમ્બરની સત્તાવીસમી તારીખે મુંબઈ ગુજરાતી નાટય મંડળીના આદ્ય સંસ્થાપક શ્રી દયાશંકર વસનજી ગિરનારાનું અવસાન થયું. તેઓ શુદ્ધ ગુજરાતીમાં નાટકો ભજવવાની પહેલ કરનારાઓમાંના એક અને અનેક નટોના અવાજ પડી ગયા પછી એમને નાટક મંડળીમાંથી કાઢી ન મૂકતાં અન્ય વિષયોનું શિક્ષણ અપાવી નાટક મંડળીમાં એમને અન્ય કામગીરી સોંપતા. આમ પ્રત્યેક કલાકારનો અંતઃકરણપૂર્વક આદર કરનારા આ મહાન નટ હતા. એમણે મુંબઈ ગુજરાતી નાટક મંડળીના સ્થાપના વર્ષ ઈ. સ. ૧૮૮૯ થી દિગ્દર્શન આપવાની શરૂઆત કરેલી. અને ઈ. સ. ૧૮૯૬ સુધી બધી જ જવાબદારી પોતે ઉપાડી લીધી હતી. ત્યાર પછી એમણે એ કામ શ્રી મોરારજી કાત્રકને સોંપ્યું હતું. ત્યાર પછી એ કામ બાપુલાલને સોંપવામાં આવ્યું.

એમના સ્વર્ગવાસથી મંડળીમાં એક મોભાદાર નટની ખોટ પડી. તે મંડળી પૂરી શકે તેમ ન હતી.

તેઓ છેલ્લે છેલ્લે મનપસંદ કામ તરીકે કોઈ કોઈ નાટકમાં ભૂમિકાઓ ભજવતા. અને પંડિત વાડીલાલ તરજો બાંધે તેના સ્વરો ઉપર છૂટક ગીતો રચતા. જેથી તર્જના સ્વરો યાદ રહે. તેમણે અનેક નટોને અભિનય શીખવી મંડળીમાં સમાવી લીધા હતા. અનેકને બક્ષિસો આપી મંડળીના હંમેશના શુભેચ્છકો બનાવ્યા હતા અને આ રીતે મંડળીનો મોભો એક નાનકડા રજવાડા જેવો કર્યો

હતો. અનેકને વિદ્યાદાન અપાવ્યાં હતાં. તેના ઉદાહરણ તરીકે પંડિત વાડીલાલ સંગીતકાર તરીકે, નાયક નાથુલાલ વાલચંદ ઊંઢાઈવાળા હાર્મોનિયમ માસ્તર તરીકે, નાયક ચુનિલાલ પાટણવાળા તબલચી તરીકે અને નાયક ગિરધરલાલ લાખવડવાળા ચિત્રકાર તરીકે, તેમના જ ઋણી હતા. તેઓ રાજી થયા પછી એકદમ બોલી ઉઠતા, "જા, ઝટ જા, મારા ખિસામાં જે હોય તે લઈ લે. એ તને ઈનામ." આ રીતે મુળશંકર મૂલાણીની એક કવિતાથી રાજી થઈ રૂપિયા પંદરસોથી બે હજાર આપ્યા હતા. અને મુલાણી આ રીતે દેવામાંથી મુક્ત થયા હતા. મને પણ રાજી થયા પછી બે ત્રણ વખત ખિસામાં જે હોય તે લઈ લેવા કહ્યું હતું, આ રીતે મારા હાથમાં કોઈ વખતે એક બે પાન પટ્ટીઓ, તો કોઈ વખતે ચાર છ આના જેવી રકમ મળી હતી. આ રકમ માથે ચઢાવી હું કહેતો કે, 'ભાઈ, આપના ખિસામાં હવે એક પૈસો પણ રહ્યો નથી. આથી નાટક ખલાસ થયા પછી આપને ઘોડાગાડીમાં ઘેર જતાં અડચણ પડશે. આથી આ રકમ આપના ખિસામાં મૂકું છુ. મારે જ્યારે જરૂર પડશે ત્યારે આપની પાસેથી લઈ જઈશ. તેઓ આગ્રહ કરતા છતાં હું એ રકમ લેતો નહિ. એ જોઈ એ બોલી ઊઠતા, 'એમ, ત્યારે દયાશંકરની તને આટલી કિંમત છે ખરી ? જા, સુખી થા. દયાશંકરનો તને અંતરનો આશીર્વાદ છે.' તેઓ કોઈ પણ નાટયકાર, ગીતકાર કે નટથી રાજી થયા હોય તો મુક્ત કંઠે વખાણ કરતાં અચકાતા ન હતા. પ્રત્યેક વખાણ કરનાર પોતાની મોટાઈ જાણે-અજાણે સાચવીને જ સામાની પ્રશંસા કરતો હોય છે. પરંતુ દયાશંકર ભાઈની વાત જુદી જ હતી. તેઓએ મારી ઓળખાણ આપતાં કાંકરોલીવાળા ધર્મગુરુ શ્રી. બાલકૃષ્ણ મહારાજને તથા સર પ્રભાશંકર પટ્ટણી આગળ એમ કહેલું કે, 'હું સ્ત્રી ભૂમિકા કરતો ત્યારે એમ માનતો હતો કે, દયાશંકરની માંએ દયાશંકરને જ જણ્યો છે. એના જોટાનો બીજો નથી. પરંતુ

જયશંકરે તો મારો ગર્વ ગાળી નાખ્યો છે.' આવા વખાણથી હું શરમ અને સંકોચ અનુભવતો. ગુજરાતી રંગભૂમિના આ મહાન નટને લાખ લાખ વંદન.

ઈ. સ. ૧૯૦૯માં એક વખતે એવું બન્યું કે, હું પ્રેક્ષકગૃહમાં બેઠો હતો. સ્વચ્છ વસ્ત્રોમાં સજ્જ થયેલા એક કચ્છી ભાઈ મારું નામ પૂછતા પૂછતા ટિકિટ માસ્તર પાસે આવ્યા. અને ટિકિટ માસ્તરે જ્યાં હું બેઠો હતો ત્યાં તેમને લાવી મારી મુલાકાત કરાવી આપી. એમણે ખૂબ જ આનંદથી વાત કહેવા માંડી, "જુઓ, અમારા કચ્છના રાવ ખેંગારજી મુંબઈમાં આવેલા છે. એ અમારા ખૂબ જ લોકપ્રિય રાજવી છે. એટલે અમે મુંબઈના કચ્છી વહેપારીઓએ એમનું બહુમાન કરવાનો ઠરાવ કર્યો છે. એમને એક પાર્ટી આપવી અને તેમાં થોડુંક ગાયન વાદન રાખવું. આથી તમે જો અમારા રાવ આગળ કંઈક ગાશો તો અમને કચ્છી ભાઈઓને ખૂબ જ આનંદ થશે અને એનું જે કંઈ મહેનતાણું હોય એ અમે તમને આપીશું.' જવાબમાં મેં જણાવ્યું કે, 'મારા કચ્છના રાવ ઉપર ત્રીજા માળે બેઠા છે. એમની પરવાનગી વિના હું કોઈ જગાએ ગાવા જઈ શકું નહિ. વળી નાટક સિવાય છૂટક ગાવાનો મને અભ્યાસ પણ નથી. એટલે મને માફ કરો. હું નહિ આવી શકું.' એમણે વેપારી રીતે થોડોક વધારે આગ્રહ કરી જોયો. પણ હું એકનો બે થતો ન હતો. અંતે તેઓ નિરાશ થઈ ચાલ્યા ગયા.

ત્યાર પછી એ વાત ભૂલી હું મારા નિત્યકર્મમાં લાગી ગયો. થોડીવાર પછી શેઠનાં પુત્રી મારી પાસે મારા ઓરડામાં આવ્યાં અને કહેવા લાગ્યાં કે, 'બાપા તમને બોલાવે છે, જલદી ઉપર આવજો હોં.' હું તેમની પાછળ જ ત્રીજા માળે ગયો. શેઠના ઓરડામાં દાખલ થયો ત્યારે શેઠે મુખ ઉપર ગંભીરતા આણી વાતનો આરંભ કર્યો, 'તેં પેલા કચ્છીને શું કહ્યું હતું?' હું સમજ્યો નહિ કે શેઠ કોના

વિષે પૂછી રહ્યા છે. મેં પ્રશ્ન કર્યો, ' કયા કચ્છીભાઈની વાત કરી રહ્યા છો ? ' તેમણે કહ્યું, ' અરે ! હમણાં જ તને પ્રેક્ષકગૃહમાં મળી ગયા તેની.'

મને તરત જ ખ્યાલ આવી ગયો. મેં કહ્યું, ' એ વાત તમે જાણી હોય એમ લાગે છે. તો ફરીથી મને શા માટે પૂછો છો ? ' એમણે કહ્યું, ' હું તારે જ મોઢેથી એ શબ્દો ફરીથી સાંભળવા માગું છું.' હું ચૂપ રહ્યો. અને એનો જવાબ મેં આપ્યો નહીં. ત્યારે શેઠે પોતે જ પૂછ્યું, ' તારો કચ્છનો રાવ હું છુ ? ' એટલે મેં કહ્યું, ' હા, મારા કચ્છના રાવ તમે છો. ' શેઠે આનંદ પામી, ગંભીરતાપૂર્વક પૂછ્યું, ' મારા સિવાય કોઈની આગળ હાથ ધરતો નથી ?' મેં કહ્યું, 'હજી સુધી ધર્યો નથી. તમે મને કાઢી મૂકો અને ધરવો પડે તો જુદી વાત. ' શેઠે મમતાથી મારા ખભા ઉપર હાથ ફેરવી ઉત્સાહથી કહ્યું, ' તો બેટા, જા. તારે કોઈની આગળ હાથ ધરવો નહીં પડે એમ કરીશું એ મારું વચન છે.' પછી મૂછ ઉપર હાથ ફેરવી બોલ્યા, ' જો હું પાટીદારનું ફરજંદ છું. આવતા વર્ષે જ તારી પાસે થોડી રકમ એકઠી થશે, એમ તને આજથી વચન આપું છું. અને બીજું તારી પાસે વીસ હજાર રૂપિયા ન થાય ત્યાં સુધી હું મરૂં તો મારી ગતિ થવાની નથી.' પછી તરત જ શેઠાણીને બોલાવ્યાં, અને મારા દેખતાં જ તેમને કહ્યું, 'તમને એક વાત કરવા બોલાવ્યાં છે. આજે મારી હાજરી છે અને કાલે ન પણ હોય, તો આ વાત યાદ રાખજો કે, તમારા બે છોકરાઓની સંપત્તિમાંથી જયશંકરને વીસ હજાર રૂપિયા પૂરા કરી આપવા.' મેં હસીને નમસ્કાર કર્યા, અને પાન ખાઈ મારા કામે લાગ્યો. શેઠે સૂચના કરી હતી તે પ્રમાણે આ વાત મેં કોઈને પણ કરી ન હતી.

ત્યાર પછી દિવાળીના દિવસો આવ્યા. અને કારતક સુદ

પાંચમના દિવસે શેઠે મને ઉપર બોલાવ્યો અને કહ્યું, 'જો, સાંભળ, તને સંવત ૧૯૬૧ થી (ઈ. સ. ૧૯૦૫) એક આની ભાગ કરી આપ્યો છે. સમજ્યો? એટલે આજથી પાંચ વર્ષ અગાઉથી તને ભાગ કરી આપ્યો છે. તારે ભાગે કેટલા આવે છે તે જાણે છે?' મેં કહ્યું, 'હું થોડો જ તમારો ભાગીદાર હતો કે ચોપડા જોવાનો મને હક્ક હોય? અને કદાચ ચોપડા જોઉં તો એમાં મને સમજ પણ શી પડવાની હતી?' શેઠ હસ્યા, અને કહેવા લાગ્યા, 'વારુ, વારુ, બરાબર. એ રકમ મને જરા ઓછી લાગી એટલે મેં ગયા પાંચ વર્ષનું વ્યાજનું વ્યાજ પણ તને ઉમેરીને આપ્યું છે. હવે સમજ્યો? તારી પાસે વીસ હજારમાં કંઈક ઓછું એવી રકમ થશે. હવે થયો રાજી? બોલ. હવે હું મારા વચનથી મુક્ત થયો કે નહિ?' મેં હસીને જવાબ આપ્યો, 'તો વીસ હજાર આપ્યા પછી તમે મને કાઢી મૂકવાના છો કે આમ વચનમાંથી મુક્ત થયા એમ કહો છો? તમે વચનમાંથી મુક્ત કદી થવાના નથી અને હું પણ તમારી નોકરીમાંથી કદી મુક્ત થવાનો નથી.' પછી એક પાન મારા હાથમાં મૂકતાં એમણે કહ્યું, 'જો તને એક શિખામણ આપું એ ધ્યાનમાં રાખજે, નોકરી કરતા હોઈએ એને ત્યાં બધા પૈસા જમે ન મૂકવા. એટલે જે કંઈ હું આપું એ તું લઈ જા. અને એની વ્યવસ્થા કર' મેં કહ્યું, 'આ ખિલાડીનું બચ્ચું મને ક્યાં ભળાવો છો? મને એની વ્યવસ્થા શી રીતે આવડશે?' તેમણે કહ્યું, 'તારા સ્નેહી ગોપાળદાસ છે ને? એમની પાસે જા. અને કહેજે કે સારું વ્યાજ ઊપજે એવી વ્યવસ્થા કરી આપો. એ બધું એ કરશે. બહુ સારા માણસ છે. એમના ભરોસે તું સેવક દેવક કરીશ તો કદી થાપ ખાઈશ નહીં.'

ત્યાર પછી હું ગોપાળદાસને મળ્યો. શેઠ સાથે થયેલી બધી વાત જણાવી. અને શેઠે મારા ભાગ પેટે આપેલા રૂપિયાનો ચેક એમના હાથમાં મૂકતાં કહ્યું, 'આની મને વ્યવસ્થા કરી આપો. મને નહીં

આવડે.' ચેક જોઈ એમણે કહ્યું, 'ભલે, પેલા કબાટમાં મૂકી દે.' કહી ચાવીઓ મને આપી.

ત્યાર પછી બાબુભાઈ (ગોપાળદાસ)ના ઘરમાં મારી લાગવગ એટલી બધી વધી હતી કે, હું એમની પરવાનગી કે બીન પરવાનગીએ સેન્ટ, અત્તર લેતો. અને એમના રૂમાલમાંથી સારો જોઈ મારી ભૂમિકાને અનુરૂપ લઈ લેતો અને એનો ઉપયોગ ભજવણીમાં યોગ્ય સમજે કરતો. કમરે રૂમાલ ખોસવાની કે હાથમાં રમાડવાની સ્ત્રીઓચિત તરાહ સ્ત્રીઓમાં અનુકરણીય થઈ હતી.

આમ બાબુભાઈ મારા પૈસાનો હિસાબ રાખતા અને દર વર્ષે શું કરવું તેની યોજના કરતા. અને વધારેમાં વધારે વ્યાજ સારામાં સારી પેઢી પાસેથી કેવી રીતે મળે એની વ્યવસ્થા કરતા. મારી આર્થિક સદ્ધરતા વધારવામાં આવા સજ્જનોએ મહત્ત્વનો ફાળો આપ્યો છે, જે હું ભૂલી શકું તેમ નથી.

'કચ્છના રાવ'નો પ્રસંગ બન્યો એ અગાઉ થોડા માસ પહેલાંની આ વાત છે.

આ જ સમય દરમિયાન શેઠ ફઝલેહુસેન વારંવાર નાટક જોવા આવતા. પણ કદી અંદર મળવા આવતા ન હતા. તેમ હું, જ્યારે સાંજે ચાર પાંચ વાગે સ્વિમિંગ બાથમાં જતો ત્યારે એ ઓફિસમાંથી ઘેર જતાં રસ્તામાં ભેટી જતા. ત્યારે હું એમને સલામ કરવાનું કદી ચૂકતો ન હતો, એટલું જ નહિ પણ એમની સાથે વાતચીત કરવા હું ફૂટપાથ પર થોડીક ક્ષણો ઊભો રહી જતો. પરંતુ તેઓ કદી મારી નજીક આવવા નહીં અને સલામ ઝીલ્યા પછી એક અક્ષર પણ બોલતા નહીં. કોઈ કોઈ વખતે તો મને સ્વિમીંગ બાથ તરફ જતો જોઈ તેઓ ફૂટપાથ બદલી નાખી સામા ફૂટપાથ પર જતા. અને દૂરથી સાહેબ સલામ ઝીલી વિદાય થઈ જતા. આમ એમનો

સ્વભાવ સંકોચશીલ હશે એવી કલ્પના કરી હું પણ વાતચીતનો પ્રયત્ન કર્યા વિના કદી પણ સલામ કરવાનું ચૂકતો ન હતો.

આમ થોડાંક વર્ષો વીત્યાં હશે. તે દરમિયાન એક દિવસે સૂર્યાસ્ત વખતે સ્વિમિંગ બાથના ખરબચડા પથરાઓ ઉપર બેસી હું પ્રાર્થના કરતો હતો. મારી આંખો સજલ બની હતી. મારાં આંસુનું કારણ એ હતું કે આ મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં આટલાં વર્ષો સુધી નોકરી કર્યા છતાં મારા પાસે બે હજાર રૂપિયા જેટલી રકમ પણ એકઠી થઈ ન હતી. આ રૂપિયા કોઈ લોભદૃષ્ટિથી હું ઈશ્વર પાસે માગતો ન હતો. પરંતુ આજે બનેલા એક બનાવના પ્રતિકાર રૂપે માગતો હતો.

આજે એવું બન્યું કે કોઈ કારણસર શ્રી બાપુલાલ નાયક અને શ્રી મગનભાઈ વચ્ચે થોડી બોલાચાલી થઈ હતી. આ બોલાચાલી એટલી હદ સુધી વધી ગઈ કે, મગનભાઈને એમ બોલવું પડ્યું કે, 'નથી જોઈતી આ નાટક મંડળી. થિયેટરમાં આગ ચાંપી દો. અને બાળીને ભસ્મિભૂત કરી દો. અગર ખંભાતી તાળાં મારો. મારે તમારામાંથી કોઈની જરૂર નથી.' આ વાત મને પણ લાગુ પડતી હતી. કેમકે હું બાપુલાલનો માણસ ગણાતો હતો અને તેમની વિરુદ્ધ મારી આગળ કોઈ પણ બોલી શકતું ન હતું. આ વાત સાંભળી મને મારી સ્થિતિનો ખ્યાલ આવ્યો. આ બંને ભાગીદારો ખાઈ ધરાઈને આજે ભર્યા પેટે લડાઈ કરવા નીકળ્યા છે. ત્યારે આમાંથી કોઈને મારો વિચાર તો આવતો નથી આટલાં આટલાં વર્ષો સુધી નજીવા વીસ–ચાલીસના પગારમાં આટલી મહેનત કર્યા પછી અને એ જ વખતે બીજી મંડળીઓમાં મારી સ્ટોરીઓ થી નાટકોની કિંમત અંકાતી હોવા છતાં અહીં મારી પાસે બે હજાર રૂપિયા પણ ન હતા કે જેથી આ ખાઈ ધરાયેલા ભાગીદારો નાટક મંડળી બંધ કરે તે પહેલાં હું જ તેમને છોડી દઉં. આટલા માટે હું કરુણાળુ પ્રભુ પાસે બે હજાર

રૂપિયાની માગણી કરતો હતો. જેથી દુકાન કરીને ગુજારો કરી શકું. અને આમના જેવાના ભરોસે રહેવું ન પડે. આમ પ્રાર્થના કરી શાંત થયો અને ઘેર જવા પગ ઉપાડું તે પહેલાં પેલા વહોરા ગૃહસ્થ શેઠ ફઝલેહુસેન સ્વિમિંગ બાથ આગળ મળ્યા. અને એમણે પોતે જ વાતનો આરંભ કર્યો. 'કેમ, તમે તરવા અને કસરત કરવા રોજ આવો છો તે ખૂબ સારી વાત છે. જુઓ હું પણ કસરતબાજ છું.' એમ કહી હાથના ગોટલા ચઢાવી મને બતાવ્યા. મેં મારી આંગળીઓથી તેમની ભૂજાઓના ગોટલા તપાસી જોયા તો ખરે જ તેઓ ડંબેલ્સ કરતા હશે એમ લાગ્યું. અને હસીને મેં જવાબ આપ્યો કે, 'હાજી, મને અનુકૂળ આવે એવી કસરત કરવા હું રોજ આવું છું.' એમણે સામો પ્રશ્ન પૂછ્યો, 'તો પછી કાલે પણ અહીં આવવાના ખરું ને ?' મેં કહ્યું, 'જરૂર આવવાનો.' 'જરૂર આવજો, મારે તમારું કામ છે. જુઓ ભૂલતા નહીં.' કહી તેઓ વિદાય થયા.

બીજા દિવસે સ્વિમિંગ બાથમાં તરી રહ્યા પછી એમની રાહ જોવાનું મને મન થયું. પરંતુ સાથે જ એક બીજો વિચાર આવ્યો કે, આ ફઝલેહુસેન શેઠને મારું કામ હશે ? કે જેથી આટલા આગ્રહ-પૂર્વક મને અહીં બોલાવ્યો છે ? વળી બીજો પણ એક વિચાર આવ્યો, જા તારે આવા બહારના માણસોને મળવાની શી જરૂર છે ? ગેઈટીમાં જઈ તારા કામે લાગ. અને એમને મળવું ન પડે એવી રીતે રોજનો રસ્તો છોડી લાંબું ચક્કર લઈ એપોલો બંદર થઈ ગેઈટીના મારા ઓરડામાં હું આવ્યો. ઓરડામાં દાખલ થતાં જ મેં શેઠ ફઝલેહુસેન અને મગનભાઈ બંનેને સાથે બેઠેલા જોયા. એમની આગળ જૂઠો પડતાં હું ખસિયાણો પડી ગયો. અને ઈધર ઉધરની વાતો કરીને બોલ્યો, 'મને માફ કરજો, તમારી રાહ હું જોતો હતો એ દરમિયાન એક બીજો મિત્ર મને મળી ગયો, અને એપોલો બંદર લઈ ગયો. તેથી હું મળી શક્યો નથી. મગનભાઈએ કહ્યું, 'આ શેઠ

તને એક હીરાની વીંટી બક્ષિસ આપવા આવ્યા છે.' અને છેક સાડા છ થી મારી પાસે બેઠા છે. આ બનાવથી હું વધારે ખિન્ન થાઉં તે પહેલાં એમણે એક મખમલની નાની ડબ્બી ખિસામાંથી બહાર કાઢી મારા હાથમાં મૂકી. એને ઉઘાડીને જોતાંની સાથે જ વીંટી જોઈ હું અત્યંત રાજી થયો. સામાન્ય રીતે મને શેઠ ગોપાળદાસના (બાબુભાઈ) પરિચયથી નાના મોટા હીરાના દાગીના જોવાની અને એની સામાન્ય કિંમત આંકવાની ટેવ પણ હતી તેથી આ વીંટી જોતાં જ હું સમજી ગયો કે, ઓછામાં ઓછી બારસોથી બે હજાર રૂપિયાની કિંમતની હશે.

આ અગાઉ મારા માલિકોને હીરાની વીંટીઓ પહેરતા જોઈ, તેમ શેઠ ગોપાળદાસના હીરાના દાગીના જોઈ મને પણ હીરાની વીંટી પહેરવાનો શોખ થયો હતો. આમ મારો શોખ અચાનક જ પૂરો થયો. આથી મને અત્યંત આનંદ થયો. અને આદરપૂર્વક શેઠ ફઝલેહુસેનનો ફરીથી આભાર માનીને કહ્યું કે, 'આ વીંટી મને બહુ જ ગમી છે.' તેમણે હસીને કહ્યું, 'વારુ, રોજ પહેરજો અને સુખી થજો. ચાલો, મગનલાલ શેઠ, હું રજા લઉં.' આમ કહી ઊભા થઈ જતાં જતાં મને પૂછવા લાગ્યા, 'તમે કોઈ નાટકનો કૉંટ્રૅક્ટ કેમ લેતા નથી? એમાં તમને ઘણી મોટી કમાણી થશે. તમને ચાહનારા ઘણા છે. એમાં ઘણી ભેટ સોગાદો પણ મળશે.' જવાબમાં મેં કહ્યું, 'લોકો આગળ ટિકિટ ખપાવવા ખુશામતના વચનો બોલવા પડે એ મને ગમતું નથી. એટલે કૉન્ટ્રૅક્ટ લઈ કમાણી કરવાનો વિચાર મને કદી જ આવ્યો નથી. એમણે રાજી થઈ મારી પીઠ થાબડતાં કહ્યું, 'શાબાશ, તમારે માટે આ જ રસ્તો સારો છે. કદી એવી ખુશામત કરવા જતા નહીં? આમ કહી તેઓ વિદાય થયા. અને કાગળપત્ર લખું તો એનો જવાબ આપજો એવી સૂચના કરી.

એમના ગયા પછી મારા ઓરડામાં એકાંતમાં દીવા સામે વીંટી

ધરી એનો ચમકતા હીરા જોઈ બોલી ઉઠયો, ‘આ લો, ગઈ કાલે સાંજે પ્રભુ પાસે મેં બે હજારની માગણી કરી હતી એને બદલે અડધાથી વધારે તો મારી પાસે આવી ગયા. આને વેચી નાખી લડાઈ કરનારા ભાગીદારોને કહીશ કે તમે મંડળી કાલે બંધ કરતા હો તો આજે કરો, હું આજે જ તમારી મંડળી છોડી દેવા તૈયાર છું.’ ત્યાર પછી તે દિવસની ભૂમિકા ભજવતાં એ વીંટી પહેરીને જ હું રંગમંચ પર ગયો હતો અને વારંવાર હીરાનો ચમકારા જોઈ રાજી થતો હતો. અને બીજાઓ એ જુએ એથી આનંદ અનુભવતો હતો.

ત્યાર પછી થોડા મહિનાઓ બાદ ફ્ઝલેહુસેન શેઠ એક વખતે રિહર્સિંગ બાથના સમયના અડધા કલાક અગાઉ મારા ઓરડામાં આવી પહોંચ્યા. મેં સ્વાગત કરી બેસાડયા, એમણે કહ્યું, ‘ તમારા શેઠ મગનભાઈ કયાં છે ? એમને બોલાવો.’ મેં મગનભાઈને બોલાવ્યા અને એમની હાજરીમાં ફ્ઝલેહુસેને કહ્યું, ‘ લ્યો, આ તમારે માટે ભેટના.’ આમ કહી ખિસ્સામાંથી એક પરબિડિયું કાઢી મગનભાઈના હાથમાં મૂકયું. ઉઘાડીને જોતાં એમાં એક હજારને એક રૂપિયાની નોટો હતી. આથી હું અજાયબી સાથે ખિન્ન પણ થઈ ગયો. અને મેં પૂછ્યું, ‘ ફ્ઝલેહુસેન શેઠ, આવી ભેટો તમે શા માટે આપો છો ? તમે આપેલી વીંટીથી મને સંતોષ છે. આ હજાર રૂપિયા મારે નથી જોઈતા. મને એનું કારણ કહો તો જ હું લઈ શકું. વળી કાલે ઊઠી તમે મને ઘેર ગાવા બોલાવો. અને કોઈ મિત્રને રાજી કરવા ગાવાની મને સૂચના કરો. આ બધું આ મંડળીનો નોકર હોવાથી મારાથી બને તેમ નથી. આવે સમયે આવી મોટી ભેટો મને આપવા બદલ તમને દુઃખ થશે. અને લેવા બદલ મને પણ દુઃખ થશે. તેથી માફ કરો. વીંટીથી જ સંતોષ છે.” એમ કહી હજાર રૂપિયાનું પરબિડિયું મેં મગનભાઈને પાછું આપ્યું. હુ એટલું તો જોઈ શકયો કે મારા આમ કરવાથી મગનભાઈનું મોં કચવાયું હતું. એ કદાચ

'એમ માનતા હશે કે વગર બોલે જે કંઈ મળે તે સ્વીકારી લેવું. અને પ્રતિવાદ કરી આવતી લક્ષ્મીને રોકવી નહીં. એ ગમે તેમ, પરંતુ ફઝલેહુસેને એનો જવાબ ખૂબ જ ગંભીરતાથી અને મને સમજ પડે તેવી ધીરજથી આપ્યો.' તમે એમ સમજતા હશો કે હું કોઈ તમારા નાટકનો શોખીન છું અને તમને દોસ્ત બનાવવા માટે સોગાદો લાવું છું પણ એવું નથી. અને ખાત્રી રાખજો. તમે જોતા નથી કે હું નાટકો પણ કેટલા ઓછા જોવા આવું છું. પણ ખેર! તમે આ રકમ લેતા નથી તેથી હવે સાચો ખુલાસો કરું છું. તમે આ નાટક મંડળીમાં ૧૯૦૧ થી દાખલ થયા ત્યારથી હું જોતો આવ્યો છું કે તમે એક નસીબદાર અને સારાં પગલાંના છો. તમારા આવવા પહેલાં આ તમારા શેઠને પુછો, કે એમને માથે લાખ સવા લાખનું દેવું હતું કે નહીં? અને ઝેર ખાઈ આપઘાત કરવાની તૈયારીમાં તેઓ હતા કે નહીં? તમારા આવ્યા પછી આ ઘરની નાટકશાળા બંધાઈ અને લાખો રૂપિયા દેવાના ભરાઈ ગયા એ બધું તમારા ભાગ્યથી બન્યું છે. એટલે તમને નસીબદાર સમજીને તમારા નામે મેં એક વેપાર કર્યો હતો. જેમાં તમારા ભાગમાં આવેલા નફાના રૂપિયામાંથી આ રકમ તમને આપું છું. હજુ બીજા ઘણા આપવાના છે. આથી દિલગીર થશો નહિ. અને હું જે આપું તે તમારા જ છે એમ સમજીને લઈ લો. એકી સાથે આપું તો તમે ગભરાઈ જશો તેથી કટકે કટકે મોકલીશ. જુઓ હવેથી દર મહિને મનિઓર્ડરથી એકસો એક રૂપિયા તમારા નામે આવશે. તે મનિઓર્ડર સ્વીકારી લેશો.' ત્યારપછી એમને આ પાણીથી સત્કારી વિદાય આપી અને મારા અજાયબીનો પાર રહ્યો નહીં.

એકાંત મળતાં ઈશ્વરને સંબોધી હું કહેવા લાગ્યો, 'ઓ નાથ! તારી કેવી બંધી દયા! હજી તો થોડા દિવસ ઉપર તો હજાર રૂપિયાની માગણી કરું છું. ત્યાં તો તું બાવીસો રૂપિયા આપે

છે. તારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.' આ બનાવથી કોણ જાણે કેમ, મારા મનમાં એક દૃઢ વિશ્વાસ બેઠો છે. આ કહું છું ત્યાં સુધી પણ એ વિશ્વાસ કાયમ છે કે મારે દસ રૂપિયા જોઈશે તે વખતે ભગવાન મને અગિયાર રૂપિયા મોકલશે. હું શા માટે પૈસા મેળવવા ઊંચો નીચો થાઉં કે પ્રપંચ કરું?

ત્યારપછી મને યાદ છે ત્યાંસુધી ઘણા સમય સુધી તો દર મહિને મનિઓર્ડરથી એકસો એક રૂપિયા મોકલી આપતા. વળી જે મહિનામાં હિંદુ અને મુસ્લિમ એવા બે તહેવારો હોય તેમાં બસો રૂપિયા મોકલતા. જ્યારે હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી એમ ત્રણ તહેવારો હોય ત્યારે ત્રણસો મોકલતા. દિવાળી જેવા ચાર દિવસના તહેવારમાં ચારસો મોકલતા.

ત્યારપછી તો અમારો પરિચય ખુબ વધ્યો. હું ઘણી વખત એમને ઓફિસમાં મળવા પણ જતો. એટલું જ નહીં પણ એમને ઘેર જઈ એમના શ્રીમતીને પણ મળતો. અને કલાકો સુધી ગામ ગપાટા મારતો. તેઓ પણ મળાયું ન હોય ત્યારે વારંવાર પત્રો લખતા અને એમાં કોઈને કોઈ એક નવા વિષયની માહિતી આપતા. કોઈ કોઈ પત્રોમાં એમના કુટુંબ પરિવાર અને વ્યાપારના સમાચાર લખતા. કોઈમાં એમના ભાઈ નૂરાભાઈ વિલાયતમાં ભણતા હતા તેમને લગતા સમાચાર લખતા અને કોઈ વખતે એમની અને મારી અંગત વાતો પણ ચર્ચતા. એમના પત્રોમાં એમનામાં રહેલી આધ્યાત્મિકતા મને જણાયા કરતી. અને આ પુરુષ પૂર્વ જન્મના મારા સંબંધી હશે, શુભેચ્છક હશે કે આત્મીય હશે એમ મને લાગતું હતું. આવા સન્મિત્રો મને મળ્યા એ હું મારું સદ્‌ભાગ્ય જ માનું છું.

ઈ. સ. ૧૯૧૦ ના ડીસેમ્બર માસમાં એક દિવસે તેઓ મારી પાસે આવ્યા. અને કહ્યું, "એક વાત પૂછું તેનો સાચો ખુલાસો આપજો. તમને આ ભેટ સોગાદો મળે છે એથી તમારા સાથીદારોને

અસંતોષ તો નહિ થતો હોય ? કેમકે હું તમારે માટે વિલાયતથી એક રિપિટર ઘડિયાળ મંગાવવાનો છું. તેને બદલે બે મંગાવી તમારા સાથીદારને પણ આપું તો કંઈ ખોટું છે ?" મેં કહ્યું, 'તમે એમને પણ ઘડિયાળ આપો. તે તો ઉલટાનું વધારે સારું છે. તેમને પણ આપના પ્રત્યે સદ્‌ભાવ થશે.' ત્યારપછી એક દિવસ બે રિપિટર ઘડિયાળો એમણે મને અને બાપુલાલને બક્ષિસ આપ્યાં. એ ઘડિયાળની બનાવટ, તેની ઉપયોગીતા, તેની વ્યવસ્થા એ બધું જાણવા, જોવા અને સમજવા હું વારંવાર એને ઉઘાડતો અને જોઈને આનંદ પામતો.

એક વખતે મુંબઈથી વીસનગર જતા ડબામાં એક વૃદ્ધ ગૃહસ્થ બેઠેલા હતા. સવારના છ વાગે તેઓ નમાજ પઢવા ઊઠ્યા. અને આણંદના સ્ટેશન પર મને પૂછ્યું. કેટલા વાગ્યા હશે ? તરત જ મેં ખિસ્સામાંથી ભભકાભેર પેલું ઘડિયાળ કાઢ્યું. પ્રથમ તો એના કાંટા જોયા. અને ટાઈમ જાણી લીધો. પછી કાન ઉપર રાખી એનો અવાજ સાંભળી લીધો. અને પછી એ ગૃહસ્થને કહ્યું, 'છ વાગ્યા છે.' નમાજ પઢી લીધા પછી તેઓ મારા બિસ્તર ઉપર બેઠા. અને કોણ જાણે કેમ, મને ઓળખતા હોય તેમ વાતચીતનો આરંભ કર્યો. ભાઈ, આ ઘડિયાળના કેટલા રૂપિયા આપ્યા હતા ?' મેં કહ્યું, 'એનું ખર્ચ છસ્સો રૂપિયા. અને એકસો રૂપિયા મિનાકારી મોનોગ્રામ કરવાના. એટલે કુલ સાતસો રૂપિયા." એટલે તેઓ જોરથી હસ્યા અને કહેવા લાગ્યા. 'તમને ટાઈમ બહુ જ મોંઘો પરવડે છે. ઘડિયાળનું કામ સમય દર્શાવવાનું છે. માણસની જિંદગી સાઠેક વર્ષની આપણેગણીએ તો સાતસો રૂપિયાનું સાઠેક વર્ષનું વ્યાજ ઉમેરીએ તો લગભગ ચાર હજાર રૂપિયા જેટલું થયું. ત્યારે તમે તમારી જિંદગીમાં ચાર હજાર રૂપિયાનો ટાઈમ જૂઓ છો. હવે મારી વાત કહું ? મારી જિંદગીમાં આ ત્રીજું ઘડિયાળ મેં ખરીદેલું છે. હું વેસ્ટ એન્ડ વૉચ કંપનીમાંથી વીસ રૂપિયામાં આ ઘડિયાળ લઉં છું.

જો મારી જિંદગી વધુ લાંબી હશે તો હજુ એકાદ ઘડિયાળ લઈશ. આ રીતે ચાર ઘડિયાળના એંશી રૂપિયા ખર્ચ થયું. વળી જ્યારે નવું ઘડિયાળ ખરીદું છું, ત્યારે મારા મહેતાજીને જૂનું ઘડિયાળ બક્ષિસ આપું છું. એ મારો આભાર માને છે. અને શેઠ મારી કદર કરી માની અડધો અડધો થઈ જાય છે. આ રીતે જોઈએ તો આ બાબતમાં ઘડિયાળના ચાર હજાર ખર્ચનારા તમારા જેવા મૂર્ખ તમે જ છો. બીજો કોઈ તમારો જોટો હોય તો હું ઓળખતો નથી. માફ કરજો હાં. આમ કહેવા માટે.' ભપકો દેખાડવાની મારી ઊર્મિનો ઉભરો આ વચનોથી શમી ગયો. અને આ વહેપારી ડોસાની ગણતરી વ્યવહાર માટે ઉપયોગી જણાઈ પરંતુ મારા બચાવમાં મેં જણાવ્યું, 'ના, ના, સાચી શિખામણ આપવા માટે મને તમારા પર જરાય ખોટું લાગ્યું નથી. પણ શેઠજી, એક ખુલાસો કરું? આ ઘડિયાળ મેં ખરીદ્યું નથી. પણ મને બક્ષિસમાં મળેલું છે.' ત્યાર પછી તેઓએ હાથમાં તસ્બી (માળા) લીધી અને પ્રભુનું નામ જપવા લાગ્યા.

ઈ. સ. ૧૯૧૩માં શેઠ ચુનિલાલ સરૈયા સાથે મારે ઓળખાણ થઈ હતી. તેમણે મુંબઈ બેંકની સામે એક બેંક શરૂ કરી હતી. જેના મેનેજીંગ ડીરેક્ટર તેઓ પોતે હતા. એ સમયમાં તેઓ 'ચાંદીના રાજા' તરીકે ઓળખાતા. એમની સલાહથી મેં મારી સમગ્ર બચત તેમની બેંકમાં જમા મૂકી હતી. પરંતુ બ્રિટિશ સરકારની કરડી નજરથી કમનસીબે એમની બેંક તૂટી પડી. આ સમયે આ પ્રામાણિક સજ્જન શેઠશ્રીએ મને બોલાવી દસેક રૂપિયાની રકમ ચાલુ ખાતામાં રાખી બધા જ પૈસા પરત કર્યા. ત્યાર પછી થોડાક જ સમય બાદ મેં વર્તમાનપત્રમાં વાંચ્યું કે શેઠ ચુનિલાલ સરૈયાએ આપઘાત કર્યો. આથી મને અત્યંત દુઃખ થયું. એક શુભેચ્છક, દિલોજાન સજ્જન ગુમાવવાથી મારો આત્મા રડી ઊઠ્યો.

ચુનિલાલ શેઠના આપઘાતનો પડેલો ઘા કેમ જાણે ઓછો હોય તેમ એના કરતાં પણ વધારે કારી ઘા મારા ઉપર પડ્યો. એક સાંજે મેં સાંભળ્યું કે શેઠ ચુનિલાલ સરૈયાના મેનેજીંગ ડીરેક્ટરશીપવાળી બેંક તૂટવાથી ઘણી પેઢીઓ તૂટું તૂટું થઈ રહી છે. અને કેટલીક તૂટી પણ ગઈ છે. અને શેઠ ફઝલેહુસેને આપઘાત કરવાનો પ્રયત્ન કરીને ત્રીજા માળેથી જમીન પર પડતું મૂક્યું છે. અને અત્યારે તેઓ ભયંકર હાલતમાં છે. હું તરત જ તેમના ઘેર પહોંચ્યો. જેઓ બારણામાં દાખલ થવા જાઉં છું કે મને બે ગૃહસ્થોએ રોક્યો અને કહ્યું, 'ફઝલેહુસેન શેઠને તમે મળી નહીં શકો '. મેં ઘણી આજીજી કરી, પણ તેઓ એકના બે ન થયાં. પણ અંતે મારા છેલ્લા ચક્રદોએ તેમના મનમાં દયા આણી. મેં કહ્યું, 'મારો અને એમનો બાપ-દીકરાનો સંબંધ છે. આવા એમના દુઃખના વખતમાં હું જો એમને મોંઢું નહીં દેખાડું તો એમને પારાવાર દુઃખ થશે. અને મારા હૃદયમાં પણ જિંદગીભર પશ્ચાતાપ રહી જશે.' એમણે સલાહ આપી કે, તમે એક કાગળ એમના નાના ભાઈ ઉપર લખો. તમારો સંબંધ વિચારી મળવાની સગવડ કરી આપશે. મેં ઘેર આવી તરત જ એક કાગળ લખી નાખ્યો. બીજા જ દિવસે મને એવો જવાબ મળ્યો કે, સાંજે સાડાસાત વાગે નર્સની હાજરીમાં તમે એમને મળી શકશો. લિ. નૂરભાઈ. આ નૂરભાઈ તે ઇંગ્લેંડ જઈ આવેલા ફઝલેહુસેનના નાનાભાઈ હતા.

હું સાંજે એમને મળવા ગયો. અને મળવા જતા પહેલાં એમણે આપેલી બધી જ રકમ મેં પોટલીમાં બાંધીને મારી સાથે લઈ લીધી. તેમાં આજ દિવસ સુધી તેમણે મને છૂટક છૂટક આપેલા રૂપિયાની નોટો, સોનાનું ઘડિયાળ, સોનાના બટન, ચાંદીની કમ્પી, હીરાની વીંટી આટલી વસ્તુઓ એ પોટલીમાં હતી. આ પોટલી લઈ ફઝલેહુસેન શેઠ પાસે ગયો. ત્રીજા માળે વચલા ખંડમાં તેઓ એક પલંગ

ઉપર સૂતા હતા. એમના પત્ની નીચે બેસી પવન ઢોળતાં હતાં, નર્સ માથા આગળ ઊભી હતી. કેટલાક સગાંવહાલાં આજુબાજુ ખુરશીઓ ઉપર બેઠાં હતાં.

મારા અને એમના નેત્રો મળ્યા ત્યારે મારા મોઢામાંથી આટલા શબ્દો સરી પડ્યા, 'ફઝલેહુસેન શેઠ, આ શું ?' એમણે હાથ ઊંચો કરી આકાશ બતાવતાં ખુદાની ઈચ્છા એવું સૂચવ્યું. હું એમની પાસે ધસી ગયો. હું જોઈ શકતો હતો કે એમના બે પગ સખ્ત રીતે ભાંગી ગયા હતા, એટલે પગને અડકયા વિના બાજુમાં હાથ મૂકી મેં નર્સને કહ્યું, 'બાઈ હું દર્દીને બોલાવીશ નહિ; વાતચીત કરાવીશ નહિ અને એમને ઉશ્કેરાટ થાય એવો એક પણ શબ્દ બોલીશ નહીં- પરંતુ સરળ અને સીધી બે વાત તેમના કાન ઉપર નાખવા માગું છું. બેઠેલા બધા સ્તબ્ધ થઈ મારી વાત સાંભળવા ઉત્સુક બન્યા. અને નર્સે મને ટૂંકમાં કહેવા રજા આપી. મેં કહ્યું, 'ફઝલેહુસેન શેઠ, તમે આજ દિવસ સુધી જે કંઈ આપ્યું છે તે આ પોટલીમાં છે. તે આપ પાછું લો અને તમારી આવી માંદગીમાં જરૂર પડે તેમ વાપરો. એ નાણાં મારાં નથી પણ આપનાં જ છે. અથવા મારા હોય તો પણ બાપની કપરી હાલત વખતે દીકરાએ મદદમાં આવીને ઊભા રહેવું જોઈએ. એ રીતે આ પોટલી આપને આપવા આવ્યો છું. આપ સ્વીકારો અને જલદી સાજા થઈ જાઓ.' આટલું બોલતાં બોલતાં મારાં નેત્રો ભરાઈ આવ્યાં; એમની આંખો પણ આંસુથી છલકાવા લાગી એનો ચેપ એમના પત્નીને અને બેઠેલા સૌને લાગ્યો. એમણે થોડી વારમાં શાંત થઈ આંસુ લૂછી એમનાં પત્નીને સંબોધી બોલ્યા, 'જોયું ! હું કહેતો હતો એટલો ખાનદાન આ છોકરો છે કે નહીં ?' પછી મને કહેવા લાગ્યા, 'ભાઈ, એ નાણાં મારાં નહીં પણ તમારા જ છે. તમારા નામે કરેલા વહેપારના છે. તમારા ભાગના છે. એટલે એ નાણાં મને ન ખપે. મેં તરત જ વચ્ચે પૂરાઈ

સૂચના કરતો હોઉં તેમ કહ્યું, "આપને ન ખપે તે કદાચ હું સમજી શકું.' પછી એમનાં પત્નીને બતાવીને. "પણ આ બહેને શું પાપ કર્યું? કે એમને સહેવું પડે! આથી આ નાણાં એ બહેન વાપરે એમ કહેજો." એમણે મારા મનનું સમાધાન કરવા અત્યંત વિશ્વાસપૂર્વક કહેતા હોય એમ કહ્યું, "એની ચિંતા ન કરીશ. એના પિતાએ એને નેવું હજારની મિલકત આપેલી છે. એટલે કદાચ મારો દેહ નહીં હોય તો પણ એ દુઃખી થવાની નથી.' અને તમને મારા દીકરા તરીકે છેલ્લું કહું છું કે જ્યાં આભ ફાટ્યું હોય ત્યાં તમારું આ નાનું થીગડું શા કામમાં આવશે? ત્યાર પછી વારંવાર મળવા આવવાની રજા મેં નૂરભાઈ પાસેથી માગી લીધી. અને નાટક હોવાથી સીધો ગાડી કરી પોટલી પાછી લઈને થિયેટર પર દોડી ગયો.

થિયેટર પર ઉતરતાંની સાથે જ મને સમાચાર મળ્યા કે, શેઠ ક્યારનાય બૂમાબૂમ કરી રહ્યા છે. જમતી વખતે તમે ક્યાં હતા? હું ઝપાટાભેર શેઠ પાસે ગયો. આ પોટલી તમારા કબાટમાં રાખો. પહેલા ડ્રોપના વિરામ વખતે હું ઉપર આવીશ. અને એ વખતે નાસ્તો કરી લઈશ.' એમ કહી ધડબડ ધડબડ દોડતો હું સ્ટેજ ઉપર ગયો અને તે દિવસની મારી ભૂમિકાનો રંગ સજવા લાગ્યો. અને જેમ તેમ પહેલો ડ્રોપ પૂરો કર્યો. વિરામ વખતે શેઠની પાસે જઈ મેં બધી વાત કહી સંભળાવી. તેઓ એકદમ અજાયબી ભરેલા અવાજે બોલી ઊઠ્યા, 'શું તું આ પૈસા પાછા આપી દેવા ગયો હતો? ખરેખર તું આપી દેત?" મેં માથું ધૂણાવી 'હા' પાડી. ત્યારે તેમણે એટલા જ અજાયબી ભરેલા અવાજે શેઠાણીને હાંક મારી કહ્યું, 'સાંભળ્યું! આ ગાંડીયો શું કરી આવ્યો તે? ફઝલેહસેનને જેટલા પૈસા આજદિન સુધી તેને આપ્યા હતા, તે બધા જ તે તેમને પાછા આપવા ગયો હતો." પછી અત્યંત હર્ષપૂર્વક તે મારી પાસે આવ્યા. મારા ખભા ઉપર હાથ મૂકી, વાંસો થાબડી બોલ્યા,

બહુ સારું, તારી આવી સારી વૃત્તિ છે તો તું કોઇ દિવસ દુઃખી નહીં થાય. એવા મારા તને આશીર્વાદ છે. જા, હવે જમી લે."

મેં થોડુંક જમી લીધું. અને તરત જ ભૂમિકા ભજવવા માટે રંગમંચ ઉપર ચાલ્યો ગયો.

ત્યાર પછી ફઝલેહુસેન શેઠ મકાન બદલી બીજે રહેવા ગયા હતા. હું એમને અવારનવાર મળતો હતો. અને સુખદુઃખની અનેક વાતો ચર્ચતો હતો. પરંતુ ચુનીલાલ સરૈયાની બેંકમાં મૂકેલા એમના પૈસાનું શું થયું? કે એમની દુકાન કે વેપાર રોજગારને શું થયું? તે મેં કદીય પૂછ્યું ન હતું. અને એમણે એ અંગે મને કશું જણાવ્યું પણ ન હતું.

ત્યાર પછી એમને ત્યાં એક પુત્ર જન્મ્યો. એના સમાચાર મળતાંની સાથે જ હિંદુ રિવાજ પ્રમાણે ઝભલુ, ટોપી, ચાંદીનો ઘૂઘરો અને એવાં થોડાં રમકડાં લઈ હુ એમને મળવા ગયો. પહેલાં તો એમણે આ બધું સ્વીકારવા આનાકાની કરી. પરંતુ હું નવા જન્મનાર બાળકનો મોટોભાઈ છું એમ કહી, એ આપવાનો મારો હક્ક છે, એવી દલીલ કરી. પરિણામે એમણે બધી વસ્તુઓનો સ્વીકાર કર્યો.

હવે તો તે એટલા છેટા રહેતા હતા કે પહેલાંની જેમ વારંવાર મળી શકાતું નહીં. વળી જ્યારે દિવાળી આવતી ત્યારે હું બેસતા વર્ષના મુબારક કહેવા જતો. અને થોડી મીઠાઈ પણ લઈ જતો. તે આનંદપૂર્વક સ્વીકારતા. અને તેમના પુત્રને લઈ બંગલામાં મારી સાથે ફરતા. ઈ. સ. ૧૯૨૨ની એક દિવાળીએ બેસતા વર્ષે હું એમને મળવા ગયો ત્યાં અંદરથી એક નોકર બાઈ બહાર આવી. અને બારણા વચ્ચે ઊભી રહી મને કહેવા લાગી, 'તમારે ફઝલેહુસેન શેઠને મળવું છે?' મેં કહ્યું, 'હા. શેઠને ખબર આપો.'

એમનો દિકરો થોડા મહિના પહેલાં વફા થઈ ગયો. અને ચાર દિવસ પહેલાં પોતે પણ વફા પામ્યા છે. આ સાંભળી મારા માથે જાણે આભ તૂટી પડયું. આ બાઈને તો હું ઓળખતો ન હતો. એટલે આવા સમાચાર મને તે જ વખતે કેમ ન આપ્યા એવો ઠપકો તો હું આપી શકું તેમ ન હતો. એટલે દુઃખી થઈ મેં બાઈને પૂછ્યું, 'બાઈ સાહેબ મળી શકશે ?' એણે કહ્યું, 'ના જી. આપને એ નહીં મળી શકે.' ત્યાર પછી ભાંગેલે હૈયે નિરાશ થઈ થિયેટરમાં આવ્યો.

ખરેજ ફઝલેહુસેન જેવા આધ્યાત્મિક, શુભેચ્છક, હિતેચ્છુ મળવા કઠણ છે. કોઈ સંજોગોવશાત્ મને એવા હિતેચ્છુ મળી ગયા તે દૈવને ન રૂચ્યું. તેથી અમારો વિયોગ કરાવ્યો.

ડૉ. ચીલોકીકર અમારી મંડળીના સાચા શુભેચ્છક હતા. તેઓ એમના ક્ષેત્રમાં નિષ્ણાતો પૈકીના એક હતા. અને મુંબઈની એક મોટી હોસ્પિટલમાં ડોક્ટરોને શિક્ષણ આપવાનું પણ કામ કરતા હતા. અને મંડળીના મુખ્ય આગેવાન શેઠ છોટાલાલ મુળચંદના શુભેચ્છક મિત્ર હતા. 'સૌભાગ્ય સુંદરી' નાટક જોયા પછી એ મારા પણ પ્રશંસક બન્યા હતા. એમને શાસ્ત્રીય સંગીતનો ભારે શોખ હતો. અને એવા ગીતો મારે મોઢેથી સાંભળી તેઓ પ્રશંસાથી માથું ડોલાવતા અને નાટકના ગીતોના વન્સમોર માગનાર પ્રેક્ષકોને કહેતા કે તમારે માટે ગાયન હજુ હવે આવે છે. માટે શાસ્ત્રીય સંગીત વખતે જરા શાંત રહો.

કેટલાક વખત પછી એકાદ વર્ષ માટે એમને લંડન જવાનું થયું. તેઓ ત્યાંથી મુંબઈ પાછા આવ્યા તે વખતે ત્યાંની પ્રસિદ્ધ નટી એલન ટેરી અને એમના જોડીદાર સર હેન્રી ઈરવીંગના ફોટાઓ અને જીવન ચરિત્રની એક અંગ્રેજી ચોપડી મારે માટે લેતા આવ્યા હતા. આ વાત પણ તેમની નાટ્ય રસિકતા અને નટ માટેના આદરની જ સૂચક છે.

આજ વર્ષો દરમિયાન મહારાષ્ટ્રના પ્રખ્યાત નટ 'બાલ ગાંધર્વે' પોતાની સ્વતંત્ર નાટક મંડળી શરૂ કરી હતી. અને મુંબઈમાં નાટકો ભજવતી હતી. તેમાં 'મૃચ્છકટિક' નાટક જોવા ડૉ. ત્રિલોકીકર ગયા હતા. આ ગીત પ્રધાન નાટક જોઈ તેમણે ગાંધર્વને સૂચના કરી હતી કે, 'તમારું સંગીત ઉત્તમ કોટીનું છે. એમાં બે મત છે જ નહીં. પરંતુ અભિનયમાં કંઈક કહેવાપણું છે. તમારે મહારાષ્ટ્રીયન નાટકો ઉપરાંત બીજા ઉર્દૂ, ગુજરાતી નાટક મંડળીઓનાં નાટકો પણ જોવા જોઈએ.' વિશેષમાં કહેલું. 'ગાંધર્વ, હું તમને મુંબઈ ગુજરાતી નાટક મંડળીના નાટકો જોવાની ખાસ ભલામણ કરું છું.'

એક દિવસે ડૉકટરે આવી મને જણાવ્યું કે આવતી કાલે તમો દવાખાને આવજો. બીજા દિવસે હું દવાખાને ગયો. પ્રવેશતાં, પહેલા જ ઓરડામાં ત્રણ સુંદર યુવાનો બેઠેલા મારી દૃષ્ટિએ પડયાં. તેમાંના એક રાજકુમાર જેવા પોષાકમાં સજ્જ થઈ ડૉકટરની રાહ જોતા હતા. તેમણે ચૂડીદાર પાયજામો, સફેદ મલમલની રાજશાહી અંગરખી પહેરી હતી. અને અંદરથી ગુલાબી જાકીટની ઝાંય દેખાઈ આવતી હતી. માથે સિફોનનો સુંદર સાફો બાંધ્યો હતો. આકૃતિ અત્યંત સુંદર, આકર્ષક અને પ્રતિભાશાળી હતી. બીજા બે યુવાનોએ માથે લાંબા વાળ છૂપાવી શકાય તેવી ઊંચી દીવાલવાળી કાળી ટોપીઓ પહેરી હતી. તેઓ આ રાજકુમારના મિત્રો હોવા જોઈએ એમ મને લાગ્યું.

હું આગળ વધી બીજાં ઓરડામાં દાખલ થયો. અને ડૉકટરને બેસવાની ખુરશીની બાજુની ખુરશી ઉપર બેસી જઈ એમની રાહ જોવા લાગ્યો. થોડીવારે દરદી સાથે મોટા અવાજે વાત કરતા ડૉકટર દાદરના પગથિયાં ચઢતાં ચઢતાં આવ્યા. અને પહેલા ઓરડામાં બેઠેલા પેલા રાજકુમારને જોઈ કહ્યુ, 'તમે આવી ગયા છો? ચાલો, બહુ સારું. બેસો, હું બોલાવું છું.' દર્દીનું થોડુંક કામ પતાવી હું બેઠો

હતો તે ઓરડામાં આવ્યાં. અને મને જોઈ બોલ્યા, 'ચાલ, તું આવી ગયો તે બહુ સારું કર્યું. હું તને આજે નવી ઓળખાણ કરાવું.' એમ કહી તેમણે 'અરે ગાંધર્વ, ઈથે યા' એમ હાક મારી ત્યારે હું સમજ્યો કે આ, આ કોઈ મહારાષ્ટ્રીયન રાજકુમાર નહીં પણ આ તો મહારાષ્ટ્રના ઉત્તમ સ્ત્રી ભૂમિકા ભજવનાર મહાન નટ શ્રી બાલ-ગાંધર્વ પોતે જ છે. ગાંધર્વ અને તેમના બંને સાથીદારો ડૉક્ટરના ઓરડામાં આવ્યા. અને મારી સામે ઊભા રહ્યા. ડૉક્ટરે મારી ઓળખાણ આપતાં કહ્યું: 'આ જયશંકર સુંદરી.' અને મારી સામે જોઈ કહ્યું, 'આ બાલ ગાંધર્વ.' અમે પરસ્પર હાથ મેળવી બેઠા. અને સમયોચિત એક બીજાની મંડળીના કુશળ સમાચાર પૂછ્યા. ઉપરાંત નાટક અંગે ઔપચારિક વાતો કરી. ત્યાર પછી ડૉક્ટરે મને સૂચના કરી કે, જો જયશંકર, આ ગાંધર્વ તમારું નાટક જોવા આવે ત્યારે એમની વ્યવસ્થા રાખજે. એમને ગુજરાતી બરાબર સમજાતું નથી. એટલે તું સમજાવજે. અને તેમની સાથે નાટકની ચર્ચા કરજે. મેં અત્યંત હર્ષથી એ વાત સ્વીકારી લીધી. અને ગાંધર્વ જેવા નટ અમારે ત્યાં નાટક જોવા આવે ત્યારે યોગ્ય વ્યવસ્થા રાખવાની તો અમારી ફરજ છે એમ જણાવ્યું. અને ત્યાર પછી અમે છૂટા પડ્યા.

ત્યાર પછી બાલ ગાંધર્વ ઘણીવાર અમારા નાટકો જોવા આવતા ત્યારે કેટલીક વેળા હું એમને અંદર જ આસન આપી બેસાડતો અને નાટકની ટૂંકી કથા, પાત્રોની ટૂંકી સમજ અને એના માર્મિક ભાગો એમને મરાઠીમાં સમજાવતો. ટૂંકમાં મારી ભાંગીતૂટી મરાઠી ભાષાથી એમને માહિતી પૂરેપૂરી મળી જતી. આવા પ્રસંગે તેઓ ગુજરાતીમાં બોલવાનો પ્રયત્ન કરતા ત્યારે અમારી વચ્ચે ઘણી હસા-હસ થતી. અને પોતે જ સંકોચાઈને કહી દેતા. 'માલા ગુજરાતી યેત નાઈ. મણુન ગોટાળા હોત આહે.'

હું પણ એમના નાટકો જોવા જતો. 'સુભદ્રા હરણ', 'માનાપ-

માન અને 'એક જ પ્યાલા' મેં સારી રીતે જોયાં હતાં. તેમાં ભૂમિકાઓ ભજવનારાઓમાંથી શ્રી ગાંધર્વ, શ્રી બેડસ, અને તખ્તી-રાજાની ભૂમિકા ભજવનાર એક નટ હજુ સુધી સ્મરણમાં રહી ગયા છે. આમ અમારા બંને વચ્ચે પરસ્પર ઘનિષ્ટતા વધે જતી હતી. એક વખતે બાલ ગાંધર્વ બીજા અંકથી નાટક જોવા આવ્યા હતા. પ્રેક્ષકગૃહ ચિક્કાર ભરાઈ ગયું હતું. એટલે શ્રી મગનભાઈએ જેમ તેમ જગા કરી બીજા વર્ગમાં બેસાડયા. આ જ્યારે મેં રંગમંચ ઉપરથી જોયું ત્યારે મને મગનભાઈ ઉપર અત્યંત ક્રોધ આવ્યો. આવા કારણ માટે ગુસ્સે થવાનો આ પહેલ વહેલો પ્રસંગ હતો. મેં પ્રવેશ પૂર્ણ થતાં સખત શબ્દોમાં કહેવરાવ્યું કે મારા કોઈ મહેમાન આવે અને તેમાંય ગાંધર્વ જેવા નટ આવે એમને તમે સેકંડ કલાસમાં બેસાડો એ આપણી મંડળી માટે કેટલું બધું ખોટું છે? ઝટ વ્યવસ્થા કરી એમને ફસ્ટ કલાસમાં આગલી હરોળમાં બેસવાની સગવડ કરી આપો. અથવા વધારાની ખુરશી મૂકી આપો. થોડી જ વારમાં મેં જોયું કે, ગાંધર્વ આગલી હરોળમાં ગોઠવાઈ ગયા હતા.

આ વિષયમાં અમારા કરતાં શ્રી ગાંધર્વ મારી દૃષ્ટિએ વધારે ચઢીયાતા હતા. મુંબઈ ગુજરાતી નાટક મંડળીના નામે અથવા તો જયશંકરના નામે કોઈ પણ માણસ મુંબઈ, પૂના કે જ્યાં જ્યાં ગાંધર્વની મંડળી હોય ત્યાં નાટક જોવા જાય તો તેને હંમેશાં તેઓ આગલી ખુરશીઓમાં આદરપૂર્વક બેસાડતા. એક બે નહીં, પાંચ માણસ સાથે હોય તો પણ તેઓ એટલી જ કાળજીથી એમની વ્યવસ્થા કરતા. વધારે તો શું, પણ મને યાદ છે ત્યાં સુધી એમની બહારની વ્યવસ્થા કરનાર એમના ભાઈ પણ આ રીતે નાટક જોવા આવનારને પ્રથમ સગવડ કરી આપ્યા પછી જ ગાંધર્વને સમાચાર આપતા. આ જાતની ખાનદાનીનો વ્યવહાર નાટક મંડળીઓમાં પરસ્પર હોય છે. પણ ગાંધર્વની મહાન ઉદારતાનો એક દાખલો અહીં સસંકોચ નોંધું છું.

આ બનાવ ઈ. સ. ૧૯૫૫ કે ૫૬માં બન્યો. તે વખતે મારા

એક મિત્ર બિરલા એન્જિનિયરીંગ કૉલેજના પ્રિન્સિપાલ શ્રી ગિરિશભાઈ દેસાઈ ત્યાં હાજર હતા. અને એમણે કાનોકાન સાંભળીને મને કહ્યો હતો.

એમને જ્યારે અમદાવાદમાં મહારાષ્ટ્રીયનો તરફથી મોટી રકમની થેલી અર્પણ કરવામાં આવી ત્યારે જવાબ આપતાં તેઓ બોલ્યા હતા કે, હું એક ગરીબ બ્રાહ્મણનો છોકરો. તમારા આટલા બધા માન અને પ્રેમને યોગ્ય નથી. આનો સાચો યશ તો રંગભૂમિના મારા આદ્ય ગુરુઓ શ્રી ટેમ્બે આદિના ફાળે જાય છે. તેની સાથે જયશંકર સુંદરીનું નામ તેમાં ઉમેર્યું હતું. આ વાત આ મહારાષ્ટ્રીયન નટ સમ્રાટ સજ્જનની પરમ ઉદારતાનો નમૂનો છે. મારા વિષે એટલું જ કહું, કે મેં એમને કંઈ જ શીખવ્યું નથી. માત્ર નાટકોમાં મારી ભૂમિકા જોઈને સારી વસ્તુ એમણે ગ્રહણ કરી હોય તો તે એમની કલા સૂઝનું પરિણામ છે. આમ તો કેટલીક બાબતોમાં હું પણ તેઓને મારા-ગુરુ માનું છું. ઘણી વખતે સંગીતની પ્રબળ અસરને પરિણામે રંગમંચ ઉપર ગીત ગાતા ગવૈયાઓની પેઠે મારા હાથ લાંબા ટૂંકા થતા હતા અને સમ ઉપર આવતા પહોળા થઈ જતા હતા. અને ભૂમિકાનું ધ્યાન વિસરી ગાયકનું અનુકરણ થઈ જતું ત્યારે આવે સમયે શ્રી ગાંધર્વ સ્ત્રીઓચીત નાજુકાઈથી ઊભાં રહી એમની સાડીના પાલવના એક છેડાને આંગળીઓમાં રમાડતા. કોઈ સુંદર તાન નીકળી જાય, કે ગાયક તરીકે એમને પણ મજા આવી જાય ત્યાં સાડીના છેડાને આંગળીઓમાં યોગ્ય રીતે મરડી વૃદ્ધિ હ્રાસ કરતા હતા. અને એ રીતે લાગણી વ્યક્ત કરતા હતા. આ વાત મારા લક્ષ ઉપર આવી ત્યારે મેં પણ આવી જ કોઈ એક તરીકે બીજાની ફીરત વખતે પકડી લીધી હતી. ગાંધર્વની ચાલ, વેશભૂષા અને સંવાદની પદ્ધતિ પણ ખરેખર આકર્ષક હતી. આમ પ્રત્યેક નટ વિષે કહી શકાય કે સૌ કોઈ એક બીજા પાસેથી જ શીખે છે. અને એક બીજાના ગુરૂ જ છે.

[૮]

# ગેઈટીને અલવિદા

'નવલશા હિરજી' નાટક પછી મૌન સ્વામી નામના એક સંન્યાસી અચાનક અમારી નાટક મંડળીમાં આવી ચઢ્યા. એમણે સ્લેટમાં લખી જણાવેલું કે શ્રી મૂળશંકર મૂલાણી તમારી નાટક મંડળીમાં ભવિષ્યમાં જોડાશે.' આ સ્વામીજી બે ચાર માસ અમારી સાથે રહ્યા. અને તેમની આધ્યાત્મિક સુવાસ મૂકી જેમ અચાનક આવ્યા હતા તેવા જ અચાનક અદૃશ્ય થઈ ગયા.

આ પછી અમારા શેઠને જાણવા મળ્યું કે કાઠિયાવાડી નાટક મંડળી લઈને આવેલા અમારી કંપનીના ભૂતપૂર્વ નાટ્યકાર અને કવિ શ્રી મૂળશંકરભાઈ ખૂબ જ બીમાર છે. શેઠે આ તક ઝડપી લીધી. અને એમની ખબર પૂછવા જતાં પહેલાં બે ચાર ગરમ ગંજી-ફરાક, એક બે ધોતીજોટા અને તબિયત તપાસવા માટે એક નિષ્ણાત ડૉકટરને સાથે લીધા. ડૉકટરે તપાસી નિદાન કરી દવા શરૂ કરી.

આ સાથે જ વીસ હજાર રૂપિયામાં કાઠિયાવાડી નાટક મંડળી ખરીદવાનો અને તેઓને અમારી મંડળીમાં પુનઃ જોડાઈ જવા પ્રસ્તાવ મૂક્યો. કાઠિયાવાડી મંડળીના કરજનો વિચાર કરતાં મુલાણીએ ઈ. સ. ૧૯૦૯માં મુંબઈ ગુજરાતી નાટક મંડળીને પોતાની નાટક

મંડળી વેચી દીધી. અને તેઓએ પણ અમારી મંડળીમાં જોડાવાની સંમતિ આપી.

શેઠ મૂળશંકરને આપેલા વચન પ્રમાણે કાઠિયાવાડી નાટક મંડળીના જે જે માણસોના પગાર ચઢી ગયા હતા તે બધાને ગેઈટી થિયેટરમાં આવી હિસાબ ચૂકતે કરી જવા કહેવામાં આવ્યું. આ પ્રમાણે માણસો બીજે દિવસે પગાર લેવા ગેઈટી થિયેટરના પાછલા બગીચામાં એકઠા થયા, અને શેઠે એકએકને પગાર ચૂકતે આપી વિદાય કર્યાં, અને જે કોઈ મુંબઈ ગુજરાતી નાટક મંડળીને અનુકૂળ જણાયા તેમને બાપુલાલ અને મૂળશંકરની સલાહથી રાખી લીધા. તેમાં ગોપાળજી ભોજરાજજી, મોહન મારવાડી, તેના ભાઈઓ, અને બીજા થોડાક છોકરાઓ હતા.

મને સ્મરણ છે કે મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાંથી નીકળી કાઠિયાવાડી સાથે જોડાયેલા નટો પૈકી કોઈપણ પગાર લેવા આવ્યું ન હતું, તેમના પગારને કાઠિયાવાડી મંડળી ખાતે ઉધારી ઘેર બેઠા પગાર મનિઑર્ડરથી મોકલી દેવામાં આવ્યો હતો. આ વખતે બાપુલાલે એક નાટક કોઈકની પાસે લખાવ્યું હતું. અને એમાં વિનોદના એક બે દશ્યો જાતે ઉમેર્યાં હતા. નાટક શ્રી મુલાણીને નવેસરથી લખવા અને એમની રીતે સુધારા વધારા કરવા સોંપ્યું હતું. શ્રી મુલાણીએ વિનોદના બેત્રણ દશ્યોને સ્પર્શ કર્યા વિના આખી કૃતિને નવેસર ગોઠવીને લખી આપી. જેને આ મંડળીએ 'વસંતપ્રભા' નામે ઈ. સ. ૧૯૦૦ની ડિસેમ્બરની ૧૭મી તારીખે ભજવ્યું.

આ નાટક અત્યંત લોકપ્રિય થયું. અને ઘણા મહિનાઓ સુધી એકધારું ચાલ્યું. આ નાટકે મંડળીને સારા જેવા પૈસા કમાવી આપ્યા હતા. અને કાઠિયાવાડી નાટક મંડળીનો વીસથી પચીસ હજારનો ખર્ચ પૂરો કરી દેવા ખૂબ કાળજી રાખતા હતા. અને જૂના નાટકોમાંથી જે કોઈ અનુકૂળ જણાય તેને દોઢમાં તૈયાર કરી મૂકવાની

તૈયારી કરતા હતા. પૂર્વે મુંબઈ સુબોધ ગુજરાતી નાટક મંડળીએ ઈ. સ. ૧૯૦૪માં ભજવેલા શ્રી વિજયશંકર કાળીદાસ ભટ્ટના 'નવલકુસુમ' નાટકને એમણે આ રીતે ફરી તૈયાર કરી ઈ. સ. ૧૯૧૦માં બહાર મૂક્યું. અને એ પણ સામાન્ય રીતે આડવારે સારી આવક આપવા લાગ્યું.

કાઠિયાવાડી નાટક મંડળીમાં મૂળશંકરે 'દેવકન્યા' નાટક પહેલવહેલું લખીને ઈ. સ. ૧૯૦૮માં અમદાવાદમાં ભજવ્યું હતું. આ વખતે ધાર્મિક નાટકો ભજવવાનો રિવાજ પડી ગયો હતો. લગભગ બધી જ ગુજરાતી નાટક મંડળીઓ ધાર્મિક નાટકો જ ભજવતી હતી. 'દેવકન્યા નાટકમાં 'મૂળશંકરે, મુંબઈ ગુજરાતી નાટક મંડળીની તરાહના કેટલાક નવાં ગીતો ઉમેરી આપ્યાં. કેટલાક નવા પ્રસંગો પણ ઉમેર્યા. તેમ છતાં તેનો મૂળ ભાવાર્થ ધાર્મિક જ અને યોગવિદ્યા તથા તંત્રવિદ્યાના ચમત્કારોવાળો જ રાખ્યો હતો. આમ ઈ. સ. ૧૯૧૧માં 'દેવકન્યા' નાટક મૂકવામાં આવ્યું.

'દેવકન્યા'ની ભૂમિકા મારે માટે સાવ નવાં પ્રકારની આધ્યાત્મિક ચમત્કૃતિવાળી હતી. યોગીઓ જે યોગ દ્વારા મેળવે છે તે જ સિદ્ધિઓ અહીંયાં દેવકન્યા પતિપ્રેમ દ્વારા મેળવતી. આથી એ પ્રેમ કેટલો વિશુદ્ધ, કેટલો દઢ, કેટલો આત્મભોગ આપનારો હોય એનો વિચાર મારા મનમાં ઘોળાવા લાગ્યો.

આ વખતે ગુજરાતી, મરાઠી અને હિંદીનું મારું વાચન સારું જેવું વધ્યું હતું. અને આધ્યાત્મિક વિષયના એક બે ગ્રંથો મારા વાંચવામાં આવી ગયા હતા. મને પોતાને પણ અંગત રીતે યોગ સાધવાની ઇચ્છા થઈ આવતી હતી. અને એને માટે રાજયોગ અને હઠયોગના 'ઘેરંડ સંહિતા' હું વાંચી ગયો હતો. પરંતુ યોગને અમલમાં મૂકવાની સાધના કરવા માટે કોઈ સદ્‌ગુરુની જરૂર હતી. તેવા મને મળી શક્યા નહિ તેથી મારી ઇચ્છાને એક બાજુ કરી દીધી

હતી. અને અત્યારે તો રંગભૂમિનું જ કામ કરવાની વૃત્તિ બળવત્તર હતી. આ 'દેવકન્યા'ને સાદ્યંત સમજવામાં મેં સારો એવો પરિશ્રમ કર્યો હતો, બાહ્ય ઇંદ્રિયો દ્વારા પતિમાં તલ્લીનતા કેમ બતાવવી, તે બધાનો યથાક્રમ નિર્ણય મનમાં કર્યો હતો. લાગણીઓની ગૂંથણીમાં પ્રેમ, દયા, ક્ષમા, અને સર્વ સાથે આત્મીયતા કેમ દેખાય, કઈ જગાએ કયા કયા ભાવને વિકસાવી શકાય, પ્રેમની પરાકાષ્ટા કયાં બતાવવી, તથા અંગત સુખ દુઃખથી કેવી રીતે પસાર થઈ જવું, આ સૌમાં આદિથી અંત સુધી એકવાક્યતા સચવાય, અખિલાઈ ઉત્પન્ન થાય એ બધાની પણ તાલીમ દરમિયાન સમજ મેળવી લીધી હતી. મારી પૂર્વે કાઠિયાવાડી નાટક મંડળીમાં ફટ્ટુ મારવાડી દેવકન્યાની ભૂમિકા ભજવી ચૂકયા હતા. એ ભાઈ શું કરતા હતા તેની માહિતી મેં બીજાઓ દ્વારા મેળવી લીધી હતી. બીજાની ભૂમિકામાં પોતાની દૃષ્ટિએ ફેરફાર કરી ભજવવાનો મારે માટે આ સુયોગ હતો, અને તે ખૂબ જ સફળ થયો હતો. એમ ઘણા પ્રેક્ષકોને મોઢેથી મેં સાંભળ્યું હતું. અને નટ તરીકે ભૂમિકામાં તલ્લીન થવા છતાંય જે કંઈ પોતા વિષેનું જ્ઞાન રહે છે તે રીતે પણ ભજવતાં ભજવતાં મારી જાતનું પણ અવલોકન કરતાં મને સંતોષ થયો હતો.

'કૃષ્ણ ચરિત્ર' નાટક પણ શ્રી મૂળશંકરે કાઠિયાવાડી નાટક મંડળી માટે લખી ઈ. સ. ૧૯૦૬માં અમદાવાદમાં ભજવ્યું હતું. મું. ગુ. ના મંડળીએ 'કૃષ્ણ ચરિત્ર' નાટકમાં કેટલાક ફેરફારો કરીને ઈ. સ. ૧૯૧૨માં ભજવ્યું.

આ નાટકમાં રાધાની ભૂમિકા મારે માટે પ્રેમલક્ષણા ભક્તિની પરાકાષ્ટા બતાવવાની તક ઊભી કરતી હતી. આથી એને સમજવા માટે અને રાધાને યોગ્ય ન્યાય આપવા માટે ભાગવત ઇત્યાદિ મેં વાંચી નાખ્યાં. અને નવધા ભક્તિને સમજવાનો કિંચિત્ પ્રયત્ન કર્યો. આ નાટકમાં પહેલા અંકમાં રાધા સામાન્ય રીતે નરનારીઓમાં હોય

છે. એવા સ્થૂલ પ્રેમની લાગણીનો અનુભવ કૃષ્ણ માટે કરતી હોય છે. ત્યાર પછી રાસલીલાના દૃશ્યમાં કૃષ્ણનો ઉપદેશ સાંભળી રાધા કૃષ્ણને કહે છે, " જો આપ પરમાત્મા હો તો અમે આપની શક્તિઓ છીએ. આપ આત્મા હો તો અમે આપની ઈંદ્રિયો છીએ. અને આપ સામાન્ય પુરુષ હો તો અમે આપની સ્ત્રીઓ છીએ."

અહીંથી રાધાના પ્રેમમાં વધારે સૂક્ષ્મતાની શરૂઆત થાય છે. કૃષ્ણ જ્યારે રાધાને ઝૂરતી મૂકી મથુરા પ્રયાણ કરી જાય છે ત્યારથી રાધાના વિરહાગ્નિની શરૂઆત થાય છે. રાધા જોગણ વેશે કૃષ્ણ નામ જપતી જપતી કૃષ્ણને શોધતી શોધતી તેમની પાછળ પાછળ ભટકે છે. રાધા આંખો મીંચી દે છે અને નિશ્ચય કરે છે કે હવે તો કૃષ્ણનાં દર્શન કરવાં જ આંખ ઉઘાડીશ. નહિ તો નદી, જંગલ, પહાડમાં રખડી રખડી એનું નામ જપતી જપતી જીવનયાત્રા પૂરી કરીશ. અહીંથી રાધાનો પ્રેમ-ભક્તિના રૂપમાં પરિણમે છે. શ્રી કૃષ્ણ તરીકે ગોપાળજી ભોજરાજ આ નાટકમાં ખૂબ સારું કામ કરતા. બળદેવની ભૂમિકા શ્રી બાપુલાલ નાયકે, સુદામાની ભૂમિકા વિઠ્ઠલ કાણાએ ભજવેલી એવું આજે યાદ છે. પ્રસ્તુત નાટકના કેટલાક પ્રસંગો, જેવા કે, દેવકી અને વસુદેવનું કેદમાં પૂરાવું. ગોરસનાં દાન, ગોવર્ધન ઉત્સવ, કંસ વધ, રૂક્મિણી હરણ, રાધા-કૃષ્ણનો મિલાપ, ઇત્યાદિ પ્રસંગોએ નાટકમાં સારું આકર્ષણ જમાવેલું. મું. ગુ. ના. મંડળીનો આ પ્રકારનું નાટક ભજવવાનો પ્રથમ પ્રયોગ હોવા છતાં સુંદર સેટીંગ્સ, અને કથાવસ્તુ ધાર્મિક હોવાને પરિણામે ગુજરાતી પ્રેક્ષકોને આ નાટક ગમેલું.

ઝેનોની ઉપર આધારિત મણિલાલ નભુભાઈ દ્વિવેદી કૃત 'ગુલાબસિંહ' નવલ વાંચી હું મુગ્ધ જ થઈ ગયો. એની નાયિકા રમાની ભૂમિકા ભજવવાનો મનોરથ જાગ્યો. રમા ગુલાબસિંહને ચાહતી હતી. પણ તેની ગૂઢ વિદ્યાને ઓળખી શકે તેમ ન હતી. જીવનની

ક્ષણભંગૂરતાને વરેલો માનવી તો પાર્થિવ પ્રેમમાં જ આનંદ માનતો હોય ને ! ગુલાબસિંહ વિશ્વપ્રેમના અદ્વૈતમાં રમનારો હતો. આથી તે રમાને પણ તે માર્ગે ખેંચતો હતો. રમાને ગૂઢ જ્ઞાનના રહસ્યોમાં ઊતરવું ન હતું, ગુલાબસિંહની છાપ તેના મન પર એક જાદુગર જેવી પડતી હતી. આવા અસમાન ગૃહસંસારના ઘર્ષણથી હું રમાની ભૂમિકા તરફ આકર્ષાયો હતો.

આ નવલનું કોઈ નાટ્ય રૂપાંતર કરી આપે તો ભજવવાની તીવ્ર ઇચ્છા હતી. આથી જ ઈ. સ. ૧૯૧૧-૧૨માં એના ઉપરથી નાટક રચવા મેં મૂળશંકરને વિનંતી કરી હતી. એટલે તેમણે ઈ. સ. ૧૯૧૪માં 'પ્રતાપલક્ષ્મી' નામથી નાટક લખી આપ્યું. પણ તે તો માત્ર ગુલાબસિંહની છાયા જેવું જ હતું. પ્રસ્તુત નવલની નાયિકા રમાની મારી કલ્પના તો આધ્યાત્મિક પ્રેમ અને સંસારી પ્રેમના ઘર્ષણને રજૂ કરવાની હતી. જ્યારે પ્રસ્તુત નાટકની નાયિકા લક્ષ્મી સાવ ભિન્ન પ્રકારની હતી. એટલે ગુલાબસિંહની રમા ભજવવાનો મારો મનોરથ પણ સરસ્વતીચંદ્રની કુમુદની જેમ અધૂરો જ રહી ગયો. અને એ ભજવવા અંગે જે કંઈ નવું નવું જાણવા મળત એ પણ રહી ગયું.

'પ્રતાપલક્ષ્મી' નાટક મું. ગુ. ના. મંડળીએ ઈ. સ. ૧૯૧૪ના જાન્યુઆરીની ૩૧મી તારીખે શનિવારે સૌ પ્રથમ ભજવ્યું. એમાં આવતા ચમત્કારોનાં દૃશ્યોનો અતિરેક થઈ જતો હતો. તેથી મને એ પસંદ પડતા ન હતા. આથી લક્ષ્મીની ભૂમિકાની અખિલાઈ સાચવવામાં કંઈક ને કંઈક ક્ષતિ ઊભી થઈ આવતી હતી.

* * *

ઈ. સ. ૧૯૧૫માં ભજવાયેલ 'સંગતનાં ફળ' નાટક સાવ નિષ્ફળ ગયું. અને પરિણામ સ્વરૂપે મંડળીની એકસૂત્રતા જોખમાઈ. કાઠિયાવાડી નાટક મંડળી ખરીદતી વખતે શેઠે આપેલા મોઘમ વચન

'મંડળીનો બધો ખર્ચ અમે આપીશું'નો અર્થ મૂળશંકર એમ સમજ્યા હતા કે એમનું ખાનગી-દેવું પણ શેઠ જ ચૂકવશે. જોકે એ દેવું નાટકમંડળી અંગેનું જ હતું. અને બધું મળીને ચાલીસ, બેંતાલીસ હજાર જેટલું થતું હતું. શેઠ આટલે સુધી જવા રાજી ન હતા. તેઓ વધારેમાં વધારે પચીસ હજારે મંડળી ખરીદી છે એમ સમજતા. આને લીધે એક બાજુથી મૂળશંકર નારાજ થયા હતા. તો બીજી બાજુ જૂના ભાગીદારોએ અત્યાર સુધી મહેનત કરી જે નફો મેળવ્યો તેમાંથી પચીસ હજાર જેવી રકમ કાઠિયાવાડી નાટકમંડળીને આપવી પડે તે બાપુલાલને રુચતું ન હતું. છતાં મોટા શેઠના આગ્રહને વશ થઈ એ કંઈ બોલી શકતા ન હતા. આથી એ પણ કચવાયેલા હતા. ત્રીજી બાજુ શેઠે મને વચન આપી પાંચ વર્ષ અગાઉથી ભાગીદાર બનાવી ભાગ ચાલુ રાખ્યો હતો. છતાં એના પૈસા મને મળ્યા ન હતા. આથી મારા મનમાં પણ આછો પાતળો કચવાટ રહ્યા કરતો હતો. ચોથી બાજુ શેઠ નાટકનાં ગીતો અને લેખમાં જોઈએ તેના કરતાં વધારે ડખલગીરી કરતા હતા. આ બધી વસ્તુઓનો વિચાર કરી બાપુલાલે એનો તોડ કાઢવા અને મને નિમિત્ત બનાવવા એક વાર કહ્યું, 'હું તો શેઠને છૂટા થવાની નોટિસ આપી શકું તેમ નથી. કારણ કે હું તો ભાગીદારીના લખતથી બંધાયેલો છું. પરંતુ તું છૂટો છે. તું જો એક મહિનામાં છૂટા થવાની નોટિસ આપે તો શેઠ તને છૂટો નહિ કરે. અને એમને આપોઆપ સમાધાન કરવું પડશે.'

આ વાત મેં મારા સંગીતગુરુ પંડિત વાડીલાલને કરી. હું નોટિસ આપી નિમિત્ત બનું તેમાં તેઓ સાવ વિરુદ્ધ હતા. અને આ કારણથી મારે શેઠને દુભવવા નહિ એમ મને સલાહ આપી. તેમ છતાં બાપુલાલની સમજાવટથી એક દિવસે મેં શેઠને મારા છૂટા થવાની નોટિસ આપવાની ભૂલ કરી. જેમાં એક માસ પછી હું છૂટો થવાનો છું એમ લખ્યું હતું. આ વખતે શેઠ ખંભાત ગયા હતા. નોટિસ

મળતાં તેઓ તરત જ મુંબઈ આવ્યા. અને મારું સમાધાન કરવા ભાગીદારો આગળ મને બોલાવ્યો. બેશક, નોટિસ મેં આપી હતી. પરંતુ એનાં કારણોની પૂરી માહિતી મને ન હતી. આથી શેઠ સાથે વાત કરતાં હું અચકાતો હતો. એટલે મેં બાપુલાલને કહ્યું, 'મારાવતી તમે જવાબ આપજો.' આમ મારા વતી એમણે મને અને મૂળશંકરને સંડોવીને એવી રીતે રજૂઆત કરી કે શેઠને એમ જ લાગ્યું કે, "ત્યારે તો પછી હું જ (શેઠ જ) તમને બધાને ડખલરૂપ છું." આથી તેમણે પ્રતિજ્ઞા કરી કે, 'હવે પછી નાટકની વાતમાં હું બોલું તો મને બ્રહ્મહત્યાનું પાપ છે. નાટકની કોઈ પણ બાબતમાં–ગીતો બેસાડવામાં કે નાટક લખાઈ આવે તે વાંચી લેવામાં આજથી હવે પછી ભાગ લઈશ નહિ. આમ તેમણે ઉપર મુજબ ભયંકર સોગંદ લીધા. આથી મૂળશંકર તો સ્તબ્ધ જ થઈ ગયા. અને માત્ર મંદ સ્વરે આટલું જ બોલ્યા, 'મારું તેમ કહેવું નથી. હું શેઠ સિવાય બીજા કોઈને નાટક આપતો ન હતો. અને હવે પછી પણ આપીશ નહિ. અને પ્રવેશો પણ વાંચી સંભળાવીશ નહિ. જેમની સાથે કામ કરતો આવ્યો છું તેમની જ સાથે (શેઠની સાથે) કરીશ.'

પરંતુ બાપુલાલે રજૂઆત કરવામાં એમને સંડોવી અમારા મળતિયા હોવાની શેઠના મનમાં સજ્જડ શંકા નાખી હતી. આથી ઉપરના મંદ શબ્દોથી શેઠના મનનું સમાધાન થયું ન હતું. કદાચ મૂળશંકરને એવો ભ્રમ હશે કે ઈ. સ. ૧૯૦૧ એટલે 'સૌભાગ્ય સુંદરી' નાટકથી માંડીને આજ દિવસ સુધી તેમનાં નાટકોમાં બાપુ-લાલ કંઈ ને કંઈ ઉમેરતા હતા. બાપુલાલની આ પ્રવૃત્તિને શેઠ અટકાવતા ન હતા. બધી જ સત્તા શેઠના હાથમાં હતી. પરંતુ બાપુ-લાલનો પ્રભાવ જોતાં શેઠ એમને એમ કરતાં અટકાવી શકશે એમ મૂળશંકરને લાગતું ન હતું. આથી પોતાને માથે આવેલી શંકાનું તેમણે સમાધાન કર્યું નહીં હોય. અગર બાપુલાલનો સબળ પક્ષ

જોતાં—હું અને પંડિત વાડીલાલ બાપુલાલના માણસો ગણાતા. મને નાટક મંડળીમાં લઈ આવનાર બાપુલાલ મારા અભિનયગુરુ હતા. અને આ રીતે અમે એમના જ માણસો ગણાતા હતા-બાપુલાલની વિરુદ્ધ અમારી આગળ બોલવાની કોઈની હિંમત જ ચાલતી ન હતી. તેઓ પોતાના ભવિષ્ય માટે શંકાશીલ થયા હશે. ગમે તેમ હોય, પણ અહીં ન્યાયની ખાતર સ્પષ્ટ કહેવું જોઈએ કે, મેં આપેલી નોટિસની બાબતમાં કે તેનાં આજુબાજુનાં કારણોમાં મૂળશંકર કંઈ જ જાણતા ન હતા.

બાપુલાલની રજૂઆત પ્રમાણે શેઠને દૂર રાખવા મૂળશંકર અમારી સાથે મળી ગયા હતા એ વાત સાવ ખોટી હતી. ખુદ હું જ બાપુલાલની આવી રજૂઆતથી ચકિત થઈ ગયો હતો. એમની રજૂઆત તે મારી રજૂઆત ન હતી. પરંતુ એમની પોતાની જ હતી. છતાં હું એનું નિમિત્ત બની ગયો હતો. એ હું સમજી ગયો. પરંતુ હું મું. ગુ. ના. મંડળીમાં જોડાયો તે વર્ષે બનેલા એક બનાવને અંગે બાપુલાલની વિરુદ્ધ કદી નહિ જવાની મેં લીધેલી પ્રતિજ્ઞાના સ્મરણથી હું એક અક્ષર પણ બચાવમાં બોલી શક્યો ન હતો. આથી શેઠે દૃઢતાથી બધું કામ બાપુલાલને સોંપ્યું. લેખક પાસેથી નવાં નાટકો લેવા, સુધારા વધારા સૂચવવા, દિગ્દર્શન કરવું, ઇત્યાદિ સર્વ કામ હવે બાપુલાલે જ કરવાનું હતું. હવે શેઠ કોઈ વાતમાં ભાગ લેવાના ન હતા. તેમણે મારો પગાર રૂા. દોઢસોનો કરી આપ્યો. અને મારું સમાધાન કરી સર્વ છૂટા પડ્યા.

અહીં એક બીજો બનાવ પણ બન્યો હતો. તે કહ્યા વિના મારી નોટિસના દુઃખદ પરિણામનો પૂરેપૂરો ખ્યાલ આવશે નહીં; મારી નોટિસના પરિણામે હું અને બાપુલાલ મંડળીમાંથી છૂટા થઈ જઈશું તે વખતે બીજા નટો કેટલા મદદમાં આવશે તેનો તાગ મેળવવા શેઠે પ્રયત્ન કરી જોયેલો. તેમાં રતિલાલ છગનલાલ નાયક અને બાલુભાઈ

ટી. પટેલ સુરતવાળા (જેમને સ્વ. દયાશંકરની ભૂમિકાઓ ભજવવા રાખેલા.) આ બંને ઉત્સાહમાં આવી બાપુલાલની ગેરહાજરીમાં અમે મંડળી ચલાવીશું એવું શેઠને આશ્વાસન આપ્યું હતું. પરંતુ શેઠે તો બાપુલાલ અને મારી સાથે સમાધાન કરી નાખ્યું. આથી આ બંને નટોની સ્થિતિ જરા વિષમ થઈ ગઈ. તેઓ બાપુલાલની સત્તા અને પ્રતાપ લાંબો વખત જીરવી શક્યા નહિ. અને વિભાકરના 'સ્નેહસરિતા' અને 'સુધાચંદ્ર' નાટકોમાં ખલપાત્રોની ભૂમિકાઓ ભજવ્યા પછી તેઓ છૂટા થઈ ગયા. અને સોરાબજી કાત્રકના આશ્રય નીચે મૂળશંકરની મદદથી રોયલ નાટક મંડળી શરૂ કરી હતી. આને હું મારી નોટિસનું જ દુષ્પરિણામ ગણું છું.

શેઠને નોટિસ આપવા જેવી મોટી ભૂલ માટે પંડિત વાડીલાલે મને ઠપકો આપેલો. તેમણે કહ્યું, 'થોડા દિવસ હું દેશમાં ગયો, ત્યાંથી આવતા સુધી મારી રાહ જોઈ હોત તો આ ભૂલ થાત નહિ. ખેર ! જે બન્યું તે ખરું ! પ્રસંગે પ્રસંગે હું શેઠને સમજાવવા પ્રયત્ન કરીશ.

આ બનાવ પછી શેઠ પાસે જતાં મારો પગ અટકી ગયો હતો. તે એટલી હદ સુધી કે જમીને પાન ખાવા પણ ઉપર જતો ન હતો. એટલું જ નહીં પરંતુ છ મહિના સુધી હું એમને મળ્યો જ ન હતો. અને તેઓ પણ ચાહીને મને બોલાવતા ન હતા. હવેથી દરેક કામ બાપુલાલે શેઠને કાને નાખી કરવાનું શરૂ કર્યું હતું. મૂળશંકરના નવા નાટકના પ્રવેશો લખાઈને આવતા નથી એથી ઉઘરાણી કરવા માણસ મોકલું છું એમ પણ શેઠને જણાવ્યું હતું. અને દસ્યો ન આવ્યાં તેથી તેમણે નૃસિંહ વિભાકરને મળી તેમની પાસે એક નવું નાટક લખેલું હતું તે સાંભળી લીધું હતું અને આ નાટક ભજવવાનું તેમણે મનોગમ નક્કી કરી દીધું હતું. પરિણામે ૧૯૧૫માં શ્રી મૂળશંકર મુલાણી મંડળીમાંથી છૂટા થયા.

આપણી રંગભૂમિના ઇતિહાસમાં પ્રથમ પંક્તિના લેખકોમાં શ્રી મૂળશંકર મુલાણી અગ્રિમ સ્થાન ધરાવે છે. કવિશ્રીની સમર્થ લેખિની નવે નવ રસમાં એક સરખાં પ્રભુત્વ, કૌશલ્ય અને સ્વસ્થતાથી વિહરતી. એમણે જેટલું વસ્તુ અને નાટ્ય રચના ઉપર ધ્યાન આપ્યું છે તેટલું જ સ્વભાવ ચિત્રણને પણ લક્ષમાં રાખ્યું છે. સ્વભાવ વિકાસના તારતમ્ય ઉપર દૃષ્ટિ રાખવાને પરિણામે મૂળશંકરને હું ગુજરાતના શેક્સપિયર ગણું છું. એમણે જે કર્યું છે તે ગુજરાતી નાટ્ય સાહિત્યને આત્મશ્લાઘવગ્રંથિની નબળાઈમાંથી બહાર કાઢ્યું છે. એમનો શૃંગાર અશ્લીલતામાં સંક્રાંતિ પામ્યો નથી. એમની કૃતિઓમાં અભિનય તત્ત્વ છે. એમનું મનોરાજ્ય વિશાળ હતું, પરિણામે તે સમયના સુપ્રસિદ્ધ નાટ્યકારો સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજી, સ્વ. વાઘજી આશારામ ઓઝા, તથા શ્રી મૂળશંકર મુલાણીનાં સ્વચ્છ, સંસ્કારી નાટકોએ ગુજરાતી પ્રજાનું જીવન ઘડવામાં, એને સંસ્કારવામાં ઘણો મોટો ભાગ ભજવ્યો છે.

ધંધાદારી રંગભૂમિ તરફની સાહિત્યસ્વામીઓની સૂગને ઓછી કરવામાં અને પૂર્વગ્રહોને પાતળા બનાવવામાં મૂળશંકરનાં નાટકોએ અગ્રિમ ભાગ ભજવ્યો છે. અમને જે કાંઈ કીર્તિ મળી છે તે એમને આભારી છે. છતાં મારે કહેવું જોઈએ કે ગુજરાતના આ શેક્સપિયરને સખતમાં સખત અન્યાય થયો છે. અને છેવટ સુધી એ અન્યાય ચાલુ રહ્યો હતો. સંચાલકોએ એમની કૃતિઓ છાપી જ નથી. અરે, નાટકનાં ગાયનોની બે આધુનિક ચોપડી પર એમનું નામ સુદ્ધાં આવવા દીધું નથી. પેપરોના રીવ્યુમાં પણ એમને વિસારવામાં આવ્યા છે. અરે! ૧૯૦૧ પછી જયશંકર સુંદરી અને બાપુલાલ નાયકને આખુ ગુજરાત ઓળખતું થયું પરંતુ આ કીર્તિ સંપાદનની પાર્શ્વભૂમિકામા રહેલા મૂળશંકરને ઘણા ઓછા ઓળખતા—કે 'સૌભાગ્ય સુંદરી' અને 'વિક્રમ ચરિત્ર' જેવાં સફળ નાટકોના

સર્જક મૂળશંકરભાઈ છે. આપણા કરતાં મહારાષ્ટ્રની સ્થિતિ સાવ ભિન્ન પ્રકારની હતી. ત્યાં ધંધાદારી નાટ્યભૂમિના નાટકો છપાયાં છે. પરિણામે સાહિત્યકારો અને ધંધાદારી નાટક મંડળીના લેખકો વચ્ચે જે લાંબી ખાઈ આપણે ત્યાં જણાય છે એ ત્યાં ઓછી છે.

કવિશ્રીના સંપૂર્ણ ભજવાયેલાં નાટકોની સંખ્યા ચોવીસથી પચીસ જેટલી થાય છે. નહિ ભજવાયેલાં નાટકોની સંખ્યા ચાર જેટલી છે. બીજાનાં નાટકોના પ્લોટ સુધારી આપી કલ્પનાથી નવા પ્રવેશો ઉમેરી નવાં ગાયનો લખી આપી પૂરાં કરેલાં નાટકોની સંખ્યા ચૌદ જેટલી છે. મોરબી નાટક કંપની તરફથી ભજવાયેલાં સ્વ. વાઘજીભાઈનાં નાટકો પ્રસિદ્ધ થયાં છે. એ સિવાય બીજી નાટક મંડળીઓએ પોતાને ત્યાંનાં નાટકો પ્રસિદ્ધ કર્યાં નથી. નાટકો પ્રસિદ્ધ થાય તો આવક ઓછી થાય અને આવકની દૃષ્ટિએ વેચાણ ઓછું થાય, નાટકનો લેખક જાહેર થઈ જાય અને માલિકોની પકડ ઓછી થાય, ઉપરાંત છપાયેલાં નાટકો અન્ય કંપનીઓ લેખકની સંમતિથી ભજવે, આવાં કારણોથી દુર્ભાગ્યે આપણાં નાટકો છપાયાં નથી. આમ કરવાથી સમગ્ર રંગભૂમિને કેવો અન્યાય થયો છે એ પણ વિચારવા જેવું છે. કવિશ્રી માટે સ્વ. મેઘાણીના શબ્દોમાં કહીએ તો; 'એમણે ઝેર પીને અમૃત દીધાં છે. એમને પ્રણામ કરીએ."

હવે આપણે મૂળ વાત ઉપર આવીએ. આ સમય રાજકીય જાગૃતિનો, ગાંધીજી પ્રેરિત ચળવળો, સ્ત્રીશિક્ષણ, સમાજ સુધારણા, કામદાર વર્ગ પ્રત્યેની સહાનુભૂતિનો હતો. વિભાકરે તેમના આ નાટકમાં આ બધા પ્રસંગોને સારો ઉઠાવ આપ્યો હતો. આથી બાપુલાલે આ નાટક પસંદ કરી લીધું. અને વિભાકર સાથે પૂરા ઉત્સાહથી કામ કરવા લાગ્યા. વળી નટોમાં પણ આ નાટકથી એક પ્રકારનો નવો વેગ આવ્યો. અને તર્જકાર પંડિત વાડીલાલનો પણ ઉત્સાહ માતો ન હતો. આ બધા સંજોગો એક સાથે મળી જતા

નૃસિંહ વિભાકરનું 'સ્નેહસરિતા' નાટક ઈ. સ. ૧૯૧૫ના સપ્ટેમ્બરની પંદરમી તારીખે પ્રથમવાર ભજવાયું. અને ખૂબ લોકપ્રિય થયું.

આ નાટકની નાયિકા સરિતાકુમારી તથા નાયક સ્નેહચંદ્ર પોતપોતાની મહત્ત્વાકાંક્ષાઓ પૂર્ણ કરવા સમગ્ર કથામાં વ્યાપીને ઝૂમે છે, ઝઘડે છે અને વિજય મેળવે છે. તેથી આ ભૂમિકા ભજવવામાં મને મઝા આવતી હતી. આજ સુધીની ભૂમિકાઓ ભજવી હતી તેનાથી 'સરિતાકુમારી' સાવ ભિન્ન પ્રકારની અને નવીન વિચારસરણી ધરાવતી હતી. તે વિલાયતની મુસાફરી કરી આવેલી છે. સ્ત્રી સ્વાતંત્ર્ય માટે લડત ચલાવનારી અને મહિલા સમાજ સ્થાપનારી છે. આથી એની ભજવણી માટે મારે માથે ચાલુ સમયના પ્રવાહોને સારી રીતે સમજી લેવાની જવાબદારી આવી હતી. જો કે આ સમયના રાજકીય પ્રવાહોએ પણ મારા મન ઉપર ગંભીર પ્રભાવ જમાવ્યો હતો.

ઈ. સ. ૧૯૦૩ થી ૧૯૧૨ સુધી હું લોકમાન્ય ટિળકની ચળવળમાં માનતો થયો હોવાથી 'કેસરી' છાપું રસપૂર્વક વાંચતો હતો. અને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના સ્વમાન અને હક્કોની ગાંધીજીએ ચલાવેલી લડતમાં ધીમેધીમે ગાંધીવાદી બની ગયો હતો. એટલે સરિતાકુમારીની સ્ત્રી સ્વાતંત્ર્યની મર્યાદિત ભાવનાને સારી રીતે પચાવી ગયો હતો. આમ સ્વરાજ્યની ચળવળોમાં રસ હોવાથી સરિતાકુમારીની સ્ત્રી સ્વાતંત્ર્યની અને દેશદાઝની ભજવણી વખતે મારું મન એ લાગણીઓમાં સહજ રીતે જોડાઈ જતું. અને પાત્ર દ્વારા હું મારી પોતાની જ લાગણીઓને વ્યક્ત કરતો હતો.

આ સિવાય સ્ત્રી પુરુષ વચ્ચેના સ્નેહસંબંધો, એમાંથી નીપજતાં સુખદુઃખો, સારાંમાઠાં પરિણામો, એ બધાંને ભજવવાનો મને અત્યાર સુધીમાં ઠીકઠીક અભ્યાસ પડી ગયો હતો. એટલે સરિતાના સ્નેહચંદ્ર સાથેના સ્નેહસંબંધોમાંથી નિપજતાં સુખદુઃખો, સારાંમાઠાં

પરિણામો ઇત્યાદિ ભજવવા મારે માટે સુગમ હતાં. વિશેષતા એક જ હતી કે અત્યાર સુધીની ભૂમિકાઓ પૈકી અંગ્રેજી ભણેલી સુશિક્ષિત નારીની એક પણ ભૂમિકા ન હતી. એટલે સુશિક્ષિત, અંગ્રેજી ભણેલી નારીઓ શી રીતે વર્તાવ કરે અને ખાનદાનીની મર્યાદાઓ સાચવે, કેવી સ્વતંત્રતાથી વર્તે એનું મેં નિરીક્ષણ કરવા માંડ્યું. સદ્‌ભાગ્યે આવી અનેક નારીઓનાં કુટુંબો સાથે હું પરિચયમાં આવી ચૂક્યો હતો. અને મારી સ્મૃતિમાં આવી અનેક નારીઓ તરવરતી હતી. એટલે સરિતાકુમારીને દોરવણી આપવામાં મારી નટદૃષ્ટિને ઘણી સરળતા થઈ પડી. આ ઉપરાંત અભિનયના મારા ખાનગી શિક્ષણ માટે એક નવો જ પ્રકાર મેં આ નાટકથી અજમાવ્યો હતો. આ નાટકમાં નાયક અને નાયિકા ઉપરાંત ઉપનાયક અને ઉપનાયિકાનાં પાત્રો પણ લેખકે ચિતર્યાં હતાં. એમને હું ખાનગીમાં શીખવીને તૈયાર કરતો હતો. અને ત્યાર પછી મુખ્ય દિગ્દર્શક બાપુલાલને એ પાત્રોની ભજવણી દેખાડી સંમતિ મેળવી લેતો.

જો કે અત્યાર સુધી જૂનાં નાટકોમાં મેં અનેક છોકરાઓને જુદી જુદી ભૂમિકાઓની તાલીમ આપી હતી. આ નાટકથી તો મેં નવાં નાટકમાં પણ તાલીમ આપવાનું કામ કરવા માંડ્યું. આ મારી મહેનત મારા રંગભૂમિના જીવનની ચાવી રૂપ હતી. અહીં કહેવું જોઈએ કે, જાતે વિચારપૂર્વક ભજવીને જે શિક્ષણ મેળવી શકાય છે તેથી પણ અનેકઘણું શિક્ષણ બીજાને શીખવીને મેળવી શકાય છે. કેમકે સામાના મનમાં દૃઢ કરવા માટે અભિનયના શિક્ષક અનેક વિચારો કરવા પડે છે. અને શીખનારની બુદ્ધિ સરળતાથી કેમ ગ્રહણ કરી શકશે એનો ઝીણવટથી વિચાર કરવો પડે છે. આથી કહેવું જોઈએ કે, બીજાને શીખવવાથી પણ મારો અભ્યાસ સરળતાથી આગળ વધ્યો હતો એમ મારો અનુભવ કહે છે.

આમ તાલીમ આપવાના કામની શરૂઆત ઇ. સ. ૧૯૦૬ થી થયેલી. આમાં સૌ પ્રથમ 'નંદબત્રીસી'માં 'ચંદ્રમુખી'ની ભૂમિકા

ભજવવા રાખેલા શ્રી પ્રભાશંકર જગજીવન નાયક (રમણી)ને અને એના પ્રિયતમ કીર્તિસેનમાં મોહનલાલાજીને શ્રી બાપુલાલે તાલીમ આપી હતી. ત્યાર પછી જૂનાં નાટકોમાં જે કોઈ નવા છોકરાઓને ભૂમિકામાં ઉતારવાના હોય તેમને હું તાલીમ આપતો હતો. અમારી આ તાલીમ એકાંતમાં ચાલતી હતી. આવા છોકરાઓમાં અંબાલાલ છગનલાલ ખંઢોણિયા, (વડનગરવાળા) ગોવિંદ મોતી ઉમતાવાળા, માધવલાલ ગિરધર અને ચીમનલાલ અમથાલાલ ઉમતાવાળા હતા. શીખનારની કઢંગી ટેવો, અશુદ્ધ ભાષા, ખોટા ઉચ્ચારો, અયોગ્ય વજન અને ભૂમિકાના જીવ જેવા બનાવોને નવા નવા માર્ગો કાઢી તેમને સમજાવતો. આવાં નાટકો પૈકી 'નવલશા હીરજી', 'વસંતપ્રભા', 'સ્નેહસરિતા', 'સુધાચંદ્ર', 'મધુબંસરી' અને તે પછી શેઠે મંડળી બંધ કરી ત્યાં સુધીનાં બધાં નાટકોમાં હું નવીન નટોને તૈયાર કરતો. ત્યાર પછી છોકરાઓ પાસે એ વખતની શૈલી પ્રમાણે નવાં નૃત્યો પણ દરેક નાટકમાં મુકાવતો હતો. બેશક, આ નૃત્યોમાં અંગ્રેજી તેમજ કથક નૃત્યોનું મિશ્રણ હતું. ઈલેક્ટ્રીક લાઈટના રંગોનો ભરપૂર ઉપયોગ કરી નૃત્યોને બહેલાવવામાં આવતાં. 'વસંતપ્રભા'ના ત્રીજા અંકમાં મુકેલું આવું નૃત્ય ખૂબ જ લોકપ્રિય નીવડયું હતું. તેમજ 'સ્નેહસરિતા', 'સુધાચંદ્ર', 'પ્રતાપલક્ષ્મી', 'સંગતનાં ફળ'નાં નૃત્યો પણ ખૂબ જે વખણાયા હતાં. આમાં સૌથી વધારેમાં વધારે ઉપયોગ મેં મોટા મોહન મારવાડીનો કર્યો હતો. હવે પછી મારા દિગ્દર્શન નીચે થયેલાં નાટકોની નોંધ જે તે નાટક સાથે જણાવીશ:

'સ્નેહસરિતા' નાટકમાં બાપુલાલે સ્નેહચંદ્રની ભૂમિકા ઘણી સરસ રીતે ભજવી હતી. ગમે તેવી અટપટી ભૂમિકાને સમજવામાં અને ભજવવામાં તેઓ પ્રવીણ હતા. એટલે વિભાકરનાં સ્વરાજ્યને લગતા નાટકની ભૂમિકાને પણ બુદ્ધિથી માપીને બહુ સરસ ઉઠાવ આપતા. વળી ઈ. સ. ૧૯૦૧ થી અનેક જૂનાં અને નવાં નાટકોમાં

નાયક અને નાયિકા તરીકે અમે સાથે કામ કર્યું હતું. પરિણામે એકબીજાની રૂચિ, આવડત અને ભૂમિકાની માર્મિકતા તેમજ જરૂરિયાતોને સાહજિક રીતે સમજી લઈ એકબીજાને અનુકૂળ થઈ જતા. અને તાલીમમાં નક્કી કરેલા કેટલાક ભાગો ઉપરાંત નવાનવા અભિનય, ગતિ અને સ્થિતિ ઉત્પન્ન થતી હતી. તેને અમે બંને ભજવતાં ભજવતાં સહજ રીતે અનુકૂળ થઈ જતા. અને ત્યારપછી નવા ઉમેરાયેલા ભાગો વર્ષો સુધી એકધારા ભજવણીમાં કાયમ રાખતા. આથી અમારી જોડી ખૂબ જ લોકપ્રિય થઈ હતી.

સમગ્ર રંગભૂમિના ઈતિહાસમાં વિભાકરનું આગમન એ નવા મૂલ્યો; નવી પ્રણાલી અને નવી હવા સર્જનાર હતું. ભૂતકાળનાં નાટકોથી એમણે છેડો ફાડી નાખ્યો હતો. પરિણામે સ્વરાજ્ય તેમજ સ્વાતંત્ર્ય ચળવળના વાતાવરણને વેગ આપે એવી સ્વરરચના પંડિત વાડીલાલે આ નાટકમાં કરી હતી. આ નાટકમાં નાયક નાયિકા ઉપરાંત અન્ય પાત્રોની અનુરૂપ ભજવણીથી ટીમ વર્ક સારું પેદા થયું હતું. આથી આ નાટક ખૂબ લોકપ્રિય બનતાં શનિ અને રવિનાં હાઉસ પ્રેક્ષકોથી ચિક્કાર ભરાઈ જતાં હતાં.

આ પૂર્વે જ્યારે સ્નેહસરિતા નાટકની તૈયારીઓ ચાલતી હતી ત્યારે બાપુલાલ નિત્યનિયમ પ્રમાણે શેઠ છોટાલાલને ગ્રાન્ડ રિહર્સલ જોઈ જવા સમજાવી શક્યા. એટલું જ નહીં પણ પ્રથમ પ્રયોગ વખતે નિત્યનિયમ મુજબ શેઠને નાટક જોવા પણ બોલાવી શક્યા. છતાં નાટકના સારા નરસા ગુણો વિષે શેઠ એક અક્ષર પણ બોલતા ન હતા. મોંઘમ એટલું જ કહેતા કે નાટક લોકોને ગમી જશે અને તે તમને પૈસા સારા આપશે. આમ બાપુલાલે બધો કારભાર સંભાળી લીધા પછી આ એમનો એક પ્રકારે વિજય જ થયો હતો. પરંતુ વિજયથી કે એના ઉત્સાહથી આગળના કાર્યને એમણે ક્યાંય

આવવા દીધી નહીં. અને નવા ઉત્સાહથી બીજા નાટક માટે પણ વિભાકર સાથે જ ચર્ચા શરૂ કરી દીધી.

આ દરમિયાન હું વિભાકરના નાટકમાં ઉત્સાહપૂર્વક કામ કરતો હતો. નવા છોકરાઓને તૈયાર કરતો. પરંતુ મારા શુભેચ્છક શેઠ મારાથી કચવાતા હતા એ વાત હું ભૂલી શકતો ન હતો. અને મનોમન એનું અત્યંત દુઃખ ભોગવતો હતો. આથી એક દિવસ મનને કાઠું કરી શેઠને મળવા હું ઉપર ગયો. એમણે મને જોતાં જ બહુવચનમાં આવકાર આપ્યો. જે મારા માટે અસ્વાભાવિક અને નવો હતો. આથી મને અત્યંત દુઃખ થયું અને હું બોલી ઊઠયો, 'ભાઈ, તમારા મનમાં મારા માટે જરા પણ જગા રહી નથી? મારી ભૂલનો મને પશ્ચાત્તાપ થાય છે. મારે આપને નોટિસ આપવી જોઈતી ન હતી. આનું કેટલું વિપરીત પરિણામ આવ્યું એ હવે હું સમજ્યો છું. પરંતુ હવે શું થાય? આ બધા માટે મને માફ કરો.' શેઠ પહેલાંની પેઠે જ મારા ખભા ઉપર હાથ મૂકી બોલ્યા, 'બેસ બેટા, આંસુ સારવાની જરૂર નથી. હું બધું જ સમજી ગયો છું. તારે વધારે ખુલાસો કરવાની પણ જરૂર નથી. તું નિર્દોષ છે એ અત્યારે જેવી મારી ખાત્રી છે તેવી જ તે વખતે પણ હતી. માટે જા, ગાંડિયા, મારા મનમાં કશો જ રોષ નથી. પણ હું તને પૂછું? તું ઉપર પાન ખાવા કેમ આવતો નથી? હું વિચાર કર્યા કરતો કે એવો તો મેં શો અપરાધ કર્યો કે જેથી તું મને મળતો જ નથી?' મેં જવાબમાં જણાવ્યું, 'ભાઈ, આપની પાસે આવતાં અને મોઢું દેખાડતાં મને શરમ આવતી હતી. અને તેથી મારો પગ જ અટકી ગયો હતો. બીજું કોઈ કારણ ન હતું.' તેઓ બોલ્યા, 'વારુ વારુ, બેસ. પાન ખા.' અને પૂર્વવત એક સારું કળીદાર પાન શોધી મારા હાથમાં મુક્યું, અને તેવી જ રીતે સારી સોપારી કાતરીને પોતાના અને મારા પાનમાં મુકી. પાન ખાધા પછી હું નિઃશંક થઈ મારા

કામે લાગ્યો. આ વાત મેં પંડિત વાડીલાલ સિવાય કોઈને કરી નહીં.

સ્નેહસરિતા પછી વિભાકર 'સુધાચંદ્ર' નાટક લખવાની તૈયારી કરતા હતા. અને તેમાં સ્વરાજ્યના કાયદાઓ, અને સ્વરાજ્યની સંકલ્પનાનો ચિતાર આપ્યો હતો. આ આખીય વાતની ચર્ચા વિભાકરે સંવાદો દ્વારા કુશળતાથી રજૂ કરી હતી. આ નાટકમાં પણ ઉપનાયક, ઉપનાયિકાની ભૂમિકાઓ ચિતરવામાં આવી હતી. તેમની વિનોદી અને રસિક ચર્ચાઓ ખૂબ જામતી. શ્રી વિભાકરનું આ નાટક તેમનાં બીજાં નાટકોની માફક વર્તમાન સમય કરતાં બેત્રણ દાયકા પછીનું ભાવિ આલેખતું હતું. આ નાટકની પણ રંગીન તાલીમ થઈ ત્યારે શેઠને દેખાડવા લાવ્યા હતા. આ નાટક જોઈને પણ એમણે 'સ્નેહસરિતા' માટે આપ્યો હતો તેવો તટસ્થ જવાબ આપ્યો. 'લોકોને ગમશે. સારું છે.' ત્યાર પછી ઈ. સ. ૧૯૧૬ના ઑગસ્ટની પાંચમી તારીખને શનિવારના રોજ આ નાટક પ્રથમવાર ભજવાયું.

આ નાટકે આગલા સ્નેહસરિતા નાટક કરતાં પણ વધારે યશ પ્રાપ્ત કર્યો. અમારી નાટક મંડળી બીજી નાટક મંડળીઓમાં ખૂબ આગેવાન ગણાવા લાગી. લેખની બાબતમાં સ્વરાજ્યની ચળવળ પૂરતી જેમ બીજી મંડળીઓનાં નાટકો કરતાં એની સરસાઈ હતી, તેમ પોષાક અને દૃશ્ય રચનાની બાબતમાં તથા સંગીત અને અભિનયની બાબતમાં પણ એની સરસાઈ ચાલુ જ હતી. આ નાટકના છેલ્લા દૃશ્યમાં મેં એક નૃત્ય તૈયાર કરાવ્યું હતું જે જુદાં જુદાં વાદ્યોને લીધે સારી અસર ઉપજાવતું. આ નૃત્ય પણ આગલાં નાટકો કરતાં સરસાઈમાં ચઢિયાતું હતું. આ નાટકમાં બાપુલાલ ચંદ્રકુમારની ભૂમિકા બહુ સરસ ભજવતા. અંક બીજાના ચોથા પ્રવેશમાં કુમાર સ્વરાજ્યનાં પ્રજાકીય સૂત્રો એક કારકુન પાસે લખાવે છે. બાપુલાલ

આ સૂત્રોને ક્રમે ક્રમે એવી ઉઠાવદાર રીતે લખાવતા કે છેલ્લે ભાવાવિષ્ટ બની જઈ સ્વરાજ્યની કલ્પનામાં તન્મય થઈ જતા. અને લેખકે ધાર્યું હોય તેના કરતાં પણ વધારે ઊંડી અસર અભિનયથી ઉપજાવતા હતા. હું માનું છું કે, પ્રત્યેક દિગ્દર્શક અને અભિનયકારે લેખકની લેખિનીને સંપૂર્ણ વફાદાર રહેવું જોઈએ. જે કંઈ ઉમેરવાનું છે તે અભિનયથી ઉમેરાય તો જ નાટક ખીલી ઊઠે, મહોરી ઊઠે.

બાપુલાલ અને મારી જોડીના શૃંગારિક પ્રસંગો અમે ખૂબ મોહક રીતે ભજવતા.

શ્રી વિભાકરનું આ પછીનું 'મધુ બંસરી' નાટક મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ ઈ. સ. ૧૯૧૭ના જુલાઈની ૨૮મી તારીખે શનિવારે સૌ પ્રથમ ભજવ્યું. આ નાટકમાં બંસરીબાલા એક દ્રશ્યમાં પુરુષ બનીને આવે છે. આ બંને પાત્રોને સચોટ રીતે ભજવવા મારે ખૂબ શ્રમ કરવો પડેલો. એમ છતાંય મારે કહેવું જોઈએ અને લોકો પણ કહેતા કે પુરુષ પાત્ર ભજવતાં સ્વાભાવિક મુલાયમતા અભિનયમાં આવી જતી. આ નાટકની નાયિકા બંસરીબાલાની ભૂમિકા ભજવતો એ સમયે એ વખતની રાજકીય ચળવળથી સુમાહિતગાર રહેતો. પરિણામે પાત્ર સાથે સુસંબંધ રીતે તન્મય થતાં વાર લાગી નહીં. વળી આ નાટકમાં પ્રેમચેષ્ટા વખતે પ્રેક્ષકગણ સાથે વધારે છૂટ લેવામાં આવી હતી. આવી છૂટ નટો લે છે એમ મેં ભવાઈ ઉપરાંત યુરોપથી નાટક ભજવવા માટે આવતી નાટક મંડળીઓમાં પણ જોયું હતું. આથી અહીંયા એનો ઉપયોગ કર્યો હતો. આથી આ દ્રશ્ય, નાટકના રસને એટલું વધારી મુકતું કે, ભાગ્યે જ કોઈએ આ છૂટ માટે એક અક્ષર પણ ટીકાનો નોંધ્યો હોય.

અહીં એક બીજી વાત પણ નોંધવી ઠીક લાગે છે. શ્રી વિભા-

કરના ત્રણે નાટકો જ્યારે લખાઈને પહેલ વહેલાં આવેલાં ત્યારે તે ઘણા લાંબાલચક અને અનેક પ્રસંગોથી પ્રચુર હતાં. તેમજ અનેક પાત્રો દ્વારા તેમણે કામ લીધું હતું. અને કોઈ કોઈ જગાએ તો નાટકના કાર્યકારણને સ્પષ્ટ કર્યું ન હતું. તેથી અનેક નાટકોના દિગ્દર્શક બાપુલાલ પોતાના દીર્ઘ અનુભવનો ઉપયોગ કરી શ્રી વિભાકરને પ્રસંગો ટૂંકાવી નાખવા કહેતા. તેમ પાત્રો પણ ઓછાં કરાવી નાખી એ જ કામ બીજા પાત્ર પાસેથી લેવાની સૂચના આપતા. શરૂઆતમાં શ્રી વિભાકર આનાકાની કરતાં. પણ પહેલા જ નાટક સ્નેહસરિતાના અનુભવ ઉપરથી મુગ્ધ દિગ્દર્શકના અનુભવને એ રાજી ખુશીથી સ્વીકારતા થઈ ગયા હતા. અને નાટકને ટૂંકાવી આપતા. આથી નાટક વધારે સઘન અને ગતિશીલ બનતું. દા. ત. મધુબંસરી નાટકમાં એક સ્ત્રી પાત્રને ઓછું કરી એના પ્રસંગો પોલીસ ઈન્સ્પેક્ટર અજીતના વેશમાં બંસરીબાલાની ભૂમિકામાં મેળવ્યા હતા. આથી બંસરીબાલાનું પાત્ર વધારે કાર્યશીલ અને વૈવિધ્યપૂર્ણ બન્યું હતું. એક નટ તરીકે મને લાગે છે કે રંગમંચ ઉપર આવતાં પહેલા પાત્રને યોગ્ય વેશભૂષા કે ઉઠાવદાર મેકઅપ એકલો જરૂરી નથી. પરંતુ શરીર અને અંતઃકરણને તેની પડેલી ટેવોમાંથી, આગ્રહમાંથી, પરંપરાપ્રાપ્ત સંસ્કારોમાંથી, સ્વભાવની કુંઠિતતાઓમાંથી મુક્ત કરી, લેખકે દર્શાવેલા મનોરાજ્યને કલ્પનાશક્તિના આવેગ વડે સર્જક બની રહેવાનું છે. તે માટે બુદ્ધિ, હૃદય અને ચેતનાની બધી જ શક્તિઓ સક્રિય બનાવી પ્રેરણાત્મક રીતે પાત્ર સર્જન કરવાની દિશામાં વાળવાની રહે છે. સ્ટાનિસ્લાવસ્કીનો આ સિદ્ધાંત એ વખતે તો મને જાણમાં ન હતો. પણ આજે અનુભવને અંતે એ સત્ય છે એમ લાગે છે.

શ્રી નૃસિંહ વિભાકરનું 'મેઘમાલિની' નાટક મું. ગુ. ના. મંડળીએ ઈ. સ. ૧૯૧૮ના નવેમ્બરની ૨૩મી તારીખ ને શનિવારે

સૌ પ્રથમ ભજવ્યું. પ્રસ્તુત નાટકમાં લેખકે મિલમાલિકો અને મજૂરોના પ્રશ્નો ચર્ચ્યા છે. પ્રસંગોનો અતિરેક અને કાચું સંવિધાન આ બંને ખામીઓને લીધે આ નાટક જોઈએ તેવું ઊપડ્યું નહીં.

અહીં વિભાકરનાં નાટકો વિષે થોડું લખીશ તો અયોગ્ય નહીં ગણાય. વિભાકરની કૃતિઓ સંબંધી ભિન્ન ભિન્ન અભિપ્રાયો વાંચવા અને સાંભળવા મળ્યા છે. કોઈને સ્નેહસરિતા પસંદ પડેલ છે તો કોઈને સુધાચંદ્ર. કોઈને શૃંગાર ગમે છે તો કોઈને હાસ્યરસ. કોઈને સામાજિક પ્રશ્નોનું લેખકનું નિરૂપણ ગમ્યું છે તો કોઈને એમની શૈલી મોહક અને જોરદાર લાગી છે. કોઈને એમનાં સ્ત્રી પાત્રો આર્ય સભ્યતાની હદ કુદાવી જતા લાગ્યાં છે તો કોઈને વિભાકર શૃંગારને શુદ્ધિ અને સભ્યતાની સીમામાં રાખીને તેમાં આશ્ચર્યકારક મીઠાશ અને મોહકતા ભેળવતા લાગ્યા છે. તેમણે પોતાનાં નાટકોમા સૌ પ્રથમ સ્ત્રીને માત્ર દાસી કે ભોગ્ય નહીં પણ બુદ્ધિમાં, હૃદયમાં, સંસ્કારમાં, અનુભવમાં કોઈ રીતે પુરુષથી ઉતરતી નહીં એવી સમોવડી સખી ચિતરી છે. આપણે ત્યાં તો વિવિધ રસવૃત્તિ ધરાવતા પ્રેક્ષકોનો એક જ મિશ્રિત વર્ગ એક સામટો એક જ ઘટનાથી ઘણી વાર સંતોષાતો હોય છે. નાટક કંપનીઓની દૃષ્ટિથી રંગભૂમિ એક ધંધાર્થી પેઢી છે. જેટલે દરજ્જે તેઓ રંગભૂમિને જાહેર શિક્ષણ શાળાઓમાં બદલવા મથે છે તેટલી તેમની ઉદારતા.

તેઓશ્રીની લેખિની પાંડિત્વ કે રસશાસ્ત્રમાં વધુ વિહરવાને બદલે માનસશાસ્ત્ર તરફ વધારે ઝૂકી છે. તેઓ એમના જમાના કરતાં ઘણા આગળ હતા. અને રંગભૂમિ માટે વધારેમાં વધારે આશાવાદી અને ક્રાંતિકારી લેખક હતા.

'મેઘમાલિની' નાટક હાથમાં લીધા પછી બાપુલાલ માંદા પડી ગયા હતા. અને તેમને મસાનું ઓપરેશન કરાવવાની ફરજ પડી હતી. તે પહેલાં નાટક બહાર મૂકવાની તારીખ નક્કી થઈ ચૂકી

આથી તેઓ તાલીમમાં આવી શકતા ન હતા. આથી કુદરતી રીતે જ તાલીમનો ઘણો ખરો ભાગ મારે જ લેવો પડતો હતો. હું નાના નટો સિવાય મોટા નટોને ઇરાદાપૂર્વક જ તાલીમ આપતો ન હતો. કારણ કે મારે અને મુખ્ય દિગ્દર્શકને અણબનાવ થાય એવું કંઈ પણ કરવા હું જરાય તૈયાર ન હતો.

અહીં એક જૂની વાતની યાદ આપવી જરૂરી લાગે છે. બાપુલાલ મને ઈ. સ. ૧૯૦૧મા મું. ગુ. ના. મંડળીમાં લાવ્યા અને મને તાલીમ આપતા હતા એ જ સમય દરમિયાન એક સાંજે પોતાના મકાનની ચાલીમાં બેસીને તેઓ બે જન્મોત્રીઓ તપાસતા હતા. અને સરખાવી જોતા હતા. કુદરતી રીતે જ મારી બાલવયની ચેષ્ટામા મેં નિર્દોષ ભાવે હસતાં હસતાં પૂછ્યું, " મામા શું કરો છો? આ જન્મકુંડળીઓ શાની? તમારી અને મારાં મામીની કુંડળીઓ સરખાવો છો?" તેમણે મારા પ્રશ્નનું સમાધાન થાય તેવી રીતે પણ ગંભીરાઈથી જવાબ આપ્યો, 'ના, તારી અને મારી જન્મકુંડળીઓ સરખાવું છું. આ કુંડળીઓ ઉપરથી જણાય છે કે ભવિષ્યમાં તું મારો વિરોધી થઈશ. મારી જગા ઉપર તું આવવાનો પ્રયત્ન કરીશ. અને બીજા ભાગીદારો તને મારી વિરુદ્ધ લલચાવશે. અને તું મંડળીમાંથી મને કઢાવી મારી જગા ઉપર દિગ્દર્શક થઈશ." આ સાંભળી હું તો હેબતાઈ ગયો. મને કંઈ પણ સમજ ન પડી, કે હું જેમને ગુરુ ગણું છું એમની વિરુદ્ધ શી રીતે જઈ શકું? મારા કોઈ રૂંવાટામાં પણ આવો વિચાર ઊગશે એવું મને મુદ્દલ લાગતું ન હતું. અરે, વધારે તો શું, મારી પ્રકૃતિથી પણ આ વાત વિરુદ્ધ હતી. એટલે ભલે તે બાળકની પ્રકૃતિ હોય, મારા મનમાં તે વખતે ગુરુનો વિરોધ નહીં કરવાનો જે ખ્યાલ હતો તે જ ખ્યાલ હંમેશને માટે એટલો જ બળવાન રહ્યો છે. એટલે મેં એમને જવાબ આપેલો કે, 'આ જન્મકુંડળીઓ ખોટી છે. હું જિંદગી પર્યંત

તમારો વિરોધ કરવાનો નથી. કે તમને કઢાવી તમારી જગા ઉપર આવવાનો નથી. સહજ રીતે મારા પોતાનાં કામથી જેટલી કીર્તિ, પૈસા કે હોદ્દો મળે તેટલાથી જ સંતોષ પામવાનો છું.'

મારા વિષે આવો ખ્યાલ બાપુલાલના મનમાં આવવાનું કારણ કદાચ એ હોય કે તેઓ પોતે ખૂબ પ્રયત્ન કરીને દિગ્દર્શક અને ભાગીદારની ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યા હતા. અને એમાં એમના વિરોધીઓને પાછળ હટાવવામાં એમને ખૂબ મથામણ કરવી પડી હતી તેથી એને ટકાવી રાખવા એ સદાય સાવધ જ રહેતા. આથી હું કદાચ ઉચ્ચ સ્થિતિએ ચડવા ખટપટમાં ઊતરીશ એમ એમને લાગ્યું હોય. અને તેથી મારો ભય સેવતા હોય.

આ પ્રસંગ અને મારી નોટિસના બનાવમાં બાપુલાલે શેઠ આગળ મારા વતી કરેલું નિવેદન અને તેનાં દુખ્ય પરિણામો આ બધુ મેઘમાલિનીના એમની માંદગીના સમયમાં મને યાદ આવતું હતું. આથી મુખ્ય દિગ્દર્શકને મારે માટે દૂરથી પણ શંકા ઊભી થાય એવું હું ઈચ્છતો ન હતો. તેથી હું સમજપૂર્વક અળગો રહેતો હતો. આથી જ મેઘમાલિનીમાં મેં મોટા નટોને તૈયાર કરવાનું ઇરાદાપૂર્વક ટાળ્યું હતું. અને તે જ પ્રમાણે હું આજ સુધી વર્તતો આવ્યો હોવાથી એમને શંકા થાય એવું કંઈ પણ કરવા હું તૈયાર ન હતો. આમ માત્ર નાના નટોને તૈયાર કર્યા પછી એમની પસંદગીની મહોર છાપ લીધા પછી જ નાટકમાં નટોને ભજવવા દેતો હતો.

બાપુલાલ સાજા થયા પછી મને પૂછવા લાગ્યા કે, મેઘમાલિનીનાં મોટાં પાત્રોને તેં તાલીમ કેમ ન આપી? હું તો ધારતો હતો કે મારી માંદગીનો તું સારી રીતે લાભ ઊઠાવી બીજાં પાત્રોને પણ તૈયાર કરવાનું ચૂકીશ નહીં. મેં હસીને જવાબ આપ્યો: 'ના, એ કામ તમે સાજા થયા પછી તમે જ કરી લો એમ હું ઇચ્છતો હતો. અને તેથી માત્ર નાના નટો ઉપર જ મેં પૂરતું લક્ષ આપ્યું છે.'

આમ સાજા થયા પછી બાપુલાલે મેઘમાલિનીની તાલીમ સંભાળી લીધી. તેમ છતાં તેમના શરીરની અશક્તિ તેમને પૂરતું કામ કરવા દેતી ન હતી. નાટકને બહાર મૂકવાની તારીખ તો જોતજોતામા આવીને ઊભી રહી. એટલે રંગીન તાલીમ પણ કરી દીધી. તેમાં પણ મોટા શેઠને બાપુલાલ જોવા લઈ આવ્યા. અને આગલાં નાટકોની પેઠે તેમણે જવાબ આપ્યો, 'ઠીક છે નાટક.'

ત્યાર પછી નાટક બહાર મૂકવામાં આવ્યું. પરંતુ ધારવા પ્રમાણે સફળતા પ્રાપ્ત થઈ નહીં. આ નાટકમાં માલિનીની મારી ભૂમિકા વિશે થોડું કહું. પહેલા અંક સુધી તો બધું સરળ હતું. તેથી તેની માંડણી કરી એને વિકસાવવા મેં પહેલા અંકમાં યોગ્ય પ્રયત્ન કર્યો હતો. પરંતુ બીજા અને ત્રીજા અંકના કેટલાક પ્રસંગો અસ્વાભાવિક અને અનસાઈકોલૉજીકલ લાગતા હતા. દા. ત. કીર્તિદેવનું ભ્રમિત થઈ જવું, માલિની અને કીર્તિદેવનું એકબીજાને ન ઓળખવું, શિવકામિનીનું નર્સ મોહિની તરીકે હૉસ્પિટલમાં કામ કરવું અને મેઘદૂત તથા માલિનીનું એને ન ઓળખવું ઇત્યાદિ. તેથી તેને ક્રમબદ્ધ વિકસાવવાનું કામ અસ્વાભાવિક જેવું લાગતું હતું. આથી એને હું વિકસાવી શકતો નહતો. અને પ્રસંગો સાથે તલ્લીનતા સધાતી ન હતી. વળી પિતાનું પાત્ર ભજવનાર નટને પૂરી તાલીમ મળી શકી ન હતી. આથી માલિની સાથેના પ્રસંગોને ઉઠાવ મળી શક્યો ન હતો. વળી શિવકામિનીનું પાત્ર ભજવનાર નટ મોહન મારવાડીને તાલીમ મળી હોવા છતાં પાત્રને ઉચિત ન્યાય આપી શકતા ન હતા. બાપુલાલ પણ તબિયતને કારણે તેમની મેઘદૂતની ભૂમિકા બરાબર ભજવી શક્યા ન હતા.

એક બાજુથી આ નાટકની નિષ્ફળતાને પરિણામે શનિ-રવિની આવક ઓછી થઈ હતી, ત્યારે બીજી બાજુથી શ્રી પ્રભાકર દવે પછીના નાટક માટે વધારે પૈસાની માગણી કરતા હતા. આનેર

નિર્ણય મોટા શેઠ સાથે પરામર્શ કર્યા વિના બાપુલાલ એકલા કરી શકે તેમ ન હતા. વળી શ્રી વિભાકરની મક્કમતા જોતાં હવે એમની પાસેથી નાટક લેવું મુશ્કેલ જણાતું હતું. આ બધી વાતોથી બાપુલાલ શેઠને વાકેફ રાખતા હતા.

લેખક થવાની મહેચ્છા પૂરી કરવા બાપુલાલ 'આનંદલહરી' નામનું નાટક તેઓ પોતે જ લખવા લાગ્યા. ત્યારે શેઠ કટાક્ષમાં બાપુલાલને કહેતા કે, તું પાઠ પણ કરે, દિગ્દર્શન પણ આપે, મંડળીનો બીજો વહીવટ ચલાવે, ઉપરાંત નાટકો પણ લખે. આ બધાને એકલા હાથે કેવી રીતે પહોંચી વળાય? જો ભાઈ, જેનું કામ તે કરે. નયણીથી નખ લેવાય. હજામત ન થાય. માટે નાટકો લખનાર તો બીજો જ જોઈએ. આમાં શેઠની ઇચ્છા મૂળશંકરને ફરીથી લાવવાની હતી. અને આ કટાક્ષ બાપુલાલ પણ સમજ્યા હતા. પરંતુ બાપુલાલે 'આનંદલહરી' ઉપરનું પોતાનું કામ ચાલું રાખ્યું. એના ગીતો માટે એક નવા જુવાન કવિ પ્રભાશંકરભાઈને રાખ્યા હતાં. તેમણે તથા ખંભાતના બીજા એક કવિ દયાશંકરે આનંદલહરીમાં ગીતો લખ્યાં હતાં. જ્યારે કેટલીક રાહો અને ગીતો બાપુલાલે લખ્યાં હતાં. પંડિત વાડીલાલે કેટલીક શાસ્ત્રીય રચનાઓ કરી હતી. વન્સમોર થાય એવો એક પણ પ્રસંગ પં. વાડીલાલ પાસે રહ્યો ન હતો. મોટા શેઠ એમની પ્રતિજ્ઞા મુજબ નવાં નાટકોમાં ભાગ લેતા ન હતા. અને એ મનોમન ખૂબ ખિન્ન થઈ ગયા હતા. અને હવે સમગ્ર મંડળીના લાભાલાભનો વિચાર કરવાને બદલે એમની પોતાની આવક કેમ વધે એટલાનો જ વિચાર કરતા થઈ ગયા હતા. તેથી તેમણે અંગ્રેજી નાટક કંપનીઓને અને સિનેમાવાળાઓને સાંજે થિયેટર ભાડે આપવા માંડયું. આમાં ત્રિચેલ નામના એક ભાઈ લાસકારા નામનું સિનેમા ચલાવતા હતા અને યુરોપથી ડાન્સિંગ પાર્ટીઓ અને નાટક કંપનીઓને પણ બોલાવતા હતા. આથી થિયેટરની

આવક સારા પ્રમાણમાં થવા લાગી હતી. આનંદ લહરી નાટક ઈ. સ. ૧૯૧૯ના ઓગસ્ટની ત્રેવીસમી તારીખે પહેલવહેલું ભજવાયું. પરંતુ નિષ્ફળ ગયું.

આ સમય દરમિયાન બ્રિટનના ગાદીવારસ હિંદુસ્તાનની મુસાફરીએ આવ્યા હતા. તે સમયે ગાંધીજીની ચળવળ ઘણું જ જોરમાં ચાલતી હતી. તેથી બ્રિટનના આ શહેનશાહને સત્કારવા કે કેમ એ માટે પ્રજામાં બે મત પડી ગયા હતા. પરદેશી સત્તાનો વિરોધ કરનારાં જૂથો મુંબઈની તેમની મુલાકાત વખતે કોઈપણ પ્રસંગે હાજર નહીં રહેવાનો ઠરાવ કરી ચૂક્યા હતા. ત્યારે કેટલાક તેમને માન આપવાને માટે પ્રયત્ન કરતા હતા. આમાં મુંબઈના મહારાષ્ટ્રીયનો અને ગુજરાતીઓનો માન આપવા જનાર પારસીઓ સામે સખ્ત વિરોધ હતો. આથી અચાનક પારસીઓ અને હિંદુઓ વચ્ચે હુલ્લડ જામી પડ્યું. આ વખતે હું ગિરગામમાં ભારતી ભુવન નામના ઘરમાં મારી પત્ની ચંપા સાથે રહેતો હતો. ઘરનાં બારીબારણાં બંધ કરી અમે બધા ઘરમાં ભરાઈ ગયા. આ હુલ્લડનું દૃશ્ય ગિરગામ ઉપર વધારે જોવા મળતું હતું. અને લોકો ધરાર પારસીઓની દુકાનો તોડી એમને હેરાન કરતા હતા. ત્યારે પારસી લત્તાઓમાં પારસીઓ પણ છૂટા જવાયા હિંદુઓને મારતા અને હેરાન કરતા.

આ વખતે એક અત્યંત કરુણ બનાવનો હું અનાયાસે સાક્ષી બન્યો હતો. મારા ઘરની બાજુમાં રહેનાર પારસી કુટુંબની એક બહેને મારા ઘરના ત્રીજા માળની બારી આગળ ડોકિયું કરીને કહ્યું, 'મી. જયશંકર, તમે અને ચંપાબહેન એક મહેરબાની ન કરો? આ દક્ષિણીઓનો લત્તો છે. અને તેથી ગુંડાઓ ઘરમાં પેસી બચ્ચાં છોકરાઓને મારે છે. જો મારા ઘરમાં તેઓ ઘૂસી જાય તો તમે તે સમય પૂરતું મારાં બાળકો અને બેબીને તમારા ઘેર ન લઈ જાઓ? એ તમારાં બચ્ચાં છે એમ સમજી એમને કોઈ હેરાન નહીં કરે.'

અને મારા પતિ તો ગમે તે રીતે અમારો બચાવ કરીશું.' આમ એમણે એમનાં બાળકોના સંરક્ષણ માટેની આજીજી એટલી તો કરુણ અવાજે કરી હતી કે મારું હૃદય પીગળી ગયું. અને મેં કહ્યું, 'એવું થશે. તો તમારા બાળા અને બેબીને હું મારા ઘરમાં લઈ જઈશ.' આમ કહી મેં એમને આશ્વાસન આપ્યું. પણ સદ્‌ભાગ્યે આવો પ્રસંગ આવ્યો નહીં. આ પ્રસંગથી આ પારસી કુટુંબ સાથેની મારી મૈત્રી ગાઢ બની.

'આનંદ લહરી' નાટક નિષ્ફળ જવાથી બાપુલાલ નાહિંમત થાય તેવા ન હતા. તેમણે તરત જ 'વિશ્વલીલા' નામનું બીજું એક નાટક હાથમાં લીધું. અને વકીલાતનો અભ્યાસ કરનાર શ્રી અંબાશંકર શંકરભાઈ ઉપાધ્યાય નામના એક ભાઈને લેખક તરીકેનું કામ સોંપ્યું. અને ઈ.સ. ૧૯૨૦ ના સપ્ટેમ્બરની ૨૫ મી તારીખ અને શનિવારે 'વિશ્વલીલા' નાટક પહેલવહેલું, બહાર મુકાયું. પરંતુ તે નિષ્ફળ ગયું. અને મંડળીનું દેવું વધતું જ ગયું. આ નાટકની નબળી કડીઓ બાપુલાલ જાણતા હોય તેથી કે અજાણતાથી હોય પરંતુ મોટા શેઠને નાટકની નાની મોટી બધી જ વાતોથી વાકેફ રાખતા હતા અને કેટલાક ભાગો શેઠના ના કહેવા છતાં પણ એમને વાંચી સંભળાવ્યા હતા. અને શેઠ ના, ના, કરતા પણ એ રસપૂર્વક સાંભળ્યા હતા. પરિણામે, શેઠે કહ્યું, "તમે બધા ગાંડિયા છો. અને પોતાના ખ્યાલોમાં તણાઈ જાઓ છો. હું તમને સાચી સલાહ આપું છું એ તમારા બધાના હિતની છે, એમ સમજીને માનશો તો સુખી થશો. હું મૂળશંકરને બોલાવવા મોકલું છું. અને કેટલાંક દૃશ્યો એમની પાસે સુધરાવી લો તો સારું." બાપુલાલને આ વિચાર ગમ્યો હોય કે ન ગમ્યો હોય, પરંતુ શેઠની આ વાતનો તેમણે સ્વીકાર કરી લીધો. અને મૂળશંકર પાસે નાટક સુધરાવવાને સંમત થયા.

શેઠે પોતાના જૂના ભાગીદાર અને જેમના લેખ વિશે અત્યંત

આદર હતો તેવા મૂળશંકરને આદરપૂર્વક બોલાવ્યા. અને આ નાટકને સુધારી આપવા એમને સમજાવ્યા. મૂળશંકર પણ ગઈ ગુજરી ભૂલી જઈને શેઠને કહેવા લાગ્યા કે, “હું તમારા સિવાય બીજા કોઈને લેખ આંપીશ નહીં. અને પ્રવેશો પણ વાંચી સંભળાવીશ નહીં. તમે એ શરત કબૂલ કરતા હો તો હું આ નાટકના પ્રવેશો સુધારી આપું.” શેઠે અને બાપુલાલે આ શરત કબૂલ કરી. અને મૂળશંકરે ‘વિશ્વલીલા’ નાટકના કેટલાક પ્રવેશો સુધારી આપ્યા. તેમ છતાં મુખ્ય પાત્રોની નિષ્ક્રિયતાને લીધે નાટકની મંદ ગતિમાં કોઈ ફેરફાર થઈ શકયો નહીં. અને માત્ર મુળશંકરની લેખિની કોઈ કોઈ સ્થળે આગિયાના ચમકારાની પેઠે ચમકતી હતી. તેનો એક પ્રસંગ જોઈએ.

રાજા વિશ્વદેવ મૂર્ખ છે. તેની રાણી લીલાદેવી માત્ર એક જ નાના વાકયથી અને મુખ ઉપરના ઉચિત અભિનયથી તેની સમગ્ર મુર્ખતા ખુલ્લી પાડી દે છે. નાટકના બીજા પાત્રોને ઉદ્દેશીને લીલાદેવી વિશ્વદેવ વિષે કહે છે કે, ‘આ તો આમ છે.’ આ વાકય બોલાતું અને સાથે સાથે લીલાવતી એવો તો સૂક્ષ્મ અને મશ્કરો અભિનય બતાવતી કે, જેથી વિશ્વદેવની સમગ્ર મુર્ખતા ક્ષણમાં ઉઘાડી પડી જતી. અને પ્રેક્ષકો ખડખડાટ હસી પડતા.

ત્યાર પછી મૂળશંકર ‘ધર્મવીર’ નામનું નાટક લખવા લાગ્યા આ નાટકની લખાવટ ખૂબ સરસ હતી. જેટલા પ્રવેશો લખાઈને આવ્યા હતા તે પરથી જોતાં આ નાટકમાં ‘હોમરૂલ લીગ’ની ચળવળ, ગાંધીજીની ચળવળ ખૂબ સરસ રીતે બહેલાવી હતી. એક બાજુથી એની ખડી તાલીમ શરૂ થઈ ગઈ હતી. અને રંગીન તાલીમની તૈયારીઓ થતી હતી એ દરમિયાન પરદેશી સરકારના કાયદા મુજબ નાટક પાસ કરાવવા સેન્સરને ત્યાં મોકલ્યું હતું. થોડા જ દિવસમાં જવાબ આવ્યો કે સેન્સર એ નાટક ભજવવા દેશે નહીં. કારણ કે નાટકના કેટલાક પ્રસંગોમાં સરકાર ઉપર સૂક્ષ્મ ટીકાઓ હતી. તેના

વસ્તુમાં હોમરૂલ, ગાંધીજીની ચળવળ, સ્વદેશી વાતાવરણનો પડઘો હતો. આથી સેન્સરે આ નાટક પાસ કર્યું નહીં.

તરત જ મૂળશંકરે 'કલ્યાણરાય' નામનું એક નવું નાટક લખ્યું. આ નાટક એલેકઝાન્ડર ડૂમાના કાઉન્ટ ઓફ મોન્ટે ક્રિસ્ટો નામની નવલકથા ઉપરથી લખાયું હતું. આ નાટક ભજવાય એ પહેલાં તો મંડળીના ભાગીદારો વચ્ચે જબરજસ્ત મતભેદો ઊભા થઈ ગયા હતા.

એક બાજુ શેઠનું મન પોતાની કમાણી વધારવા રોકાયેલું રહેતું શેર બજારના સ્નેહીઓના કહેવા ઉપરથી તેઓ શેરનો ધંધો કરતા અને તેમાં સારું એવું કમાયા હતા. આ જ સમયમાં એમણે કાલબાદેવી ઉપરના મલ્હારરાવ વાડીના પોતાના જૂના માળાને વેચી નાખ્યો અને કાલબાદેવી ઉપર ભાંગવાડી થિયેટરની બહાર જગા વેચાતી લઈ પોતાનો નવો માળો બંધાવવા લાગ્યા. વળી એમની માલિકીના થિયેટરને જો એ વેચાતું આપી દે તો એક ભાઈ અઠ્ઠાવીસ લાખ રૂપિયા આપવા તૈયાર થયા હતા. શેઠ ધીમે ધીમે એ રકમ વધારે માગ્યે જતા હતા. અને છેવટે લગભગ ત્રીસ લાખ આપવાની એમને વેચાણની ઓફર મળી હતી.

આમ વાસ્તવિક રીતે શેઠની મિલકત વધ્યે જતી હતી. તેમ તેમ બંને ભાઈઓ (શેઠ છોટાલાલ અને શેઠ મગનલાલ) વચ્ચે પોતાની મિલકતની વહેંચણીની બાબતમાં મોટો મતભેદ ઊભો થયો હતો. અને જમતી વખતે રોજ આ ચર્ચાને લીધે મનદુઃખ થયા કરતું હતું.

તો બીજી બાજુ બાપુલાલ પોતાની આગવી તૈયારીમાં લાગી ગયા હતા. મોટા ભાગના નટોના મંડળીના ત્રણ વર્ષના લખત તેઓ પોતાની નવી મંડળી શરૂ કરે તો તેમાં જોડાઈ કામ કરવા માટે કરાવી લીધા હતા. આ બધું તેમણે છૂપી રીતે પોતાના

બંગલામાં નટોને બોલાવી તેમની આગળ મુ. ગુ. ના. મંડળીનું ભાવિ ચિત્ર રજૂ કરી તેમનાં મન પણ પોતાની તરફ જીતી લીધાં હતાં.

મારા અને પંડિત વાડીલાલ વિશે એમના મનમાં કંઈક છાનું છાનું ઘોળાતું હતું. તે પણ એક દિવસે બહાર પડી ગયું. અમારી આગળ રજૂઆત કરતાં બાપુલાલે કહ્યું, 'હું નવી નાટક મંડળી શરૂ કરીશ અને તેમાં તમે બંને પણ સહકાર આપો એમ ઇચ્છું છું. મું. ગુ. ના. મંડળી હવે ચાલી શકે તેમ નથી. વળી મોટા શેઠ માત્ર પોતાની જ આવક વધારવાની તજવીજ કરી રહ્યા છે. એટલું જ નહીં પણ મું. ગુ. ના. મંડળી ગેઈટીમાં કામ કરે તેના ભાડાના મહિને બે હજારને બદલે હવે માસિક પાંચ હજાર કરવા ઇચ્છે છે. આ સ્થિતિમાં આટલી બધી મહેનત કરવા છતાં મને તો એક પાઈ પણ રળવાની રહેતી નથી. એટલે હું તો નવી નાટક મંડળી શરૂ કરવાના નિર્ણય ઉપર આવ્યો છું. કદાચ શેઠને ચલાવવી હશે તો ભાડું વધાર્યા પછી મારી જગાએ જયશંકરને મૂકવા ધારતા હશે અને આવું એ તમને કહેશે પણ ખરા. મને કમાણી નથી થતી માટે હું જુદી મંડળી કરું છું. તમને પણ કમાણી થશે નહીં. બોલો, શેઠ તમને પૂછે તો તમે શો જવાબ આપશો? જુઓ, ભાઈ વાડીલાલ, મુંબઈ ગુ. ના. મંડળીમાં તમને જે પગાર મળે છે તે તમારો પગાર કાયમ રહેશે. ઉપરાંત દરેક નવા નાટકની તરજો બાંધવા માટે તમને પાંચસો રૂપિયા દર નવા નાટકે મળશે. અને નાટકની ફર્સ્ટક્લાસ ઉપર બસો રૂપિયા વધારી આપવામાં પણ વાંધો નહીં આવે. જો ભાઈ જયશંકર તારે વિષે મેં ગંભીરાઈથી વિચાર કરી લીધો છે. ભાગીદારીમાં જોડાવામાં તારું હિત નથી. કેમકે મંડળીનો ધંધો એ જુગારીના ધંધા જેવો છે. એક નાટક સારું જાય તો તમે ખૂબ કમાઓ. અને બીજું નાટક નિષ્ફળ જાય તો તમે ખોટમાં કામ કરો. આમ ભાગીદારીમાં જોડાઈ ખોટમાં તું કામ કરે એમ હું ઇચ્છતો

નથી. એથી તને મું. ગુ. ના. મંડળીમાં જે પગાર મળે છે તેનાથી થોડો વધારે આપીશ કે જેથી ભાગીદાર તરીકેની તારી અત્યારની કમાણી સાવ ઓછી ન થઈ જાય. પરંતુ તું ભાગીદારીમાં જોડાઈ નુકસાનીમાં પણ ભાગ આપે એ સ્થિતિમાં હું તને મુકવા ઇચ્છતો નથી. વળી તારી બા, એ મારી બહેન થાય છે. એમનો ભવિષ્યમાં મને ઠપકો મળે અને ભાણેજને ભાગીદારીમાં જોડી મામાએ નુકસાનીમાં ઉતાર્યો એમ અપવાદ વહોરવો ન પડે એટલા માટે તને ભાગીદારીમાં જોડવા ઇચ્છતો નથી. તારું માનપાન અહીં મું. ગુ. ના. મંડળીમાં છે તે જ કાયમ રહેશે. અને વધારે તો શું કહું? હું વૃદ્ધ થતો જાઉં છું. એટલે ધીમેધીમે મારું દિગ્દર્શકનું કામ પણ તારે જ કરવું પડશે ને? હું ક્યાં સુધી કર્યા કરીશ?' આ પ્રમાણે મારી અને વાડીલાલ વિશેની એમની વાત સાંભળી અમે બંને એમનો હેતુ સારી રીતે સમજી ગયા. વાડીલાલનું તરજો બાંધવાનું કામ પણ પોતે (બાપુલાલ) જાતે જ કરશે અને મારી (જયશંકરની) ભૂમિકાઓ મોહન મારવાડી પાસે કરાવશે અને એ રીતે પોતાની આગવી નાટક મંડળી ચલાવશે.

આમ સમજી અમે સંદિગ્ધ રીતે જવાબ આપ્યો, "જુઓ બાપુલાલભાઈ, તમારી જગા ઉપર શેઠ અમને મુકવા ઇચ્છતા હશે તો અમે શેઠને સ્પષ્ટ જ કહીશું કે, બાપુલાલભાઈને પહેલાં જેટલી કમાણી ન થાય એવી રીતે તમે ભાડુ વધારે લઈ એમને નારાજ કરો છો. એ એમનું દુ:ખ દૂર કરો. અને એમને કમાણી થાય એવી સ્થિતિ નિર્માણ કરો. એટલે બાપુલાલભાઈ ક્યાંય જવાના નથી- બીજું મંડળી જો તૂટી જશે તો મુળચંદમામા સાથે લક્ષ્મીકાંત નાટક સમાજમાં જોડાવાનું અમે એમને વચન આપ્યું છે. એટલે એ વચન અમે કોઈ પણ રીતે તોડી શકીએ એમ નથી, એ પણ શેઠને જણાવીશું. તમે બીજા નટોની સાથે વાતચીત કરી લખત કરી લીધાં

તે જ વખતે જો અમને પૂછ્યું હોત તો અમે તમારી સાથે જોડાવાને માટે કદાચ વિચાર કર્યો હોત. પરંતુ તમે પૂછ્યું નહીં એટલે અમે માની લીધું કે, તમને અમારી જરૂર નથી. વળી ચોપાટી ઉપર ફરવા જતાં મુળચંદમામા પંડિત વાડીલાલને મળ્યા હતા. અને એ એમના ગુણગ્રાહી હતા. એટલે મું. ગુ. ના. મંડળી જો તૂટી જાય તો તમારે માટે અને જયશંકર માટે અમારા લક્ષ્મીકાન્તમાં સ્થાન છે. આમ કહ્યું હતું એટલે અમે લક્ષ્મીકાંતમાં બંધાયા છીએ.' ત્યાર પછી ઔપચારિક રીતે બંને પક્ષ તરફથી એકબીજાને કહેવામાં આવ્યું કે આ ઠીક થતું નથી પણ ખેર! ઈશ્વરની જેવી ઇચ્છા. એમાં પણ ઈશ્વરનો કોઈ શુભ સંકેત જ હશે.

આ બનાવ બન્યો એ પહેલાં મુ. ગુ. ના. મંડળી ચલાવવામાં શેઠને હરકત ઊભી થાય એવો એક બનાવ બની ગયો હતો. મંડળનો હજારો રૂપિયાનો સરસામાન માત્ર બે હજાર રૂપિયામાં બાપુલાલે વડોદરાના મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના બહારના મેનેજર ભાઈશંકર ભટ્ટને વેચી નાખ્યો હતો. એટલું જ નહિ પણ વેચાણ આપેલા સરસામાનના ભાવના બીલ સાથે ભાઈશંકર ભટ્ટની એક ચિટ્ટી પણ જોડેલી હતી. તેમાં બે હજાર બસો રૂપિયાનું બીલ વધારે ભારે પડતું હોવાથી આપ કંઈક ઓછું કરી આપશો તો હું આભાર માનીશ. એવી મતલબનું લખાણ હતું. બાપુલાલે શેઠને કહ્યું કે, મેં ભાઈશંકરને કહ્યું છે કે હું તો વ્યાજબી રીતે જે બીલ થાય છે અને બીજાઓને પણ જે ભાવે સરસામાન હું વેચતો આવ્યો છું એ જ પ્રમાણે તમને આપું છું. આ તમારી ચિટ્ટી હું શેઠને વંચાવીશ અને એમને કંઈ ફેરફાર કરવો હશે તો એ એમની મુનસફીની વાત છે. ત્યારપછી વધારામાં બાપુલાલે ઉમેર્યું કે, બે-હજાર સુધીમાં આપણે એમને વેચીએ તો આપણા ઘરમાં નુકસાન નથી. એટલે આ ચિટ્ટી ઉપર તમે જ બસો રૂપિયા ઓછા કરી

આપો. એટલે તમે જ એ રકમ ઓછી કરી આપી એમ માની એમના ઉપર તમારો હાથ રહેશે. શેઠે તે પ્રમાણે ભાઈશંકરની ચિઠ્ઠી ઉપર બસો રૂપિયા ઓછા કરી એ ચિઠ્ઠી બાપુલાલના હાથમાં ભાઈશંકરને આપવા મુકી. અને ત્યારપછી ભાઈશંકરના માણસો સરસામાન બાંધવાને અને પોતાને હવાલે લેવાની તજવીજમાં પડયા. આ કામ નાટક ખલાસ થયા પછી આખી રાત અને બીજા દિવસ સુધી ચાલુ રહ્યું હતું. અને ઘણોખરો સામાન ભાઈશંકરને પહોંચી ચૂક્યો હતો.

મંડળીના મિસ્ત્રી વગેરેમાંથી કોઈકે બધો સામાન ભાઈશંકરને પહોંચ્યા પછી શેઠના કાને વાત નાખી કે, ભાઈ, આ સામાન વેચાયો એનો ક્યાસ કાઢ્યો હતો? કેટલા ડ્રેસો, કેટલી સિનસિનેરી, અને કુલ કેટલી કિંમતનો એ બધો સામાન હતો? મને લાગે છે કે મોટી ભૂલ કરી છે. આઠ થી દસ હજાર રૂપિયાનો સરસામાન, જૂના સરસામાન ભેગો કેટલોક નવો પણ વેચી દેવામાં આવ્યો છે. અને મને ખાનગી બાતમી મળી છે તે પ્રમાણે આ ભાઈશંકર ભટ્ટ મંડળી કાઢતા નથી પરંતુ એ તો બાપુલાલભાઈ પોતે કાઢે છે. અને એમના તરફથી ભાઈશંકર ખરીદવા આવ્યા છે. આ સાંભળતાંની સાથે જ શેઠ આખો ભેદ પામી ગયા. અને પોતે પણ સામાન વેચવામાં બસો રૂપિયા ઓછા કરી બેહજારમાં આપવા સહી કરીને બંધાઈ ગયા હતા. એને વિશ્વાસઘાત ગણી બાપુલાલ નાયક ઉપર ખુબ જ ખિજાયા. આ વાત ધીમેધીમે આખી નાટક મંડળીમાં પ્રસરી ગઈ. અને સાંજના મારા અને વાડીલાલના કાને પણ આ વાત આવી. અમારી આગળ ખુલાસો કરતાં બાપુલાલે કહ્યું, 'તમે તો જાણો જ છો કે, કોઈ પણ જૂનો સરસામાન ખરીદે એને વેચવા કરવાનું આજદિન સુધી મેં હજારો રૂપિયાનું કામ કર્યું છે. અને તેજ ધોરણે ભાઈશંકરને પણ રૂા. બે હજારમાં જૂનો સરસામાન આપ્યો છે. એમાં

કોઈ ભૂલ કરી નથી. એ સામાન જૂનો જ છે. પણ હવે આ સ્થાન મને ઝેર જેવું થઈ પડ્યું છે. હું આ નાટકશાળામાં એક કલાક પણ રહી શકતો નથી. એટલે આજે રાતના સૂવા માટે હું તમારે ત્યાં (ગિરગામ ભાગીરથી ભુવનમાં) આવીશ. અમે કહ્યું કે, સુખેથી આવજો. અને તમારી બધી જ સગવડો સચવાશે. પણ અંદરથી અમને લાગ્યું કે, બાપુલાલને આ સરસામાન વેચવા માટે શેઠનો સખ્ત ઠપકો મળશે અને કદાચ ગાળો પણ સાંભળવી પડશે એનો ભય લાગતો હશે. આથી જ અમારે ત્યાં સૂવા આવવાનું કહી રહ્યા છે.

અહીંયાં એક વાત જણાવવી ઠીક લાગે છે કે મોટા શેઠે આ બનાવના બે ત્રણ માસ પહેલાંથી જ મને અને વાડીલાલને બોલાવીને બાપુલાલના લેખક થવાના મનોરથો, મુળશંકરને ખોટી રીતે સંડોવી મંડળીમાંથી કઢાવવા વિશે અને બધા કામોમાં માથું મારવા વિશે અમારી આગળ કચવાટ વ્યક્ત કરતા હતા. અને સ્પષ્ટ ભાષામાં અમારી કસોટી કરવા અમને પૂછતા હતા કે, ધારો કે બાપુલાલ કદાચ નીકળી જાય, તો એની જગા ઉપર તમે કામ કરવા તૈયાર છો? અત્યારે બાપુલાલ દિગ્દર્શક છે તે બધું જ તમારે કરવાનું અને મંડળી તમે ચલાવો. હું તમને સોંપવા તૈયાર છું.

અહીં હું મારી એક નબળાઈ પણ જણાવી દેવા ઇચ્છું છું કે, આખી નાટક મંડળી ચલાવવાનો મને અભ્યાસ ન હોવાથી આ જવાબદારી ઉપાડવા હું તૈયાર ન હતો. વળી બાપુલાલની વિરુદ્ધમાં ન જવાનું, અને એમની જગાએ નહીં આવવાનું બાળપણમાં મેં એમને વચન આપ્યું હતું. એનો પણ ભંગ કરવા હું ઇચ્છતો ન હતો. આથી આ કામ હું ન કરી શકું એમ શેઠને અમે જણાવ્યું.

આનો અર્થ કદાચ એમ, આડકતરી રીતે બાપુલાલના પક્ષના

જ છીએ, અને મારી કદર કરી મને ભાગીદાર બનાવનાર, રોજી આપનાર, પોતાના બાળકની પેઠે ઉછેરનાર, મંડળીના માલિક શેઠ છોટાલાલના પક્ષના નથી એમ પણ એમને લાગ્યું હોય, અને તેથી એ મનોમન અમારા પ્રત્યે નારાજ પણ થયા હોય, એનું મને મનોમન દુઃખ થયા કરતું હતું. પણ હું લાચાર હતો. આ બધાં કારણોને લીધે શેઠને મું. ગુ. ના મંડળી બંધ કરવાનો અને બધા જ નટોને એકી સાથે નોટિસ આપી પગાર ચૂકવી આપવાનો નિર્ણય કરવો પડ્યો હોય એ સંભવિત છે અને ત્યાર પછી અમને બધાને એક મહિનાની નોટિસ આપવામાં આવી.

આ દિવસોમાં એક બે અજાણ્યા ગૃહસ્થો મારે ત્યાં મને મળવા આવ્યા. તેમણે પહેલો પ્રશ્ન એ કર્યો કે, તમે સાચું કહેશો એમ જ સમજીને પૂછીએ છીએ. શું ખરેખર મુ. ગુ. ના. મંડળીનો બધો સામાન ચોરાઈ ગયો છે? મુંબઈમાં તો એવી વાત ઊડી છે. અને હવે જે કંઈ બાકી રહ્યો છે તે માત્ર કચરા જેવો જ છે. જવાબમાં મેં કહ્યું, આ પ્રશ્ન તમે શા માટે પૂછો છો? તમારો હેતુ શો છે? તે તો પ્રથમ મને સમજાવો! તેમણે કહ્યું, અમારા પ્રશ્નનો જવાબ આપો. પછી એનો હેતુ સમજાવીશું. મેં કહ્યું, એ સામાન ચોરાયો નથી, પણ વેચાયો છે. જે સામાન વેચાયો છે તે તો મંડળીના સામાનના ત્રીજા ભાગથી પણ ઓછો છે. ચોંત્રીસ વર્ષની આ જૂની મંડળીનો સરસામાન અને સુડતાલીસ જેટલાં નાટકોની વેશભૂષા ઇત્યાદિ ત્રણ ભાગનો સામાન તો હજુ શેઠની પાસે જ છે. વારુ હવે કહો, તમે આ પ્રશ્ન શા માટે પૂછવા આવ્યા છો? તેમણે કહ્યું કે, પંચાવન હજાર આપીને આ મંડળી અમારે લેવાનો વિચાર છે. માટે જો આ બધો સામાન ચોરાઈ ગયો હોય તો લઈને શું કરીએ? હવે બીજી વાત, આ મંડળી અમે તો જ લઈ શકીએ કે એને ચલાવનાર કોઈ તમારા જેવો અનુભવી આગેવાન થાય. તમારા શેઠને

પૂછતાં તેમણે અમને તમારી પાસે મોકલ્યા છે. તમે આગેવાન થવાની હા પાડો તો હું મંડળી લઉં. મેં કહ્યું, “ હું દિલગીર છું કે તમે મને મળ્યા એ પહેલાં જ અમારી ગોઠવણ લક્ષ્મીકાંત નાટક મંડળી સાથે થઈ ચૂકી છે. એટલે એમને છેહ દેવાનું મારાથી બની શકે તેમ નથી. તેમણે કહ્યું.', “ આ તમારો છેવટનો વિચાર છે ? તમે જો નહીં હોવ તો અમે મંડળી લઈશું નહીં.” મેં ફરીથી ક્ષમા માગી અને એમને વિદાય આપી. ત્યાં તો થોડા જ દિવસોમાં અમે એ સાંભળ્યું કે અંતે થાકીને શેઠ છોટાલાલે મુંબઈ ગુજરાતી નાટક મંડળી બાપુલાલ નાયકને રૂ. ચાળીસ હજારમાં વેચી દીધી.

વળી એ સમયના મશહૂર કલાકાર મા. શનિ મું. ગુ. નાટક મંડળી તૂટે છે એવા સમાચાર સાંભળી મને મળવા આવ્યા અને હવે પછી તમે શું કરવા ધારો છો ? ક્યાં જોડાવા માગો છો ? એમ પ્રશ્ન કરવા લાગ્યા. મેં લક્ષ્મીકાંતમાં જોડાયાની એમને વાત કરી ત્યારે મોઢું એકદમ કટાણું કરીને બોલી ઊઠ્યા. “ અરરર, લક્ષ્મીકાંતમાં ? તેના કેટલાક દગલબાજ માણસોને તમે ઓળખો છો ? અરે એ તો ચાર માર લોકો છે. આ મંડળીમાં તમે ક્યાં ફસાયા ?” હું તેમને જવાબ આપું તે પહેલાં તો મુળચંદમામા મંડળીના માલિક શેઠ ચંદુલાલ હરગોવનદાસ શાહ સાથે એક ચાંદીના ફ્લાવર પોટમાં ફૂલો ભરીને મારે ત્યાં આવ્યા. એમને જોઈ મા. શનિએ કહ્યું, “ હવે આપણે વાત બંધ કરીએ અને હું જાઉં ? ” મેં કહ્યું, કંઈ જ વાંધો નહીં ” એમ કહી અમે બધા મારા ઓરડામાં ગયા અને વાતે વળ્યા. ચંદુલાલ શેઠે ચાંદીનો ફ્લાવર પોટ મારા હાથમાં મુક્યો અને પંડિત વાડીલાલને ફૂલનો હાર પહેરાવ્યો અને બોલ્યા આજથી તમે હવે અમારી મંડળીના માણસ થયા એ નક્કી થયું ” અમારા પગાર વિષે તો મુળચંદમામા સાથે પહેલેથી વાત થઈ હતી. આ મંડળીમાં મુળચંદ મામાનો ડિરેક્ટર તરીકે પગાર માસિક રૂ. ૧૦૦૦

એક હજાર હતો. મારો પગાર એમનાથી તદ્દન ઓછો હોય એ એમની વિવેકબુદ્ધિને રુચતું ન હતું. આથી મારો પગાર એમણે માસિક રૂ. ૫૫૧ ઠરાવ્યો હતો. આમાં મુ. ગુ. ના. મંડળીનો હું ભાગીદાર હતો એની આવક પણ એમણે પગારમાં ગણેલી હોવી જોઈએ. આ ઉપરાંત રૂા. ૪૦૦૦ રોકડા મંડળી મને વધારાના આપે એમ પણ શરત કરી હતી અને આનો લેખ પણ મને મળ્યો હતો. એજ પ્રમાણે વાડીલાલનો પણ માસિક રૂ. ત્રણસોનો પગાર નક્કી કરવામાં આવ્યો અને દર નવા નાટકે તર્જો બાંધવાનો અમુક પુરસ્કાર આપવાનું પણ કરાવ્યું હતું.

મેં મનોમન વિચાર કરી લીધો હતો કે મને દિગ્દર્શન કરવાની તક આ નાટકમાં મળશે એ જ મારા મનથી મોટો પુરસ્કાર હતો. પૈસા વિશે મને વિચાર આવતો ન હતો. અમારા જોડાવાથી આ મંડળીને વર્ષ દિવસે નુકસાની જશે તો હું રૂ. બે હજાર પુરસ્કારના છોડી દઈશ એમ પણ મનમાં ઠરાવ કર્યો હતો અને મુળચંદ મામાને અને ચંદુલાલ શેઠને વાતવાતમાં કહી પણ દીધું હતું.

ત્યાર પછી ચંદુભાઈ અને મૂળચંદ મામા મારે ત્યાંથી ગયા બાદ પેલા નટ મિત્રને એક દિવસે મેં પૂછ્યું "તમે શરૂઆતમાં જ અહીં પગ મૂકતાં મને કહ્યું 'એ તો યાર માર લોકો છે' એ કોને ઉદ્દેશીને કહ્યું હતું? નિઃશંક રીતે મને ખુલાસાથી કહો. હું કોઈને આ વાત તમારા નામે કહેવાનો નથી એ ખાતરી રાખજો" એમણે મારા કાનમાં નામ કહ્યું અને તે સાંભળી હું થોડોક હસ્યો અને કહ્યું "કેવળ ઈશ્વરની ઇચ્છા જ બળવાન છે."

મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિકે એપ્રિલ–૧૯૨૨ ના અંતમાં મંડળી બંધ કરવાનું જણાવ્યું હતું. આ આખો મહિનો અમે નાટકોથી ભરચક ભરી દીધો હતો અને એક પણ દિવસ બને

ત્યાં સુધી આરામનો રાખ્યો ન હતો. વિભાકરનાં ચાર નાટકો ઉપરાંત અમારાં બીજાં નાટકોની ક્રમસર જાહેરાત થઈ ચૂકી હતી. લોકો મું. ગુ. ના મંડળીના આ છેલ્લાં નાટકો જોઈ લેવા અધીરા અને ઉત્સુક બની પડાપડી કરતા હતા.

મું. ગુ. ના મંડળી બંધ થવાની છે એવી વાત મુંબઈના લોકોએ જાણી ત્યારે લોકોમાં એવી વાત ચર્ચાનો વિષય થઈ પડી હતી. અમારા નટોનો ઉત્સાહ પણ આ છેલ્લીવારનાં નાટકો ભજવી લેવા માટે વધી ગયો હતો. જે નટો બાપુલાલની મંડળી સાથે જોડાયાં ન હતા તેમનો અભિલાષ બીજા નટોના મુકાબલે પોતાના અભિનયની સરસાઈ દેખાડવાનો હતો. અજબકુમારીની ભૂમિકા ભજવવાની મારી ખાસ ઇચ્છા હતી. આથી આ છેલ્લા મહિનામાં બધા નાટકોમાં મારી બીજી ભૂમિકાઓ ઉપરાંત અજબકુમારીની ભૂમિકા નક્કી વખતે ભજવવાનો મને અવકાશ મળ્યો હતો. અને એથી સરસાઈ દેખાડવાની મારી અભિલાષા પૂર્ણ થઈ હતી.

મને લાગે છે કે મું. ગુ. ના મંડળી પાસે નાટકોને રજૂ કરવાની આગવી અને નોખી શૈલી હતી. જે કંપનીમાં સમર્થ દિગ્દર્શક નિષ્ણાત સંગીતકાર, સમજદાર નટો, નાટ્યકલાના આનુષંગિક કુશળ કસબીઓ અને પરિવારની ભાવનાવાળા માલિકો ભેગા થયા હોય છે, ત્યાં કુદરતી રીતે જ આગવી પ્રણાલીનું સર્જન થતું હોય છે. આવી આગવી પ્રણાલી આ મંડળી પાસે હતી. ઉપરાંત નાટક જોનાર પ્રેક્ષક વર્ગ પણ ચોક્કસ પ્રકારની રુચિથી ઘડાયેલો હતો. પરિણામે કંપનીએ રજૂ કરેલાં નાટકોમાં ધમાચકડીનાં દૃશ્યો ઓછાં, પરંતુ અભિનય ઉપર સવિશેષ દૃષ્ટિ રહેતી. ઉપરાંત કંપનીનું વાતાવરણ પણ સંસ્કારથી ભર્યું ભર્યું રહેતું હતું. આ વિરલ વારસાએ મારા ઘડતરમાં અને ચણતરમાં ખૂબ મોટો ફાળો આપ્યો છે. એ ભાવો સમુદ્રના તરંગોની માફક ઉછાળા લેવા લાગ્યા.

ગુજરાતી રંગભૂમિનો ઈતિહાસ કોઈ એક જાતિનો નહીં, કોઈ એક વર્ગનો નહીં, ગુજરાતી-ઉર્દૂમાં વહેંચાયેલો નહીં, પણ ગુજરાતી બોલનાર સૌ કોઈનો નેવું ટકા એક જ ભાષાભાષીઓનો ગૌરવભર્યો ઈતિહાસ છે. આ ઈતિહાસ એ એક જ ઉદ્દેશની સિદ્ધિ અર્થે ભેગા મળેલા કલાસાધકોની આરાધના, ઉપાસના અને ફીદાગીરીનો ઈતિહાસ છે.

આ ઈતિહાસના મુખ્ય અંકોડા સમી મું. ગુ. ના. મંડળીને તૂટતી હું જોતો હતો. એનો હું મુક સાક્ષી બનતો હતો અને છતાંય અર્જુનની માફક નિઃસહાય બની છિન્નભિન્ન બનતી આ મોભાદાર મંડળીને બચાવી શકતો ન હતો. એના વિષાદના ભાર નીચે મારું સમગ્ર વ્યક્તિત્વ કચડાઈ જતું હતું. એણે ચડતીના ભવ્ય મિનારા જોયા છે. હવે પડતીની ભયાનક ઊંડી ખીણો જોવાનો સમય આવ્યો હતો. જ્યાં એક સમયે લક્ષ્મી નુપૂર ઝંકાર કરી હસતે મોંએ સ્વેચ્છાએ મંડળીની તિજોરીમાં પ્રવેશી સ્થિર થઈ હતી. એ જ ચંચળ લક્ષ્મી આજે થિયેટરની બહાર ચાલી જતી હું જોતો હતો.

આમ દિવસો ઉપર દિવસો વિતતા હતા, અને છેલ્લે ગેઈટીને અલવિદા કરવાની એ દુઃખદ ક્ષણ આવી પહોંચી. ગેઈટીનાં પ્રથમ દર્શને લાગણીનો ધોધબંધ ઊભરાતો આવિર્ભાવ શુષ્ક રણમાં ફેરવાવા લાગ્યો. જયશંકર અને બાપુલાલની અખંડિત જોડી આજ ઘણા વર્ષો બાદ તૂટતી હતી. એ વિચાર માત્રથી જ મારી કલ્પનાની એ ગુજરાતણને સાકાર કરવાનો મનોરથ ચૂરચૂર થઈ જતો લાગ્યો. ઊર્મિનાં આંદોલનો અને રસપ્રવાહનો ઘેઘૂર ઘટ્ટ કલાપ ધીમે ધીમે ઓસરવા લાગ્યો. ઉષ્માભર્યા ભાવોના કલાત્મક રજૂઆત કરવાની ઘડી હવે ભવિષ્યમાં આવશે કે કેમ ? એ વિચાર માત્રથી મન એક પ્રકારની ઘેરી ઉદાસીનતાથી ઘેરાવા લાગ્યું.

આખરે મને કીર્તિ, વૈભવ અને વત્સલતાનાં અમીઝરણાં

પાનાર સંસ્કાર લક્ષ્મી જેવી મંડળીની ઘણાં વર્ષોની એકધારી સેવાનો અંત કરનાર અંતિમ ક્ષણ આવી પહોંચી.

તા. ૧–૪–૧૯૨૨ ને દિવસે શેઠ છોટાલાલે ભારે હૈયે ક્રમસર બધાને પગાર ચૂકવી આપ્યા. છેવટે છેલ્લા પૈસા લેતી વખતે મારી આંખો ભીંજાઈ ગઈ.એ અશ્રુબિંદુઓ ન હતાં. રક્તબિંદુઓ હતાં કંઠ રૂંધાઈ ગયો. મહાપરાણે ગદ્ ગદ્ કંઠે શેઠ પ્રતિ બોલી ઊઠ્યો. 'ભાઈ ! છેવટે આ રીતે આપણે છૂટા પડીએ છીએ એનું મને અત્યંત દુઃખ થાય છે. તમારા ઉપકારો અને તમારા બાળકની પેઠે મને તમારા કુટુંબમાં ઉછેરી ભાગીદાર બનાવ્યો. આ બધી વાતો મારી જિંદગીના છેલ્લા દિવસ સુધી યાદ રહેશે. આ દાદરો ઉતરીને જતાં મારા પગ ઉપડતા નથી." મારા આ કરુણ વિલાપનો શેઠે સ્થિતપ્રજ્ઞની જેમ નિરામય ભાવે જવાબ આપ્યો, "ઈશ્વરની એવી ઈચ્છા હશે. જો, મને કંઈ દુઃખ થાય છે. જરાય નહીં." આ જવાબથી હું સમજી ગયો કે બાપુલાલના જવાથી મંડળીનું સૂકાન મેં હાથમાં ન લીધું અને રૂપિયા પંચાવન હજારમાં ખરીદવા આવનાર પેલા બે ગૃહસ્થોને પણ મેં ના પાડી હતી તેથી તેઓ મારા પર નારાજ થયા હશે એમ મેં અનુમાન કરી લીધું. મનોમન વંદન કરી છેવટે અમે છૂટા પડ્યા.

આમ ઈ. સ. ૧૮૮૯ થી શરૂ થયેલી કંપની ઈ. સ. ૧૯૨૨ સુધી શેઠ છોટાલાલ મૂળચંદના હાથે ઘડાઈ. ઈ. સ. ૧૯૨૨ થી ઈ. સ. ૧૯૩૯ સુધી બાપુલાલ નાયકના હાથમાં ગઈ. એ પછી ઈ. સ. ૧૯૪૪ થી ૧૯૪૫ સુધી મેસર્સ શાંતિલાલ એન્ડ કું. પાસે ગઈ. ઈ. સ. ૧૯૪૬ માં રાજનગર થિયેટર્સ લીમીટેડ પાસે આવી. ઈ. સ. ૧૯૪૮ માં ચંદ્રદાસ મણિલાલ ઝવેરીના હાથમાં આવી. એ પછી એણે મુંબઈ સુબોધ ગુજરાતી નાટક મંડળી એવું નામ ધારણ કર્યું અને હાલ ડાહ્યાભાઈ પટેલ પાસે છે એવો મારો ખ્યાલ છે.

ગુજરાતી રંગભૂમિના ઈતિહાસની દૃષ્ટિએ સૌ પ્રથમ સ્થપાયેલી આ ગુજરાતી નાટક મંડળી ઉપર હવે પછી એક દૃષ્ટિપાત કરવો અસ્થાને નહીં જ લાગે.

[ ૯ ]

## રંગમંચની આદ્યસંસ્થા

મુંબઈ ગુજરાતી નાટક મંડળીની શરૂઆત સ્વ. દયાશંકર વસનજી ગિરનારાએ કરી હતી. તેઓ પ્રથમ ‘કામસેન રસિકા’ નાટકમાં અત્યંત પ્રસિદ્ધિ પામી ચૂકયા હતા. અને એ નાટકમાં તેમણે ગાયેલા એક ગીતના થોડાક શબ્દો અને સ્વરરચના એ વખતે ઘણા લોકો ‘કેમ ખોલું ઘુંઘટડો’ એ રીતે લલકારતા હતા. ‘કામસેન રસિકા’ની અનેક નાઈટો ભજવાઈ હતી. કોઈક જગાએ વાંચેલું એ સ્મરણમાં છે કે—જો મારૂં સ્મરણ સાચું હોય તો—મુંબઈ અને કાઠીયાવાડના જૂદાં જૂદાં સ્થળે એની પાંચસોથી વધુ નાઈટો ભજવાઈ હતી. દયાશંકરભાઈ એક શક્તિશાળી નટ હતા. એમના આ ‘કામસેન રસિકા’માં ‘રસિકા’ની એમની ભુમિકા જોઈ અનેક પ્રલોભનો એમની સામે ઉપસ્થિત થયાં હતાં અને એનો ઓછેવત્તો શિકાર થવા માટે અને એની ચર્ચા કરતાં એમની આંખોમાંથી એક બે વાર આંસુ સરી પડતાં પણ મેં જોયાં હતાં. તેઓ સહૃદય, નટોના હિતેચ્છુ અને નટોને આગળ વધારવામાં અને વખાણથી

પ્રેરિત કરવામાં ખૂબ જ ઉદાર હતા. એ એમના પાછળના જીવનને જોતાં સહેલાઈથી કહી શકાય છે. ત્યાર પછી તેઓ દાદાભાઈ રતનજી ઠુઠીને ત્યાં ઉર્દૂ નાટક મંડળીમાં જોડાયા. અહિ તેમનું ઉર્દૂ ભાષાનું જ્ઞાન ઠીક ઠીક પ્રમાણમાં વધ્યું. દાદાભાઈની તાલીમની શિસ્ત, નટો માટેના વિવિધ કાયદાઓ, તાલીમમાં ગેરહાજર રહેનારનો કપાતો પગાર, નટોને ત્રણ વર્ષના લખતથી જોડવાનો રિવાજ—આ બધું તેઓ દાદાભાઈ પાસેથી શીખ્યા હતા. પરંતુ આ ઉર્દૂ નાટક મંડળીમાં તેઓ લાંબો વખત રહી શકયા નહીં. યુવાન ઉંમરે અવાજ પડી ગયો અને દાદાભાઈએ તેમને મુખ્ય ભુમિકામાંથી નાની નાની તુચ્છ ભુમિકામાં ઉતરવાનો હુકમ કર્યો. આથી લોકનજરમાં એક વખતે તરવરતો સિતારો અપમાનિત થયો. અપમાનિત થઈ લોકનજરે ઉતરી પડી નાટક મંડળી છોડવા કરતાં પોતાની મેળે જ નીકળી જવું ઇષ્ટ છે એમ તેમને લાગ્યું. વળી એ વખતે મોટા ભાગે પારસી ભાઈઓની નાટક મંડળીઓ પારસીશાઈ ગુજરાતીમાં નાટકો ભજવતી હતી, આથી એમનું હૃદય ઘવાતું હતું. વળી રણછોડભાઈ મહેતા, ડૉ. પોપટભાઈ પ્રભુદાસ વૈદ્ય અને એ વખતના અનેક શિક્ષિતો સાથેની મૈત્રીને લીધે શુદ્ધ ગુજરાતી નાટકો ભજવનારી નાટક મંડળી શરૂ કરવાનો એમણે નિશ્ચય કર્યો. પરંતુ તેને માટે પૈસા જોઈએ. તે લાવવા ક્યાંથી? તેમની પાસે અત્યાર સુધીની નોકરી દરમિયાન પૈસા બચ્યા ન હતા આથી આ મુંઝવણનો તોડ લાવવા તેમણે પોતાના ભાડાના માળાના માલિક શેઠ છોટાલાલ મુળચંદ કાપડિયાને વાત કરી. શેઠ છોટાલાલ મુળચંદ ખંભાતના પાટીદાર હતા અને અને ગાયન, નાટકના શોખીન હતા. વળી દયાશંકરભાઈને ‘રસિકા’ની ભુમિકામાં તેમણે જોયા હતા. તેમ જ ઉર્દૂ ‘હામાન’ નાટકમાં એક રાક્ષસ જેવા ‘હમ્માલ’ની ભજવેલી ભુમિકા પણ જોઈ હતી. દયાશંકરને આ મૈત્રીને અંગે જ પોતાના માળામાં એક નાની ઓરડી ભાડે-ઘણા ઓછા દરે આપેલી. રોજ

બપોરે જમ્યા પછી પાનતમાકુ ખાવા દયાશંકરભાઈ શેઠના ત્રીજે માળેના નિવાસે જતા. આવા જ એક પ્રસંગે દયાશંકરભાઈએ આંસુ સારતા નમ્ર અવાજે વિનંતી કરી કે તમે જો પાંચ હજાર રૂપિયા ધીરો તો આપણે ભાગીદારીમાં નાટકમંડળી શરૂ કરીએ. ઉર્દૂ નાટક મંડળીમાં આમ આ અપમાન સહી શકતો નથી. વળી મારા એક ગુજરાતી વિદ્વાન મિત્ર અને શુભેચ્છકો પણ બીજી બધી મદદ કરવા તૈયાર છે. શેઠ છોટાલાલે જવાબ આપ્યો. 'હું કાપડનો વેપારી નાટક મંડળી સાથે જોડાઉં તો કાપડ માર્કેટમાં મારૂં નામ બદનામ થાય, એટલે જાહેરમાં હું મારૂં નામ નહીં આપું અને તમારી જ નાટક મંડળી તરીકે તમે એની શરૂઆત કરો. પૈસાની ચિંતા ન કરશો, અને પછી તો જેમ પેલી વાર્તામાં આખો ગૃહસંસાર બાવાને ગળે પડયો તેમ એક વખતે નાટક મંડળી કાઢવા પૈસા ધીર્યા એટલે એના હિસાબનું દેખરેખનું, એના માણસોને રહેવાની જગાનું અને ધીમે ધીમે નાટકના પ્રત્યેક કાર્યની જવાબદારી માથે આવી પડી. આમ શેઠ છોટાલાલ મુળચંદને પણ થયું તેમણે સંવત ૧૯૪૫ માં તા. ૩–૫–૧૮૮૯ ના દિવસે ચાર ભાગીદારોથી મુંબઈ ગુજરાતી નાટક મંડળીની શરૂઆત કરી. (૧) શેઠ છોટાલાલ મુળચંદ (૨) શેઠની કાપડની દુકાનના ભાગીદાર ભાટિયા કલ્યાણજી માવજી (૩) દયાશંકર વસનજી ગિરનારા (૪) સૂરતવાળા કીરપારામ કાકા.

વાઘજીભાઈ આશારામ ઓઝાની ઈ. સ. માં શરૂ થયેલી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી કાઠિયાવાડમાં શુદ્ધ ગુજરાતીમાં નાટકો ભજવતી હતી. હવે આ મુંબઈ ગુજરાતી નાટક મંડળી બીજી શરૂ થઈ. મારા ખ્યાલ પ્રમાણે સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજીના દેશી નાટક સમાજનો ઉત્પત્તિના ક્રમમાં ત્રીજો નંબર આવે છે. આ પ્રત્યેક નાટક મંડળીઓને પોતાની આગવી પ્રણાલી અને લઢણ હોય છે.

મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ નાટકો ભજવવાની શરૂઆત ગુજરાતના એક પ્રસિદ્ધ લેખક મણિલાલ નભુભાઈ દ્વિવેદીના 'કાન્તા' નાટક પરથી 'કુલીન કાન્તા' નામ રાખીને તેની તાલીમથી શરૂઆત કરી દીધી. ગુજરાતમાંથી નાયક જ્ઞાતિના કલાકારો, વાજિંત્રકારો અને છોકરાઓ એકત્ર કરવામાં આવ્યા. તેમાં સ્ત્રીની ભૂમિકા ભજવનાર નાયક જેઠાલાલ દુર્લભરામ માલેસણવાળા મુખ્ય હતા અને એ ઉપરાંત વાદ્યકારોમાં નાયક શિવરામ હેમચંદ અને મીઠા અવાજવાળા છોકરાઓમાં નાયક નાથુલાલ વાલચંદ ઊંઢાઈવાળા મુખ્ય હતા. તથા ગવૈયાઓમાં ભોજક દલસુખરામ વસ્તારામ (પાછળથી ભાવનગર સ્ટેટના રાજગવૈયા) મુખ્ય હતા. તાલીમમાં નાટક સાઘંત તૈયાર થઈ ગયા પછી રંગીન તાલીમ જોવા માટે એમણે ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીને આમંત્રણ આપ્યું. એ વખતે તેઓ શેઠ છોટાલાલના માળામાં ભાડુત તરીકે રહેતા હતા. ગોવર્ધનરામભાઈએ નાટક જોયા પછી પ્રસન્નતા વ્યક્ત કરતાં વકીલની અદાથી પ્રશ્ન કર્યો: 'આ નાટક ભજવવા માટે મણિલાલની પરવાનગી મેળવી છે? જો નહીં મેળવી હોય તો તમે મુશ્કેલીમાં આવી પડશો. તેઓ તમારું ચાલુ નાટક બંધ કરાવી દેશે.' આ વખતે આવા કાયદાની દયાશંકરભાઈને ખબર પડી અને બીજે દિવસે રાત્રિમાં જ તેઓ મણિભાઈને મળવા નડિયાદ ગયા. સવારના ૭ વાગે ગાડી પહોંચતાં જ તેઓ મણિભાઈને ઘેર ગયા. આ વખતે મણિલાલ પ્રભુ ઉપાસનામાં રોકાયેલા હતા. નીચેથી સંદેશો મોકલ્યો: 'મુંબઈથી આવેલો માણસ આપની તત્કાળ મુલાકાત લેવા ઈચ્છે છે અને વળતી જ ગાડીમાં એને મુંબઈ પાછું જવું છે, તો તત્કાળ મુલાકાત આપો.' તરત જ મણિભાઈએ એમને ઉપર બોલાવ્યા. શ્રી દયાશંકરભાઈએ નાટકીય રીતે પૂનેરી પાઘડી ઉતારી મણિભાઈનાં ચરણોમાં મૂકી દીધી અને બે હાથ જોડી કહેવા લાગ્યા 'તમારો અપરાધી છું. એ અપરાધ ક્ષમા કરો. ત્યારે જ હું

પાઘડી પહેરીશ. નહી તો આજથી પાઘડીનો સદાને માટે ત્યાગ કરીશ.' મણિભાઈ એમનો મુદ્દો સમજ્યા ન હતા છતાં માનવસુલભ સહૃદયતાથી જવાબ આપ્યોઃ 'તમે મારો ગમે તેટલો અપરાધ કર્યો હશે તો પણ તમને માફ જ છે. પાઘડી પહેરી લો, બેસો, ખુલાસાથી વાત જણાવો.' દયાશંકર પાસે બેસી ગયા અને બોલ્યા, 'આપનું કાન્તા નાટક મને અત્યંત ગમવાથી આવતી અક્ષયતૃતીયાને દિવસે ભજવવા મેં તૈયાર કર્યું છે અને મુંબઈ ગુજરાતી નાટક મંડળીની સંસ્થા શરૂ કરીને તેમાં પાંચ સાત હજાર રૂપિયાનું ખર્ચ પણ કરી નાખ્યું છે. હવે જો આપ રજા ન આપો તો હું કાયમને માટે દેવાદાર થઈ જઈશ અને નાટક મંડળી કાઢવાનો અને ઉત્તમ નાટકો ભજવવાનો મારો ઈરાદો વ્યર્થ જશે.' મણિભાઈએ અત્યંત આનંદપૂર્વક એ નાટક ભજવવા પરવાનગી આપી અને દયાશંકરભાઈની વિનંતીથી એમણે એનું ઉદ્ઘાટન કરવા એના પરમ સ્નેહી ગુજરાતના પ્રસિદ્ધ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકને લઈને જાતે મુંબઈમાં હાજર રહેવાનું વચન આપ્યું. આ રીતે દયાશંકરભાઈએ પ્રથમ પગથિયે જ પરવાનગી મેળવી અને નાટકની ભાવિ ફત્તેહનું બીજારોપણ કર્યું. આ રીતે અક્ષયતૃતીયાના દિવસે મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ મુંબઈના વિદ્વાનો, ધનવાનો અને શોખીનો સમક્ષ 'કુલીનકાન્તા' નાટક ભજવીને શુદ્ધ ગુજરાતી ભાષામાં નાટક ભજવવાનો એક વિશિષ્ટ પ્રકાર શરૂ કર્યો. આ વખતે એમનાં મુખ્ય પાત્રોમાં ડૉ. પોપટભાઈ પ્રભુરામ વૈદ્ય મુખ્ય સહાયક હતા. હવે બીજા નાટક તરીકે મરાઠીમાં ભજવાયેલા 'શાકુંતલ' નાટકની પસંદગી કરવામાં આવી. 'કુલીનકાન્તા' નાટકે 'મંડળીને પગભર કરી અને ખ્યાતિ અપાવી તેટલી સફળતા 'શાકુંતલ' નાટકમાં મળી શકી નહીં', ત્યાર પછી ત્રીજું નાટક ડૉ. પોપટભાઈનું લખેલું 'કનકતારા' શરૂ થયું. આ નાટકે એમને સારી એવી કીર્તિ અપાવી અને ચોથા નાટક તરીકે 'હરિશ્ચંદ્ર'ની તાલીમ ચાલતી હતી એ દરમિયાન મંડ-

ળીમાં બાપુલાલ બી. નાયક જેઓ ભવિષ્યમાં આ મંડળીના દિગ્દર્શક, ભાગીદાર અને છેલ્લે માલિક થવાના હતા તે અને નાયક વાડીલાલ શિવરામ–જે પાછળથી પં. ભાતખંડેના પ્રશિષ્ય થવાના હતા અને આ મંડળી માટે તરજો બાંધવાના હતા. તેઓ બંને બાળનટ તરીકે જોડાયા. આજ સમય દરમિયાન પ્રસિદ્ધ શ્રી મૂળશંકર હરિનંદ મૂલાણી જે પાછળ આ મંડળીના ભાગીદાર અને મંડળી માટે લખાયેલાં અનેક નાટકોના લેખક થવાના હતાં તથા 'કાઠીયાવાડી નાટક કંપની' શરૂ કરવાના હતા અને 'સૌભાગ્યસુંદરી' નાટકના પોષક પિતા થવાના હતા તે પણ લેખક તરીકે જોડાયા. એમની સાચી કિંમત આંકવામાં અને આ ત્રણેને (બાપુલાલ, વાડીલાલ, મૂળશંકર) આગળ વધારવામાં મંડળીના ભાગીદાર અને દિગ્દર્શક દયાશંકરભાઈનો મોટો હિસ્સો હતો. કવિના માથેનું દેવું એમણે અજબ રીતે, કવિ સદાને માટે મંડળીના ઋણી બને એવી રીતે ચૂકવ્યું હતું.

કવિએ 'હરિશ્ચંદ્ર' નાટકમાં ઈંદ્રના પુત્ર જયંતની નવી ભૂમિકા બાલનટ બાપુલાલ માટે સર્જી, અને એમાં આ બાલનટને ખુબ જ યશ પ્રાપ્ત થયો. તેવી જ રીતે તે પછીનાં નાટકોમાં અને 'કુંદબાલા'માં આ બાલનટને કામ કરવાનો વધારે અવસર મળે એવી માસ્ટર લેલીની ભૂમિકા યોજી અને આ ભૂમિકા બાલનટે અત્યંત કુશળતાથી ભજવી બતાવી. માસ્ટર લેલી તરીકે પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી. આ રીતે મંડળીએ ૧૧ વર્ષ દરમિયાન ઉપરાઉપરી એકવીસ જેટલાં નાટકો ભજવ્યાં. તેમ છતાં મંડળી છેલ્લે ખોટમાં કામ કરતી હતી અને દિનપ્રતિદિન કંપનીને માથે દેવું વધતું જતું હતું. વળી વાડીલાલની યુવાન ઉંમર થતાં અવાજ બગડી ગયો, જાડો થઈ ગયો, ત્યારે વાડીલાલને સ્ટેજ ઉપર ઉતરવાનો કંટાળો આવતો હતો. વાડીલાલનો સંગીત શોખ સાહજિક અને વારસાગત હતો. તેઓશ્રી છત્રેના સરકસના રહેમાનખાંનું સંગીત છુપાઈને સાંભળતા હતા. એમણે સંગીત શીખવા નક્કી કર્યું

અને છજ્જૂખાં નામના બે ઉસ્તાદ ભાઈઓને ભલામણ કરવા દયાશંકરભાઈને કહ્યું. આ બંને ભાઈઓ મુંબઈના પ્રસિદ્ધ ભાઈઓ હતા. તરત જ દયાશંકરભાઈ તેમને ગાડીમાં સાથે લઈ ગયા અને ઉસ્તાદને ભલામણ કરતાં જણાવ્યું: 'ખાં સાહેબ, આ બચ્ચાને તમને સોંપી જાઉં છું. જરૂર પડશે તો પગાર ચાલુ રાખી ચોવીસે કલાક તમારે ત્યાં એ શીખવા માટે હાજર રહેશે અને તમે આ મારા બચ્ચાની સંભાળ રાખી સારી તાલીમ આપજો' ઉસ્તાદ જેવા મોટા માણસોને આટલો આગ્રહ અને આદર બસ હતા. તેમણે વાડીલાલને વર્ષો સુધી સંગીતની તાલીમ આપી. આવી જ રીતે વાડીલાલને વધારે પ્રગતિ કરાવવા સંગીતનું શાસ્ત્ર ભણવા સંસ્કૃતના જ્ઞાનની જરૂરત પડી ત્યારે પણ દયાશંકરભાઈએ શેઠ દેવકરણ નાનજીની સંસ્કૃત પાઠશાળામાં મૂકયા અને એવી જ રીતે વાડીલાલને પં. ભાતખંડે પાસેથી સંગીત શીખવાની ઈચ્છા થઈ ત્યારે પણ દયાશંકરભાઈ એમને પં. ભાતખંડે પાસે મુકી આવ્યાં એ યુવાન બાપુલાલને પણ ઘાંટો બદલાતાં મંડળીમાં જ હારમોનિયમ શીખવાની અને બીજી જે કાંઈ સગવડ જોઈએ તે આપવા જણાવ્યું હતું.

કવિ મૂળશંકરને આગળ વધવા માટે એમણે ગુજરાતી, સંસ્કૃત અને મરાઠીના સેંકડો ગ્રંથો મંડળીના ખર્ચે અપાવ્યા હતા. કવિ મુળશંકર પણ શેકસપિયર, શેરિડન અને કાલિદાસ જેવા સમર્થ કવિઓનાં નાટકો વાંચી આજ મંડળીમાં ઉત્તમ નાટકો લખવા તૈયાર થયા હતા. દયાશંકરભાઈની કવિ પ્રત્યે બીજી એક ઉદારતા અત્યંત ધ્યાન ખેંચનારી હતી. 'મેવાડનો પ્રતાપી ચંદ્ર' નાટક લખાતું હતું. આ વખતે કવિ બહારના દેવાના ઋણથી પીડાતા હતા. લખવામાં એમનું ચિત્ત લાગતું ન હતું. દયાશંકરભાઈ એનો કંઈક માર્ગ શોધી રહ્યા હતા તે દરમિયાન કવિએ નાટકના એક પાત્ર ચંદને ઉપમા આપી ભીષ્મપિતામહ સાથે સરખાવ્યો હતો. પોતાની પ્રેયસી મત્સ્ય-

ગંધા ઉપર પિતાની આસક્તિ જોઈ ભીષ્મે લગ્ન નહીં કરવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી હતી. તેવો જ પ્રસંગ આ નાટકમાં ચંદના સબંધમાં પણ હતો. આથી તેને કવિએ ભીષ્મ સાથે સરખાવતી કવિતા લખી હતી. આ કવિતા ઉપર પ્રસન્ન થઈ દયાશંકભાઈએ કવિને કહ્યું : 'વાહ, વાહ, વાહ, વાહ.' મુળશંકર, તમે તો બહુ સરસ ઉપમા આપી. જાઓ, જાઓ, જાઓ, જાઓ! મારા ડગલાના ખીસામાં જે કંઈ હોય તે લઈ લો, તમને બક્ષિસ! કવિએ ડગલાનાં ખીસાં તપાસ્યાં તો એકમાંથી તમાકુવાળાં બેચાર પાનની ડબ્બી અને બીજા ખીસામાંથી બે હજાર એકસો રૂપિયાની નોટો નીકળી. કવિને મુંઝવણ થઈ..દયાશંકરભાઈ પાસે જઈને કહ્યું: 'આમાં તો ઘણા બધા રૂપિયા છે. એટલે આ પાનની ડબ્બીમાંથી એક પાન જ લઉં છું, દયાશંકરે કહ્યું: 'ના, ના, ના, મારા ખીસામાંથી જે કંઈ નીકળ્યું તે બધું જ પાનની ડબી તથા રૂપિયા–બધું તમારું. દયાશંકરનું વચન ફરશે નહી. આમ કવિની મુંઝવણ દૂર કરી તેમને હંમેશને માટે કંપનીના વફાદાર સેવક બનાવી દીધા. દયાશંકરભાઈનું ઔદાર્ય અને કલાનુરાગ આવો હતો. આગળ જણાવ્યું તે મુજબ એકત્રીસ જેટલાં નાટકોના પ્રયોગો છતાં મંડળી સવા લાખ રૂપિયાના દેવામાં ઘસડાયે જતી હતી. આ વખતે મંડળીના ભાગીદારોએ એકઠા થઈ બે જૂના ભાગીદારો ગુજરી જવાથી બહુ નવા ભાગીદારો ઉમેરી લીધા એમાં એક હતા મુળ-શંકર મુલાણી અને બીજા બાપુલાલ બી. નાયક. દયાશંકરભાઈને માથે કામનો બોજો ઘણો વધી ગયો હતો. તેથી તાલીમ આપવાનું કામ પોતાના અને કવિના હાથ નીચે તૈયાર થયેલા અને પોતાની રીતે દિગ્દર્શકની યોગ્યતા પ્રાપ્ત કરનાર શ્રી બાપુલાલને સોંપ્યું અને એના ઉપર દેખરેખ રાખવાનું કામ કવિ મૂળશંકરને સોંપ્યું આ રીતે હવે પછીનું નાટક 'વિક્રમચરિત્ર' લખવાની શરૂઆત થઈ. આ નાટક ઉપર આ મંડળીના ભાવિ જીવનનો આધાર હતો અને નવા ભાગીદારોને પણ પધારવી પડ્યું વધારે મોટી કમાણી કરવાનો મોકો

રહેલો હતો. આથી નવા ભાગીદારો પરિશ્રમપૂર્વક નાટક તૈયાર કરતા હતા અને બીજી બાજુ એટલા જ પરિશ્રમપૂર્વક એની તાલીમ પણ અપાયે જતી હતી. 'વિક્રમચરિત્ર' નાટકમાં શામળભટની વાર્તાની સાથે સ્ત્રીચરિત્ર માટે બીજા કોઈ જૈન કવિની કથાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આ નાટકમાં પુરૂષ ચરિત્ર કરતાં સ્ત્રીચરિત્ર શ્રેષ્ઠ છે એમ વિનોદલક્ષી ભાષામાં સિદ્ધ કર્યું હતું. અને છેલ્લે નાટકની નાયિકા દૂધવાળી બની કેવી રીતે વિક્રમના પુત્ર રાજરત્નને લોભાવી શકી અને જોગણ બની રાજાને પણ ઠગી શકી એ સરસ રીતે આલેખ્યું હતું. અહીં કહેવું જોઈએ કે આ નાટકે મંડળીને જીવતદાન આપ્યું અને રાજા વિક્રમ પરદુઃખભંજન કહેવાતા તેવી જ રીતે મંડળીનું પણ દુઃખ 'વિક્રમચરિત્રે' દુર કર્યું. એના ગીતો ઘેરઘેર ગવાવાં લાગ્યા અને બેન્ડવાળાઓ પણ એના ગીતો વગાડવા લાગ્યા.

શ્રી બાપુલાલ નાયકનો અવાજ પડી જતાં તેઓ મંડળીને વધારે ઉપયોગી કેમ થઈ શકે અને બીજાં બધાં દિગ્દર્શનને લગતાં કામ પોતાના હાથમાં કેમ આવે એની ચિંતામાં હતા. આરંભમાં જ એમણે હારમોનિયમ વગાડવામાં પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું હતું. ત્યાર પછી તરજો કેમ બાંધવી એની કોશિશ કરવા લાગ્યા. ત્યાર પછી પોતાની ભૂમિકા પોતાના હાથમાં જ રહે અને બીજા પાસે ન જાય એ માટે શેઠના ભાઈ મગનલાલનો આશ્રય લીધો અને મગનભાઈના ખાસ માનીતા તરીકે વર્તવા લાગ્યા.

આ વખતે દયાશંકરભાઈના માથે કામનો બોજો ઘણો વધી ગયો હતો તેથી અને કંપનીના માથે દેવું પણ થયા કરતું હતું તેથી દિગ્દર્શન કરવા માટે દાદાભાઈ રતનજી ઠુંઠીની નાટક મંડળીના એમના એક જૂના સાથીદાર શ્રી સોરાબજી કાત્રકને લઈ આવ્યા હતા અને સોરાબજી કાત્રક અને દોરાબજી મેવાવાળા બંનેનું વર્ચસ્વ મંડળીમાં વધતું જતું હતું.

બાપુલાલ બહુ જ ચાણક્ય બુદ્ધિના હતા. તેમણે 'સરસ્વતીચંદ્ર'ની પહેલા ભાગથી ત્રીજા ભાગ સુધીની રાજખટપટને ઘણી સારી રીતે સમજી લીધી હતી. અને સરસ્વતીચંદ્ર નવલકથામાં બુદ્ધિધનનું પાત્ર પણ એમને ખુબ જ ગમી ગયું હતું. બુદ્ધિધનની રાજનીતિ નવી ખટપટો ઊભી કરવાની નહીં પણ સામાએ જે ખટપટો કરી હોય તેની જ જાળમાં તેને જ ફસાવવાની હતી. આ વાત તેમને સંપૂર્ણ પણે કોઠે પડી ગઈ હતી. આથી એમને ઊતારી પાડવા માટે એમની સામે થતી ખટપટોની સામે તેમણે બુદ્ધિધનવાળું હથિયાર અજમાવવા માંડ્યું. ઉદાહરણ તરીકે નવા પારસી દિગ્દર્શકમાં ખામીઓ કઈ હતી તે તેમણે પ્રથમ શોધી કાઢી. પ્રથમ તો નવા દિગ્દર્શક પારસી હોઈ ગુજરાતી ભાષા કુદરતી રીતે જ ઉચ્ચારતાં ન ફાવે, વળી સંસ્કૃત ઉચ્ચારો પણ અસાધ્ય જેવા લાગે. આ બાબતમાં બાપુલાલ સાવધાનીથી દિગ્દર્શકનો વ્યવસ્થિત રીતે સામનો કરવા લાગ્યા. વળી દિગ્દર્શકમાં બીજી એક ખામી એ હતી કે તેઓ સ્ત્રીઓચિત અભિનય બતાવતી વખતે શબ્દેશબ્દનો અભિનય બતાવતા હતા. એમના ઉપર કથકી અદાકારીનો પ્રભાવ વધારે હતો. બાપુલાલે એનો પણ સામનો કરવા માંડ્યો. અને તેમાં પોતે સાચા હોવાથી ક્રમેક્રમે મગનભાઈની મદદથી ફત્તેહ પણ મેળવતા થયા. આમ બાપુલાલના દિગ્દર્શક થવાના મનોરથો ક્રમેક્રમે પૂરા થવા માંડયા.

'જયરાજ' નાટકમાં એક બુઢ્ઢાનું ખટપટી પાત્ર આવે છે. એ કૃત્રિમ દાઢી ઊતારી પોતાની ઓળખાણ આપતો હોય એમ કહે છે: "આ દાઢી તો એવી ખુંચે છે કે જાણે ટાઢા દઈ ઉપર મીઠાનું પાણી છાંટયું ન હોય." અહીં પારસી દિગ્દર્શકને 'ટાઢા દઈ' (ડામ દઈ)નો અર્થ સમજાયો નહતો તેથી 'ટાઢા દઈ' એમ બતાવવા એમણે એક હાથમાં દહીંનો પડિયો હોય તેમ હાથ કરી ઉપરથી બીજા હાથે મીઠાનું પાણી છાંટતાં હોઈએ એમ અભિનય બતાવ્યો. ચાલાક બાપુ-

લાલે તરત જ મુળશંકરભાઈને ફરિયાદ કરી કે તમારો નવો દિગ્દર્શક ખોટી રીતે અભિનય શીખવે છે એને સુધારી જાઓ.' બીજે દિવસે મુળશંકરભાઈએ આવીને અર્થ સમજાવી ફેરફાર કરાવી લીધો.

આવાજ ભૂલભરેલા એક બે દાખલાઓ મુલાણીના 'બેરિસ્ટર' તથા 'રામચરિત્ર' નાટકને વિષે પણ બન્યા હતા. તેની પણ મુળશંકરભાઈને કાને વાત જતાં તેમણે તે સુધરાવી લીધા હતા.

શ્રી મુલાણી પ્રથમથી જ બાપુલાલના ગુરુ રહ્યા છે અને પ્રત્યેક ભૂમિકાનો સૂક્ષ્મ અભિનય તેઓ જ તેમને બતાવતા હતા. આ રીતે આ બંને વચ્ચે સારો મેળ હતો.

શ્રી નરભેરામ રાંદેરવાળા (લેખક–દિગ્દર્શક) એકવાર મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં થોડાક વખત માટે જોડાયા હતા. તેમણે 'રસિકમણિ' નામનું નાટક મું. ગુ. ના. મંડળી માટે લખી આપ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન પણ તેમણે જ કર્યું હતું તેમાં બાપુલાલની બાળનટ તરીકેની મોહનની ભૂમિકા તેમણે શીખવી હતી. આ ઉપરથી બાપુલાલે એક વખત મને કહેલું કે, 'અભિનયશિક્ષક તરીકે નરભેરામ અને મુલાણી ખૂબ જ સારા હતા, મારા ઉપર એ બંનેનો પ્રભાવ છે.'

આ ઉપરથી જોઈ શકાશે કે બાપુલાલ પારસી દિગ્દર્શકથી જરાયે અંજાયા ન હતા, ઊલટાનો વ્યાજબી સામનો કઈ રીતે કરી શકાય એની વેતરણમાં પડ્યા હતા.

આ સમય દરમિયાન 'દાગે હસરત' નામના શ્રી નિઝામી મુનશીના ઉર્દૂ નાટકનું દિગ્દર્શન ઉર્દૂના ખાં જેવા શ્રી કાત્રક કરતા હતા- બાપુલાલ માટે ઉર્દૂ ભાષા સાવ નવી જેવી હતી. આથી કાત્રકની પાસે શીખવાં કરતાં નિઝામી મુનશી સાહેબ પાસે ઉર્દૂના ઉચ્ચારો શીખવા માંડ્યા અને ઉર્દૂના જેરજબર સારી રીતે સાધ્ય કરી લીધાં

દિગ્દર્શક કાત્રકને એમના ઉચ્ચારોમાં સુધારો કરવાનો રહ્યો નહીં અને શીરીનના બીજા પાત્રમાં પુષ્કળ મહેનત કરવા માંડી અને રંગમંચ ઉપર મૂકવા જેવી સ્થિતિમાં આણ્યું. શીરીનના હાવભાવ બાપુલાલને ગમતા નહતા કેમકે તે અતિશયોક્તિભરેલા, વધારે ચટકદાર અને વધારે નખરાંબાજ હતી. બાપુલાલ એની પાછળ ચેષ્ટાઓ કરતા અને આ રીતે બીજા કેટલાકને પોતાના મતના કરી શકયા હતા. આવી નાની મોટી ખટપટો અંદરો અંદર ચાલતી હતી અને આથી નટો બે ભાગમાં વહેંચાઈ ગયા હતા. કંઈક બાપુલાલની સાથે હતા તો કેટલાક દયાશંકરની મુળ નીતિને વળગી રહેનારા હતા.

આ બધી વાતો શેઠના કાને જતાં એમણે કુશળતાથી એક નવો જ માર્ગ શોધી કાઢયો એમણે મુંબઈ ઉર્દૂ નાટક મંડળી શરૂ કરી શ્રી કાત્રકને સોંપી અને જે નટોને કાત્રકની સાથે ઉર્દૂમાં જવું હોય એમને જવા છુટ આપી. વળી શેઠના વેપારી ધોરણ મુજબ મુખ્ય કામ કરનારાઓને ભાગીદારીથી જોડયા. ભાગીદારો ધૂંસરી માથે પડતાં આપોઆપ નોકરીયાતો કરતાં વધુ મહેનત કરે એવી ગણતરી કરી એમણે શ્રી મુલાણી અને બાપુલાલને મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં ભાગીદાર બનાવી બંનેના હાથમાં વહીવટ સોંપ્યો.

શેઠની યોજના મુજબ ઈ.સ. માં મુંબઈ ઉર્દૂ નાટક મંડળી ચાલુ થઈ. આ મંડળી વર્ષ સવા વર્ષ ચાલી. બે ત્રણ નવાં નાટકો ભજવી બંધ થઈ ગઈ.

ત્યારપછી મું.ગુ.ના. મંડળીમાં રહેલા માણસોનો સહકાર સાધી બાપુલાલ અને મુળશંકરને ભાગીદારોમાં જોડયા. આ વખતે વ્યવસ્થા એવી થઈ હતી કે દયાશંકરની સૌ ઉપર દેખરેખ રહે. મુળશંકર નાટકો લખે અને મુખ્ય દિગ્દર્શક તરીકે તાલીમ પણ આપે. બાપુલાલ મુલાણીના હાથ નીચે રહીને દિગ્દર્શન કરે અને ભૂમિકાઓ ભજવે. આ રીતે કંપનીનું સુકાન એમને સોંપાયું.

આ વખતે શ્રી મૂલાણીને 'વિક્રમચરિત્ર' લખવાની સૂચના આપવામાં આવી. આથી તેઓ આ કામમાં એટલા વ્યસ્ત થઈ ગયા હતા કે મુખ્ય દિગ્દર્શક તરીકે તાલીમમાં તથા નવા નાટક 'વિક્રમચરિત્ર'ની તાલીમમાં ભાગ્યે જ હાજર રહી શકતા. આથી દિગ્દર્શનનો ભાર બાપુલાલને જ ઉપાડવો પડ્યો. આમાં એમની શક્તિ અને આવડત દિનપ્રતિદિન વિકસવા લાગી.

'વિક્રમચરિત્ર'માં રંભાની બહેન ઇન્દુમતિની ભૂમિકા તથા રંભાની ભૂમિકા સળંગ તૈયાર કરી રંગીન તાલીમ કરવા સુધી નાટકને પહોંચાડ્યું આ વખતે દિગ્દર્શક તરીકે એમની સત્તા જામતી હતી ત્યારે એમ બન્યું કે રાજા વિક્રમની ભૂમિકા કરનાર દામોદરદાસ ઘીવાળા નામના નટ તાલીમમાં મોડા આવ્યા. બાપુલાલે તેમને ઠપકો આપ્યો. કુદરતી રીતે જ ઘીવાળાને પોતાની સાથેનો આ નાનો છોકરો પોતાને ઠપકો આપે તે ગમ્યું નહીં તેથી તોછડો જવાબ આપી કહ્યું, 'એમ હોય તો મારે નોકરી નથી કરવી.' ચાણક્યબુદ્ધિ બાપુલાલે તરત જ ટાઢા પાણીએ ખસ જતી હોય તો જવા દેવી એમ વિચારી દામોદરદાસને છૂટા કર્યા. ત્યારપછી એમની જગ્યા પૂરવા એમને પ્રથમ બે કામ કરવાનાં હતાં. એક તો મંડળી ઘણા વખતથી પુરો પગાર આપી શકતી ન હતી તેથી હજુ એક માસ એટલે કે 'વિક્રમચરિત્ર' બહાર મુકાય ત્યાં સુધી શેઠ મંડળી ચલાવશે કે કેમ તે નક્કી કરવાનું હતું અને બીજું વિક્રમરાજાની ભૂમિકા દયાશંકરભાઈ ભજવે એમ એમને કહેવાનું હતું. તેમણે કુશળતાથી પ્રથમ શેઠની મુલાકાત લીધી. અને કહ્યું, 'ભાઈ, આ નાટક બહુ સારું છે. આ આપણને હજારો રૂપિયા અપાવી શકશે. પરંતુ આર્થિક મુશ્કેલીઓ તમે ત્યાં સુધી નિભાવી શકશો કે કેમ? એની મને ખાત્રી આપો તો હું નિશ્ચિંત મને કામ કરી શકું. આ ચિંતા મને કામ કરવા દેતી નથી.' શેઠ છોટાલાલ પુરા સાહસિક ગણત્રીબાજ અને

હિંમતવાન હતા. બાપુલાલના મનનું સમાધાન કરવા તેમણે એક નવો જ પ્રકાર અપનાવ્યો. પોતાની તિજોરી ખોલી પંદર વીસ હજાર રૂપિયાની કિંમતના સોનાના દાગીના બતાવી કહ્યું, 'જો બેટા! પ્રામાણિક રીતે મહેનત કરતા હશો તો આમાંથી છેલ્લો દાગીનો અજમાવતાં પણ હું અચકાઈશ નહીં. દાગીના વેચી નાખીશ ભલે, કુટુંબીઓનાં ગળાં, નાક, કાન ખુલ્લાં થઈ જતાં ભલે, પહેર્યે લુગડે તેઓ ફરે ભલે. બોલ હવે તને હિંમત આવી?' બાપુલાલ પ્રસન્ન ગઈ ગયા, અને હવે દયાશંકરભાઈને સમજાવવા દોડ્યા. સાથે બે-ચાર માણસોને લઈ ગયા.

દયાશંકરભાઈએ બાપુલાલને અને બીજા માણસોને જોતાં જ હસીને પુછ્યું, 'કેમ મામા! અત્યારે આ માણસોને લઈને કેમ આવવું થયું?' બાપુલાલે જવાબ આપ્યો– 'ભાઈ! નાટક આખું તૈયાર થઈ ગયું છે. તમે એક વખત નજર નીચે કાઢી જાઓ. અને જો કંઈ ખામી હોય તે જણાવો. મારે હાથે આ પહેલું જ સળંગ નાટક તૈયાર થાય છે. એટલે તમે એને જોઈ જાઓ તેટલી જ વિનંતી કરવા આવ્યો છું.'

દયાશંકરભાઈએ રાજી થઈ તાલીમ જોવાનું સ્વીકાર્યું. તાલીમમાં તે વખતે વિક્રમરાજાની ભૂમિકા ધીવાળાના જવાથી પ્રોમ્પ-ટર જ બોલતો હતો. આ તકનો લાભ લઈ બાપુલાલે કહ્યું –'ભાઈ! પ્રોમ્પટર બોલે છે તોય આ ભૂમિકા આટલી અસર કરે છે તો જો તમે આ ભૂમિકા ભજવો તો કેટલી અસર થાય એનો જ્યારે વિચાર કરું છું તો મારો ઉમંગ માતો નથી. અને હું શરત કરવા તૈયાર છું કે આપ જો આ ભૂમિકા ભજવશો તો આ નાટક આપણને બે વરસ વારી આપશે.' બીજા સાથીઓએ પણ ટાપસી પુરી અને દયા-શંકરભાઈને વિનંતી કરી આથી તેઓ વિક્રમરાજાની ભૂમિકા ભજ-વવા તૈયાર થઈ ગયા. આમ બંને મંત્રીઓમાં દિગ્દર્શક બાપુલાલે

વિજય પ્રાપ્ત કર્યો. ત્યારપછી દયાશંકરભાઈ પણ ઉમંગમાં આવી ગયા. અને એમણે એક ગીત રચી 'રંભા'ના પાત્રના મુખમાં મુકયું આ ગીત ખુબ જ લોકપ્રિય બનેલું.

'મને સહાય કરશે મોરારી રે
વહારે ચઢશે ગોવર્ધનધારી રે.'

ખરેખર રાજા વિક્રમ જેમ પરદુઃખભંજન હતો તેમ આ નાટકે મંડળીના દેવાનું દુઃખ દૂર કર્યું. દયાશંકરભાઈએ ઉમેરેલા ગીત મુજબ જ અમારે પણ સાચે જ 'વહારે ચઢશે ગોવર્ધનધારી રે' મુજબ નાટક મંડળી માટે પણ આ નાટક વહારે ચઢ્યું. તા. ૭–૭–૧૯૦૦ ના દિવસે 'વિક્રમચરિત્ર' સૌ પ્રથમ ભજવાયું અને લોકપ્રિય બન્યું. અમારી મંડળીને ડૂબતી બચાવી. આ નાટકની કથાવસ્તુ શામળભટની બત્રીસ પુતળીની વાર્તા ઉપર હતું. લેખક શ્રી મુળશંકર મુલાણી હતા. સંગીત પં. વાડીલાલ શીવરામ નાયકનું હતું. દિગ્દર્શન બાપુલાલનું હતું. દેખરેખ દયાશંકરભાઈ કરતા. સન્નિવેશ પેઈન્ટર લૂઈસ તથા બચુભાઈ કરતા હતા. આ રીતે સમગ્ર નાટક ભજવાતું હતું.

'વિક્રમ ચરિત્ર'માં રંભાની ભૂમિકા ભજવનાર સામંતનું વર્તન મંડળીને અનુકૂળ આવે તેમ ન હતું. બીજા નટોને પણ સોબતનો રંગ લાગે તેમ હતું. આથી એમને બદલવાની જરૂરિયાત મંડળીને માટે ઊભી થઈ. આ સંદર્ભમાં બાપુલાલ શ્રી કેશવલાલ અધ્યાપકની સલાહથી મને મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં લઈ ગયા એ હકીકત આગળ આવી ગઈ છે.

'વિક્રમચરિત્ર' નાટકની ફત્તેહથી મંડળીમાં સ્થિરતા આવી. પરંતુ મંડળીનું દેવું હજુ પુરેપુરું ચૂકવાયું ન હતું. એ દેવામાંથી મુક્ત કરવાનું તો 'સૌભાગ્ય સુંદરી' નાટકને નસીબે લખાયું હતું.

'વિક્રમચરિત્ર'ની પાત્ર વરણી આ મુજબ હતી.

| | |
|---|---|
| વિક્રમ–દયાશંકર વસનજી ગિરનારા | રાજરમણી–જેઠાલાલ માલોસણવાળા |
| રાજરતન–બાપુલાલ બી. નાયક | રંભા–સામંત કાળુ |
| સંદલ–વિઠ્ઠલ કાણો | ઈન્દુ–ગોવિંદ રાયચંદ |
| બંદલ–ગોવિંદ તુકારામ | મેના–ત્રિભુવન કોઠારી |
| મેઘરાજ–કુંવરજી મોમજી | મદીરા–છબીલ મગન |
| આસ્તિક–મા. કેશવલાલ | ઉસ્તાદ–નન્નુ ગુલાબ |

આ સમય દરમિયાન અમારે ત્યાં અને બીજી નાટક મંડળીઓમાં સ્ત્રીપાત્રો માટે અભિનેત્રીઓના પ્રવેશ જવલ્લે જ જોવા મળતા હતા. સુંદર છોકરાઓ જ સ્ત્રીપાત્ર ભજવતા હતા. એમાંય ખાસ કરીને ઉત્તર ગુજરાતના નાયક ભોજક જ્ઞાતિના રૂપાળા ઘાટીલા સુંદર અવાજવાળા છોકરાઓને પ્રથમ સ્થાન મળતું હતું. આ નાટકની શરૂઆતથી જ સમગ્ર રંગમંચની વ્યવસ્થા સ્વ. બાપુલાલના હાથમાં સોંપવામાં આવી હતી.

[ ૧૦ ]

## લક્ષ્મીકાંતના આંગણમાં

હું અને વાડીલાલ લક્ષ્મીકાંતમાં કામ શરૂ કરીએ એ પહેલાં બે મહિનાની રજા લઈ મુંબઈથી અમદાવાદ થઈ વીસનગર આવી પહોંચ્યા.

આ બે માસ દરમિયાન હું એકલવાયો થઈ ગયો હોઉં એવું

મને લાગ્યા કરતું હતું. પરંતુ દર અઠવાડિયે પંડિત વાડીલાલ વડનગરથી મને સંગીત શીખવવા વીસનગર આવતા. ત્યારે નવી નાટક મંડળી લક્ષ્મીકાંતમાં કામ કરવાનો ઉત્સાહ સતેજ થતો હતો. અને મારું એકલવાયાપણું કંઈક અંશે દૂર થઈ જતું. આ દરમિયાન મારા દાદાનો એક સુંદર સોનેરી ભાતવાળો પણ ભાંગ્યો તૂટ્યો તંબૂરો હતો એને ઠીકઠાક કરાવી હું વાડીલાલ સમક્ષ બે કલાક સંગીતની તાલીમ લેતો.

આ પ્રમાણે રજાના બે મહિના પૂરા થયા. હું અને પંડિત વાડીલાલ લક્ષ્મીકાંત નાટક સમાજમાં કામ કરવા માટે તા. ૨૯–૫–૧૯૨૨ના દિવસે મુંબઈ જવા નીકળ્યા.

મેં પેલો સોનેરી ભાતવાળો તંબૂરો સાથે લઈ લીધો. વીસનગર સ્ટેશને ગાડીમાં ખૂબ ગીરદી હતી. અમે જેમ તેમ કરી ડબામાં ઘૂસ્યા. અંદર જવાની બાબતમાં કેટલાક ભાઈઓ સાથે ઝઘડો થયો. તંબૂરો મેં મારી બગલમાં દબાવ્યો હતો. અને હું ગાડીના બારણા આગળ જ ઊભો હતો. એવામાં કોઈ માણસે ગાડીનું બારણું જોરથી બંધ કર્યું. તે મારા તંબૂરાના તૂંબડા સાથે અથડાયું. અને તૂંબડું તૂટી ગયું. તરત જ મારા મનમાં અપશુકનની શંકા જાગી. જે સંગીતના સાધન ઉપર હું વિજય મેળવવા ઈચ્છતો હતો એ જ સાધન આમ ખંડિત થયું. એને એક પ્રકારના અપશુકન જ હું માનતો હતો. આખરે જેમ તેમ કરી મેં મારા મનની શંકાનું સમાધાન કર્યું. અમે મુંબઈ પહોંચ્યા. અને માસિક રૂપિયા ચાલીસના ભાડાવાળા મકાનમાં રહેવા લાગ્યા. મારી તથા મંડળીના માલિકોની એવી ઈચ્છા હતી કે જયશંકર નવા નાટકથી જ ભૂમિકામાં ઊતરીને પોતાનું કામ શરૂ કરે. આ મંડળી પોતાના નિયમ મુજબ દરેક નટોનો પંદર દિવસનો પગાર ડિપોઝિટ તરીકે પોતાની પાસે જ રાખતી હતી.

લક્ષ્મીકાંતમાં જોડાયા પછી અમારી તાલીમ શરૂ થઈ. આમ મંડળીમાં કવિ તરીકે શ્રી પ્રભુલાલ ત્રિવેદી હતા. તેમણે એક નવું નાટક તૈયાર કર્યું હતું. તે મને વાંચવા આપ્યું. જેમ જેમ હું નાટક તેમને વાંચી સંભળાવતો ગયો તેમ તેમ મારા મન ઉપર તેની યોગ્ય અસર થવા ન લાગી. અને તેથી મેં કવિને કહ્યું, હવે આગળ તમે જ વાંચો કે જેથી હું ધ્યાનપૂર્વક સાંભળી નાટકનો અભ્યાસ..કરી શકું. કવિએ બાકીનો ભાગ પૂરો કર્યો. પણ મને સંતોષ ન થયો. એમની લખાવટ માટે જેટલો હું નવો હતો તેટલા જ મારી ભજવણી માટે એ પણ નવા જ હતા. આથી અમારા જોડાયા પછી પહેલા જ નાટકે અસાધારણ યશ મળશે એમ મને લાગ્યું નહીં. જો કે કવિ પ્રભુલાલ અનુભવી લેખક હતા. આ પહેલાં એમના કેટલાંક નાટકોએ લોકોની પુષ્કળ ચાહના મેળવી હતી. પરંતુ આ નવું નાટક એ ચાહના કાયમ રાખશે કે કેમ? એની મારા મનમાં શંકા હતી. જોકે મું. ગુ. નો એક ખ્યાતનામ નટ જયશંકર લક્ષ્મીકાંતમાં જોડાયો છે એમ જાણી લોકો લક્ષ્મીકાંતના નાટકો પ્રત્યે ઉત્સુક બની જયશંકરની આ નવીન ભૂમિકાઓ જોવા આતુર હતા. ત્યાર પછી મૂળચંદ મામા આગળ મારી બધી જ મુઝવણો રજૂ કરી અને છેલ્લે કહ્યું કે આ નાટક મારા જોડાયા પછી અસાધારણ યશ પ્રાપ્ત કરી શકે એમ લાગતું નથી. આથી તમારી સલાહ હોય તો આપણે 'વિભાકરના નાટકને અજમાવીએ તો કેમ? તેમણે તુરત જ આ વાત મંડળીના મોટા માલિક વાડીભાઈ શેઠને જણાવી અને ત્યાર પછી અમે ત્રણજણ વિભાકરને મળવા ગયા અને મેં બન્નેની ઓળખાણ પાડી અને પછી કહ્યું કે "વિભાકરભાઈ, તમારી પાસે જો કોઈ નવું નાટક તૈયાર લખેલું હોય તો અમને આપો. લક્ષ્મીકાંત તે ભજવવા તૈયાર થશે અને હું તમારો પરિચિત ઍક્ટર હોવાથી તમને કશીજ અડચણ આવવા દઈશ નહીં." વિભાકરે કહ્યું "તૈયાર નાટક તો નથી. પણ

તમારે માટે હું લખી આપું અને તે માટે મારે એક બે મહિનાનો સમય જોઈએ.'' મંડળીના મોટા માલિકે એ વાત કબૂલ રાખી અને બે મહિનામાં નાટક જલદી લખી આપવા વિભાકરને આગ્રહ કર્યો. આથી વિભાકરે લક્ષ્મીકાંત માટે 'અબજોના બંધન' નાટક લખવાની શરૂઆત કરી અને જે કંઈ થોડા પ્રવેશો લખાઈને આવ્યા હતા તેમાં મૂળચંદ મામાની સંમતિથી નાટકમાં પાત્રોની વરણી અમે કરી લીધી હતી. મું. ગુ. નાટક મંડળીના બીજા બે નટો ગોપાળજી ભોજરાજજી રજપૂત અને એલાઈઝર પણ અમારી સાથે લક્ષ્મી-કાંતમાં જોડાયા હતા. તેમાં ગોપાળજીને ગાયકની ભૂમિકા આપવામાં આવી હતી અને મારી ભૂમિકા નાયિકાની હતી, આ સિવાય લક્ષ્મી-કાંત નાટક સમાજના બીજા જૂના પ્રસિદ્ધ નટોને પણ સમાવી લીધા હતા. જેથી કોઈને નવા દિગ્દર્શક પ્રત્યે અસંતોષ ન રહે અને એની તાલીમ પણ શરૂ કરી દીધી હતી. આ દિવસો દરમ્યાન એક દિવસે મંડળીનો એક માણસ ગિરગામ મારે ઘેર સંદેશો કહેવા આવ્યો તેણે કહ્યું કે આજે સાંજે પાંચ વાગે તમે વિકટોરીઆ ગાર્ડન જજો. અને મ્યુઝિયમનું મકાન છોડી થોડાંક ડગલાં આગળ વધશો કે ત્યાં બાંકડા ઉપર એક ગૃહસ્થ તમારી રાહ જોતા બેઠા હશે એમને મળજો. વાડીભાઈ શેઠે કહેવરાવ્યું છે કે તમે જરૂર વિકટોરીઆ ગાર્ડન જજો. ભૂલતા નહીં. ત્યાર પછી મનમાં અનેક તર્કવિતર્કો સાથે સંદેશા મુજબ હું મ્યુઝિયમ પાસેથી પસાર થયો કે મેં એક બાંકડા ઉપર શેઠ વાડીભાઈને બેઠેલા જોયા. આમ અચાનક અને આવો સંદેશો મોકલવાની શી જરૂર હશે એમ વિમાસણમાં પડી જઈ તેમની પાસે જઈ બેઠો અને કહ્યું, 'શું હતું વાડીભાઈ શેઠ? કેમ મને બોલાવ્યો? એમણે પોતાની નજીક બોલાવી મને કહ્યું.' આપણી વાત કોઈ જાણે નહીં એટલા માટે મેં તમને અહીં બોલાવ્યા છે. મારે તમને એક વાત કહેવાની છે આપણા બન્નેની વાતચીત કોઈ જાણે નહીં એની પૂરેપૂરી કાળજી રાખશો. તમને મારા વિશ્વાસુ

સમજીને કહું છું. હું હવે મૂળચંદ મામાથી થાકી ગયો છું અને આમને આમ ચાલે તો મારે મંડળી બંધ કરવાની ફરજ પડે. એમનો માસિક એક હજાર રૂપિયા પગાર અને એ ઉપરાંત એમના નાના મોટા સગાઓનો પગાર એ બધું હવે મને પોષાય એવું નથી. આથી તમને પસંદ કરી દિગ્દર્શક તરીકે હું લાવ્યો છું. તમે હવે એમની જગાએ તમારા માણસોને મૂકી દો અને આ અસહ્ય બોજામાંથી મને મુક્ત કરાવો. આ બાબતમાં મૂળચંદ મામા વિરોધ કરશે તો હું તમને વચન આપું છું કે છેવટ સુધી તમારી સાથે છું. આ વાત સાંભળી હું દિગ્મુઢ થઇ ગયો. અને આ મંડળીમાં પણ મને મંડળીમાં લઈ આવનારનો મારે સામનો કરવો પડશે એવા વિચારથી હું ખિન્ન થઈ ગયો. પણ શાંતિથી માર્ગ કાઢવા મેં જવાબ આપ્યો, 'વાડીભાઈ શેઠ, લક્ષ્મીકાંતમાં મને જોડવા માટે મુળચંદ મામા મારે ત્યાં આવ્યા હતા. એ પહેલાં તમારે મને મળવું જોઈતું હતું અને મુળચંદ મામાને સાથે લાવવા જોઈતા ન હતા. આતો મને મંડળીમાં જોડનાર ઉપર જ હું ઘા કરી રહ્યો હોઉં એવો અર્થ થશે.' તેમ છતાં જે મંડળીનો હું પગાર ખાઉં છું તે મંડળીના હિતનો અને એના લાંબા આયુષ્યનો પણ મારે બીજા દિગ્દર્શક તરીકે વિચાર કરવો જોઇએ, એટલે આ બધું કરવા માટે પ્રથમ તો મારો પગ મંડળીમાં જામવો જોઈએ. મારો પગ ત્યારે જ જામે કે પહેલું નાટક ફત્તેહચંદ નીવડે અને ત્યાર પછી હું ધીમે ધીમે મુળચંદ મામા સિવાયનો બાકીનો મંડળીનો બધો ભાર હું હળવો કરી દઉં. મને લાગે છે કે મારે માટે મંડળીનાં હિતનો માર્ગ આજ છે. મુળચંદ વિના તમારી મંડળી ચાલવાની નથી. વળી આ મંડળીને શરૂ કરવામાં અને વિજય અપાવવામાં એમની મોટી મહેનત છે. એટલે એમને દૂર કરવામાં હું કોઈ રીતે મંડળીનું હિત જોતો નથી. વાડીભાઈ તરત જ ટાપસી પૂરતા હોય તેમ બોલી ઊઠ્યા, 'આપણે મુળચંદ મામાને કાઢવા નથી. ચર્યું ?' મેં કહ્યું, 'બરાબર છે. ત્યાર પછી અમે છૂટા પડ્યા!'

ઘેર આવી પંડિત વાડીલાલને આ વાત જણાવી મેં કહ્યું "આ મંડળીમાં પણ મારે ખટપટમાં ઉતરવા જેવી પરિસ્થિતિ ઊભી થાય છે. આપણને લઈ જનાર મૂળચંદ મામાને જ મંડળીમાંથી કઢાવવાની ખટપટ આપણે શા માટે કરવી પડે ? પંડિત વાડીલાલે આખી જ વાતનું સ્વરૂપ સમજી લીધું અને મને સલાહ આપી કે વાડીભાઈ શેઠની આ વાત તારે મુળચંદ મામાને પણ કહેવી નહીં. હું પણ કરવાનો નથી. કારણ મુળચંદ મામા એમના જૂના માણસ છે અને આપણે તો નવા છીએ. આપણો પગ અહીંયાં જામે કે ન પણ જામે પરંતુ જૂના જામેલા મુળચંદ મામાના મનમાં વાડીભાઈ શેઠ વિશે ગેરસમજ ઊભી થાય એ આ મંડળીને નુકસાન કરનારું છે. તેમ આપણે એ ખટપટમાં પડવું નથી. જાણે કાંઈ બન્યું જ નથી એમ વર્તન કરતાં મેં પંડિત વાડીલાલની સલાહ પ્રમાણે આ વાત કોઈને જણાવી નહીં.

થોડા દિવસો બાદ નાટકની તાલીમમાં હું ગયો ત્યારે શેઠ વાડીભાઈને કવિ પ્રભુલાલ દ્વિવેદી ઉપર ગુસ્સે થયેલા મેં જોયા અને કવિ દ્વિવેદી ક્રોધથી સજલનેત્રે બીજા ઓરડામાં જતા રહ્યા. મને જોઈ મુળચંદ મામા એક બાજુ ઉપર ઊભા રહ્યા. મને જોઈ આ લોકોએ વાતચીત બંધ કરી દીધી અને જાણે કંઈ જ બન્યું ન હોય એમ દેખાવ કરવા લાગ્યા. મેં મુળચંદ મામાને પૂછી જોયું કે શું છે ? મામાએ મને કહ્યું કે એમના નાટકની તાલીમ બંધ કરી અને વિભાકરનું નાટક લીધું તેથી કવિ ખીજાયા છે. તમે તેમની પાસે જાઓ અને તેમને કહો કે બીજું નાટક તમારું જ આવશે એમ કહી શાંત્વન આપો હું કવિના ઓરડામાં પહોંચી ગયો અને એમના માણસને ચા મૂકવાનું કહી કવિ સાથે વાત કરવા લાગ્યો. તેમાં હવે પછીનું નાટક કવિનું જ આવશે અને આ મંડળીના મૂળ લેખકને મારા તરફથી ભવિષ્યમાં અન્યાય નહીં થાય એવી મેં ખાત્રી આપી.

એમણે કવિ ઓચિત ભાવાવેશથી કહ્યું "આમાં જયશંકરભાઈ, તમારા ઉપર મને કશું જ ખોટું લાગ્યું નથી. તમે તમારો પગ સ્થિર કરવા માટે તમારા જાણીતા માણસનું નાટક લાવો એ હું સમજી શકું છું પરંતુ આ મંડળીમાં મેં કેટલો આત્મભોગ આપેલો છે અને કેવા કપરા સમયમાં મેં નાટકો તૈયાર કરી આપ્યાં છે એની કિંમત આ લોકોને નથી એનું મને બહુ માઠું લાગે છે. ખેર! જવા દો એ બધી વાતો." ત્યાર પછી હળવું વાતાવરણ થાય એ રીતે અમે ચા પીતા પીતા થોડીક વાતો કરી ને પછી હું તાલીમમાં ગયો.

આ બનાવના થોડા દિવસ પહેલાં અમારા વિક્ટોરીઆ થિયેટરમાં મને રસકવિશ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ મળ્યા હતા. એમની અને મારી પહેલી મુલાકાત તેઓ જ્યારે મોરબી નાટક મંડળી માટે નાટક લખવા રોકાયા હતા ત્યારે હું એક જૂનું નાટક જોવા ગયો હતો તે વખતે સ્વ. મુળજીભાઈ ઓઝાને મેં પૂછેલું "તમારી પાસે બેઠેલા આ તેજસ્વી યુવાન કઈ કંપનીના નટ છે? ત્યારે મૂળજીભાઈએ કહ્યું કે આ તો મારી કંપનીના યુવાન કવિ છે. આમ કહી એમની ઓળખાણ કરાવેલી. અમે ઇન્ટરવલ બાદ એક બીજાને ખૂબ પ્રેમથી ભેટી નાટકની ચર્ચાઓ કરેલી. તે વખતે કવિના મુખ ઉપરનો આછો આછો મંદ મુસ્કરાટ મને જોઈને થયેલો આનંદ અને મુખ ઉપર શરમના શેરડા એ અત્યારે પણ મારી નજર આગળ તરવરી રહ્યા છે. આ રસકવિ એ ધંધાદારી રંગભૂમિનું મોંઘેરું રત્નકુસુમ છે. એમના કેટલાક નાટકો અને ખાસ કરીને રસ ઝરતાં કવિના ગીતો એક જમાનામાં ખૂબ પ્રેમ અને હોંશથી ગવાતાં.

આજે તેઓ કવિ પ્રભુલાલભાઈને મળવા આવ્યા હતા. તેજ વખતે એકાંતમાં મારી મુલાકાત થઈ ગઈ. એમણે મને પણ ખાનગીમાં કંઈક કહેવાનું હતું અને તેમણે અત્યંત નિખાલસપણે અને

પોતાનો સમજી વાતનો આરંભ કર્યો. "જયશંકરભાઈ, તમે આ ખટપટી મંડળીમાં ક્યાંથી આવી પડ્યા ? આમાંથી કેટલાક વેરવૃત્તિ રાખનારા અને બદલો લેનારા સાથે તમારું પાનું પડ્યું છે. સાવધાનીથી વર્તજો. આ તમને ખાનગીમાં હું મિત્રભાવે સૂચના કરું છું." મેં જવાબમાં જણાવ્યું કે "કવિ હું આ મંડળીના હિતના પગલાં સિવાય બીજા કશાયમાં માથું મારવાનો નથી. તાલીમ સિવાય બીજા કોઈના સંપર્કમાં આવવાનો નથી, અને એમના જૂના હિતના પ્રશ્નોમાં આડે આવવાનો નથી. આ મારો સંકલ્પ છે. બાકી તો વધારે શું કહું "હોઈ સોઈ જો રામ રચી રાખા, કો કરી તર્ક બઢહા વઈ શાખા" એટલે તુલસીદાસની આ ઉક્તિને અત્યારે અનુસરું છું. અને કેમ જાણે આ સ્નેહીઓ સાચું કહેતા હતા એની પ્રતીતિ પણ મને ધીમે ધીમે થવા લાગી.

મૂળચંદ મામા શરૂઆતના દિવસોની પેઠે બહુ છૂટથી હસતા બોલતા ન હતા અને એમના મારા તરફના અંગત વર્તનમાં હું થોડોક ફેરફાર થતો જોતો હતો એના ઉપરથી મેં તર્ક કર્યો કે કદાચ શેઠ વાડીભાઈએ મને વિકટોરીઆ ગાર્ડનમાં એકાંતમાં બોલાવી જે વાતો કરી હતી અને એના જવાબમાં હું મૂળચંદ મામાને કઢાવી નહીં શકું એમ મેં કહ્યું હતું એ જ વાત કદાચ મૂળચંદ મામાના કાન ઉપર ઊલટી રીતે નાખવામાં આવી હોય અર્થાત્ એમ કહેવામાં આવ્યું હોય કે મામા આ તમારો લાવેલો જયશંકર તો તમને જ કઢાવી મંડળીનો ખર્ચ ઓછો કરવા મને કહેતો હતો. અને આ રીતે તમારી જગા ઉપર એ સ્થિર થવાની તજવીજ કરતો હતો. પણ આજના નવા આવેલા માણસ ઉપર ભરોસો રાખી મારા જૂના માણસની વિરુદ્ધ એની શિખામણ હું માનું ખરો ? જો કે આ મારો તર્ક જ હતો. અને આનો ખુલાસો મારા અને મામા વચ્ચે કદી થયો નહીં. પરંતુ મામાના ઓરમાયા વર્તન ઉપરથી મને લાગતું હતું કે

મામાને કોઈકે ખોટી રીતે ભંભેર્યા છે. આ વાત મેં પંડિત વાડીલાલને કરી. એમણે પોતાની રીતે મને શિખામણ આપતાં કહ્યું, "જુઓ, શેઠ વાડીભાઈની સાચેસાચી વાત આપણે મામાને કહેવા જઈશું તો શેઠ વાડીભાઈ અને મૂળચંદ મામાનો સંબંધ બગડશે. અને આપણો પગ તો હજુ સ્થિર થયો નથી એટલે મંડળીનું ભવિષ્યમાં અહિત થશે. પણ આપણે સાચા છીએ એટલે ડરવાની જરૂર નથી. ધીમે ધીમે આપોઆપ મુળચંદ મામાને જ ખાત્રી થશે કે, આપણે એમના વિરોધી નથી, કુદરત ઉપર ભરોસો રાખી તું તારું કામ કરે જા." આ નિર્ણય મને રૂચતો હતો,

હું ઘોડાગાડીમાં બેસી ઘેરથી પ્લેહાઉસ પર લક્ષ્મીકાંતની નાટકશાળામાં જતો આવતો. રસ્તે વેશ્યાઓના ઘર આવતાં. આ જોઈ મારું મન ચણચણી ઊઠતું. અને મનમાં થતું, ક્યાં મું. ગુ. ના. મંડળીનું ગેપટીનું શુદ્ધ અને પવિત્ર વાતાવરણ અને ક્યાં આ?

વળી આકસ્મિક એક બીજો બનાવ બન્યો. એમાં વાડીભાઈ શેઠે મને સંબોધી કહ્યું, 'જયશંકર, નવું નાટક એક બે મહિના હજું મોડું લખાય તો વાંધો નથી. એવી સલાહ તમે વિભાકરને આપી હતી?" આ પ્રશ્નથી મને ભારે અજાયબી લાગી, જે વિચાર મને સ્વપ્ને પણ આવ્યો નથી એ વિચાર મારા નામે શી રીતે ઉપસ્થિત થયો? આથી નિર્ભયપણે મેં શેઠ વાડીભાઈને જવાબ આપ્યો, 'તમને આવું કોણે કહ્યું? એ વાત સાવ જૂઠી છે.' વાડીભાઈએ કહ્યું, 'વિભાકર એમ કહેતા હતા.' મેં વિભાકરને બોલાવવાનો પ્રસ્તાવ મૂક્યો. શ્રી વિભાકરે આના ખુલાસામાં એટલું જ કહ્યું, 'ના, મોડું કરવા મને જયશંકરે કહી કહ્યું નથી. પરંતુ શાંતિ અને ધીરજથી લખવા અને પ્રવેશ એક બે દિવસ મોડો લખાઈને તૈયાર થાય તો ચિંતા ન કરતાં. સારો લખી આપવાનો આગ્રહ કર્યો હતો.' આ ખુલાસાથી શેઠ વાડીભાઈના મનનું સમાધાન થયું. પરંતુ આ

બનાવથી હું ચોંકી ઊઠ્યો. અને લક્ષ્મીકાંતના માણસો સાથે કેટલું અને માપમાં બોલવું એનો નિર્ણય મેં મનોમન નક્કી કરી લીધો. અને તે પ્રમાણે તાલીમમાં વર્તાવ કરતો હતો, અત્યંત શાંતિથી પ્રત્યેક નટને હું શીખવતો હતો. તેમાં કોઈપણ દિવસ કોઈનાય ઉપર હું ગુસ્સે થયો હોઉં, કે શીખવતાં ત્રાસી ઊઠ્યો હોઉં એવો દિવસ મને યાદ નથી. અમારી તાલીમમાં કોઈકોઈ વખતે મૂળચંદ મામા પણ આવીને બેસતા. અને મારી આગળ તેમજ એમના જૂના નટો આગળ તાલીમ અંગે સંતોષ વ્યક્ત કરતા. અહીં પણ મેં મું. ગુ.ના. મંડળીની તાલીમની પદ્ધતિ અપનાવી હતી.

આ મંડળીના નટો માટે આ નાટક સાવ નવી જાતનું હતું. અને તેથી હું ધારું તેટલો સંતોષ એકાદ બે ને બાદ કરતાં બીજા નટો મને આપશે કે કેમ? એવી શંકા મને રહ્યા કરતી હતી. છેવટે તરજો બંધાઈ. ગીતો તૈયાર થઈ ગયાં અને વેશભૂષાનું કામ ઉપર ચાલતું હતું તેની હું દેખરેખ રાખતો હતો. સાડીઓ અને પોલકાની જુદી જુદી ચીપકીઓના રંગીન ભરતકામ ઉપર અને તેમાંથી કમળ આદિના આકારો લાવવામાં જબરદોસ્ત નામના દરજી સાથે પણ માથાકૂટ કરતો અને બને તેટલી કાળજી લેવાનો આગ્રહ રાખતો. છેવટે રંગીન તાલીમનો દિવસ આવ્યો અને શનિવારના દિવસે નાટકની જાહેર ખબર પણ આવી ગઈ.

મુંબઈના લોકોમાં નાટક જોવા માટે ઉત્સાહ માતો ન હતો. ટિકિટો બધી ખલાસ થઈ ગઈ હતી. બહાર એક ટિકિટના પચાસથી પંચોતેર રૂપિયા બોલાતા હતા. અને વિકટોરિયા નાટક શાળાની આગળનો ટ્રામનો રસ્તો પ્રેક્ષકોથી એટલો ભરાઈ ગયો હતો કે, કેટલાક વખત સુધી ટ્રામની અવરજવર બંધ થઈ ગઈ હતી. કંપનીને પણ આ નાટક ઉપર મોટો મદાર હતો. ગુજરાતી રંગભૂમિ ઉપર નામીચા ગણાય એવાં કેટલાંય પાત્રો એમાં ઉતરવાનાં હતા. મામા

અને જયશંકર સુંદરી જેવા દિગ્દર્શકો એ નાટક તૈયાર કરતા હતા. બેરિસ્ટર થયેલા વિભાકરને હાથે એ નાટક લખાયું હતું. આથમતા વિભાકર, ઊગતા ભાનુ જેવા પ્રભુલાલ ઉપર સવાર થવાના હતા. હું અને સમગ્ર મંડળી ખૂબ ઉત્સાહમાં હતા.

અહીં એક નાનકડો પ્રસંગ નોંધનીય છે. મારા એક શુભેચ્છક શેઠ ગોપાળદાસ નથ્થુભાઈ રામજી બ્હોરાવાળાને મેં પ્રથમ નાઈટે જોવા આમંત્ર્યા. પરંતુ એમણે બાપુલાલ સિવાય બીજા સાથે ભજવાતી તારી ભૂમિકા હું જોઈ શકીશ જ નહીં એમ કહી એમણે મારું આમંત્રણ પાછું ઠેલ્યું. છેવટે તા. ની રાત્રે નાટક ભજવાયું. અને 'અબજોના બંધનને' બદલે 'અજમાના બંડલ' બની ગયું.

આ નાયકમાં મારે હાથે થયેલી કેટલીક ભૂલોનો સ્વીકાર કરી લઉં. સમગ્ર કામ ઉપર મારી દૃષ્ટિ રહેવાથી અને જલદીમાં જલદી નાટક બહાર મુકાય એની અત્યંત ચિંતા રહેતી હોવાથી કવિ સાથે કથાની સુસંગતા સાચવવા અને કાપકૂપ કરી મઠારી લેવા હું ચર્ચા કરી શક્યો ન હતો. વળી નાટકના બધા જ અંગો ઉપર એકી વખતે ધ્યાન આપવા માટે હું નવો હતો, અને ધ્યાન આપવા જેટલો સમય પણ નાટક બહાર મૂકવાની ઉતાવળને લીધે મને મળ્યો ન હતો. નાટકની કથાવસ્તુના ત્રણ પ્રવાહો પડી જતા હતા. અને તે પ્રવાહો પાછા એકમાં મળી જતા હતા. આ અંગેની ચર્ચા પણ કવિ સાથે થઈ શકી નહીં. આ સિવાય બીજી પણ નાની નાની ભૂલો પોષાકના સંબંધમાં અને નાટકના દૃશ્યોના સંબંધમાં મારે હાથે થઈ હતી. દા. ત. બાલબ્રહ્મચારિણી વિભૂતિ, વૈભવને ધિક્કારની હોવા છતાં એનો પોષાક આખા નાટકમાં રંગ બે રંગી સાડીઓ અને જરી કસબથી ભરચક હતો. આમ હું મારી જ ભૂમિકાનો પૂરતો વિચાર કરી શક્યો નહતો.

પણ હું મારી દૃષ્ટિએ કહું તો નાટકની ભજવણી સારી હતી. અને લોકોને ગમી હતી. રા. રઘુનાથભાઈએ આ નાટકની ચર્ચા કરતાં વાડીભાઈને કહેલું, કે આ નાટક સમજવાને પ્રેક્ષકોને હજી પચાસ વર્ષની વાર લાગશે. એમાં દૂનીબાળુની ભૂમિકા ભજવનાર શ્રી એલીઝર, નાયકની ભૂમિકા ભજવનાર ગોપાળજી ભોજરાત, કનૈયાની ભૂમિકા ભજવનાર, બાંજ્યાલાઓની ભૂમિકા ભજવનાર બાળનટો ઉપરાંત અમીધારાનું પાત્ર ભજવનાર શ્રી રતિલાલ પટેલ આ બધાએ સારી ભૂમિકા ભજવી હતી. શરૂઆતમાં જવાહીરની ભૂમિકા ભજવનાર મૂળચંદ મામાને વિભાકરની શૈલી થોડીક અનુકૂળ પડી ન હતી. પણ પાછળથી એમણે એમની શૈલી એમાં દાખલ કરી લોકોને ઠીક ઠીક રીતે હસાવ્યા હતા. અને પ્રેક્ષકોનું ધ્યાન ખેંચ્યું હતું.

આમ ભજવણીની દૃષ્ટિએ નાટક સારું ભજવાયું હતું છતાં કથાની શિથિલતાને લીધે નાટક વખણાયું ન હતું. આમાં પ્રેક્ષકોના બે મત પડી ગયા હતા. એક વર્ગ લક્ષ્મીકાન્તની આખી શૈલી અને ભજવણીની રીત ફેરવી નાખેલી હોવાથી ખૂબ પ્રસંશા કરતો હતો જ્યારે બીજા વર્ગને આ અને એવા જ બીજા કારણોસર આ નાટક ગમ્યું નહતું. બળતામાં ઘી હોમાય તેમ ગઝલકાર શયદાએ એ વખતના એમના એક સાપ્તાહિકમાં વિભાકરના આ નાટકની સ્વચ્છંદપણે ટીકા કરી હતી. શયદાના લેખક તરીકેના અભિમાને એમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. એટલું આજે સ્મરણમાં છે.

વળી મામાના જ માણસોએ આ નાટકને ઉતારી પાડવાની ચર્ચામાં ખાનગીમાં મોટો ભાગ ભજવ્યો હતો. નાટકને 'અબળાના બંધન' કહેવાને બદલે 'અજમાના બંડલ' કહી ઉતારી પાડતા હતા. મને લાગે છે કે વિભાકર અને આ નાટક મંડળીને આ લોકોએ આ રીતે પુષ્કળ નુકસાન પહોંચાડયું હતું.

ગુરુવર્ય વિષ્ણુનારાયણ ભાતખંડે સાહેબ અમારી વિનંતીથી પહેલી જ રાત્રિએ 'અબળાના બંધન' નાટક જોવા આવ્યા હતા. અને એમની પદ્ધતિ પ્રમાણે ઘેર જઈ નાટક અને તરજો ઉપર રસની દૃષ્ટિએ એક નાનકડો લેખ લખી નાખ્યો હતો. તેમાં લેખકની અને ભજવનારાઓની ખામીઓ અને ખૂબીઓ ઉપર ટૂંકી પણ માર્મિક ટીકા કરી હતી. તેવી જ રીતે નાટકના સંગીત અને રસની પણ ઉત્તમ ચર્ચા કરી હતી નાટક બહાર મૂકાયા પછી થોડા દિવસો બાદ આ લેખ પંડિત વાડીલાલે મને વાંચી સંભળાવ્યો હતો. તેમાં મરાઠી નાટકો અને નાટકી તરજો ને રસ દૃષ્ટિએ દિશાસૂચન મળે એવાં વિધાનો કરવામાં આવ્યાં હતાં.

નાટક ભજવાયા પછી બીજે દિવસે વાડીભાઈ શેઠ અને મૂળચંદ મામા મારે ત્યાં આવ્યા હતા. નાટક વિષે બે મત પડવાથી દિલગીર ન થશો એ વાત ચર્ચાવા પછી મેં, જવાબમાં જ ગુાવ્યું કે, હવે પછી આપણા કવિ પ્રભુલાલભાઈએ મારા આવવા પહેલાં મને, લક્ષમાં રાખીને જે 'સત્યપ્રકાશ' નામનું નાટક લખ્યું છે તે નાટક જલદી હાથમાં લેવું જોઈએ.' પછી બીજી આવક વધારવા મામાને મેં કહ્યું, 'જૂના કયા નાટકોમાં મારે ઉતરવું તે કહો. એટલે હું તૈયારી કરું.' મામાએ બે નાટકના નામ આપ્યાં જેમાં એક ઉર્દૂ નાટક 'મહાતાબે જહાંન'ની 'બેગમ'ની ભૂમિકા અને બીજું 'અરૂણોદય'ની 'મનોરમા'ની ભૂમિકાનો ઉલ્લેખ કર્યો હતો. ત્યાર પછી તાલીમના દિવસોમાં મેં મારી ભૂમિકાઓ જૂના નટો સાથે તૈયાર કરવા માંડી એ પૈકી મહાતાબે જહાંન વિષે ખાસ ઉલ્લેખનીય કશું જ કહેવા જેવું નથી પરંતુ અરૂણોદય વિષે અત્રે થોડી ચર્ચા કરવી યોગ્ય છે.

અગાઉ આ નાટક વખણાયેલું હતું અને લાંબા સમય સુધી ચાલ્યું હતું એનાં કેટલાક ગીતો ઘેરઘેર ગવાતાં હતાં. અને તેમાંય એક ગીત 'આ તો તમારી ભૂલ છે.' ખૂબજ લોકપ્રિય થયું હતું

આ નાટક મેં પણ તે જ સમયમાં જોયું હતું. આ વખતે 'મનોરમા'ની ભૂમિકા ભજવતાં મેં આખું નાટક આદિથી અંત સુધી વાંચી લીધું હતું. અને નાટકની નાયિકા ઉદ્ધત કે અંગ્રેજી ભણવાથી બહેકી ગએલી ન લાગી તેમ વિલાયતની મુસાફરી કરી આવવાથી પુરુષોની સરસાઇ કરનારી પણ ન લાગી પણ ઊલટાની પ્રેમાળ અને પતિમાં સંતોષ લેનારી જણાઈ.

મનોરમાના નાયક સાથે બાળપણમાં લગ્ન થયાં હતાં. અને ત્યાર પછી વિદ્યા–ઉપાર્જન કરી વધુ અભ્યાસ અર્થે તે વિલાયત ગઈ હતી. વિલાયતથી આવ્યા પછી લોકો એનો સત્કાર કરતા હતા. ત્યાં કોઈક એના પતિની એને ઓળખાણ પાડે છે કે, આ તમારા પતિ. પોતાની સાથે જ ગામડિયા જેવા જણાતા અભણ પતિને જોઈ એને ગ્લાનિ થઈ આવતી. અને તેમાં ય પતિ જડ રીતે ફૂલનો હાર આપવા જતો તેનો અસ્વીકાર કરી 'ગેટ અવે' એટલા શબ્દો બોલી તે ચાલી જતી અને અંતે પતિના લોકોપકારના સ્વરાજ્યની ચળવળના કાર્યો જોઈ તે રાજીખુશીથી તેનો સ્વીકાર કરતી. અને છેલ્લે પતિના કાર્યોમાં મદદગાર થઈ એની સાથે ઘરસૂત્ર ચલાવતી હતી.

મનોરમા શરૂઆતના ફૂલહારના પ્રસંગથી પતિનો તિરસ્કાર કરતી હતી. અને વચલા ભાગોમાં પણ તે જ તિરસ્કાર કાયમ રાખી અંતે ત્રીજા અંકમાં જાણે અચાનક જ પતિના સદ્‌ગુણો જોઈ એ એનું ઘરસૂત્ર ચલાવવા તૈયાર થતી હતી આ મુદ્દો ધ્યાનમાં રાખીને મારી પહેલાં આ ભૂમિકા ભજવનાર નટ અભિનય કરતા. મેં આમાં મારો દૃષ્ટિકોણ ઉમેર્યો. પ્રથમ તો એક ખાનદાનના ફરજંદને ન શોભે એવા લક્ષણોમાં મનોરમાની ઉદ્ધતાઈ, વિલાયત જવાથી આવેલી સ્વચ્છંદતા, પુરુષોની ખોટી સરસાઈ, ઈત્યાદિ અભિનયો કાઢી નાખ્યા. અને એની જગા ઉપર યોગ્ય વયે સહજ સ્ત્રીઓચિત પતિ ઝંખનાને મહત્ત્વ આપી અભિનયને બહેલાવવા લાગ્યો. વળી જ્યારે સંસારમાં આપણને યોગ્ય

પ્રેમપાત્ર મળતું નથી, અથવા અણગમતું પ્રેમપાત્ર મળે છે ત્યારે સહજ રીતે ખાનદાન માણસોનો પ્રેમ એક વ્યક્તિને બદલે સમષ્ટિમાં ફેલાઈ જાય છે. તેવી જ રીતે મનોરમાનો પ્રેમ પણ સમષ્ટિમાં ફેલાઈ જાય છે.

મનોરમાના પરિચયમાં આવનાર સ્ત્રી કે પુરુષ તરફ મનોરમા વધારે માયાળુ બને, આદર સત્કાર બતાવી પોતાની અધૂરી રહેલી ઇચ્છાઓની તૃપ્તિ મેળવે છે તેવો અભિનય હું બતાવતો હતો. પ્રથમ તો મનોરમા એક ગીત ગાતી ગાતી પ્રવેશતી, એમાં મેં ફેરફાર એટલો જ કર્યો કે, એક ચોપડીમાંથી ગીત વાંચતી વાંચતી ગાતી હતી. એનું તાત્પર્ય એ કે, એની અતૃપ્ત ઝંખના એને વાચનના શોખ તરફ લઈ ગઈ હતી. ઉપર્યુક્ત ફેરફાર કરવાનું પ્રયોજન આ જ હતું. વળી આજ દૃશ્યમાં કનુજી નામના એક નટ ડૉક્ટરની ભૂમિકા ભજવતાં હતા. અને મનોરમાને મળવા આવતા હતા. તેમને માત્ર ઔપચારિક રીતે મનોરમા ચા પાતી હતી તેમાં મેં માત્ર એટલો જ ફેરફાર કર્યો કે અતૃપ્ત હૃદયને આવો સંગ પ્રિય લાગતો હોય છે. અને તેથી આદરપૂર્વક ચા પાવાનો અભિનય કર્યો હતો. વળી યુરોપમાં વર્ષો સુધી શિક્ષણ લીધું હોવાથી પુરુષ વર્ગથી સંકોચાવાના હાવભાવ અંશતઃ મેં કાઢી નાખ્યા હતા. આથી ડૉક્ટર થનાર કનુજીને કંઈક ફાવટ આવી નહીં. તેથી મને તાલીમમાં કહેવા લાગ્યા, 'આમ ડૉક્ટરને આદરપૂર્વક ચા પાવાના અભિનયથી લોકો મનોરમા માટે શંકાશીલ નહીં બને? મેં જવાબમાં જણાવ્યું, 'ના. તમે મનોરમાની આંખો સામે અને મુખની રેખાઓ જોશો તો તમને જણાશે કે, ડૉક્ટર પરાયો પુરુષ છે અને એને માટે મનોરમાને જાતીય આકર્ષણ ઉત્પન્ન થયું નથી એમ સ્પષ્ટ દેખાશે."

આમ ઝીણવટથી સમજાવ્યા છતાં કનુજીના મગજમાં મારી વાત ઊતરી નહીં. અને એ દૃશ્યમાં મનોરમાથી બને તેટલા છેટાને છેટા ભાગતા હતા. ત્યાર પછી મેહુ પ્રસિદ્ધ દૃશ્ય પતિ સાથેના મેળાપનું :

"આ તો તમારી ભૂલ છે"(ગીત). જેમાં આ બંને હૃદયો એક બીજાને કિંચિંત ઓળખી, થોડા નજીક આવે છે અને ભવિષ્યમાં બંને એક થઈ જવાના છે એ દૃશ્ય આવતું. અહીં મનોરમાના પતિની ભૂમિકા મૂળચંદમામા ભજવતા. મનોરમાએ પતિને કિંચિત જ ઓળખ્યો છે. હજી એના હૃદયનું સંપૂર્ણ સમાધાન થયું નથી. એટલે આ દૃશ્યમાં હું પતિને સમજાવવાની કોશિશ કરતો હોઉં એવો સંવેદનાત્મક અભિનય આપવા પ્રયત્ન કરતો. મુખ ઉપર ગંભીરતા ધારણ કરતો. મામા આ ગીત વખતે અભિનયનો લહેકો કરી અને બીન જરૂરી ખી...ખી...ખી...ખી...કરી પ્રેક્ષકોને હસાવવા પ્રયત્ન કરતા. હું ગંભીરતાથી એમની આંખ સામે જોઈ રહેતો. અને જાણે આવો અણસમજુ પતિ ! એવા ભાવ કાઢવા પ્રયત્ન કરતો. મામા વળી પાછા લોકોને ખડખડાટ હસાવી દેતા. હું પ્રેક્ષકોને ગંભીરતાથી કાબૂમાં લેતો. આમ વારંવાર ચાલ્યા જ કરતું. ઘડીમાં પ્રેક્ષકો મામાના કાબૂમાં તો ઘડીમાં મારા.

દૃશ્ય પૂરું થયા પછી મામા અંદર આવી કહેવા લાગ્યા, 'જયશંકર, ખરેખર કમાલ છો.' 'મેં કહ્યું, 'મામા, તમારા જેવા સિદ્ધહસ્ત અભિનેતા સામા પાત્રને આ રીતે ઉડાડી દેવા કોશિશ કરે એ આપણા તખ્તાને યોગ્ય નથી.' મામા ચૂપ રહ્યા.

ત્યાર પછી અરૂણોદયના ત્રીજા અંકમાં સ્ત્રીઓની સભા આગળ મનોરમા પોતે ખાદી ધારણ કરી તેમને ઉદ્બોધન કરવા એક ગીત ગાતી. તેના શબ્દો હતા, 'તમે પહેરોને ખાદી.' આ ગીતને ગાંધીજીની તે વખતની ખાદીની અને સ્વરાજ્યની ચળવળ સાથે સીધો સંબંધ હોવાથી લોકપ્રિય થાય, એવી જ રીતે કવિએ તેના શબ્દો ગોઠવ્યા હતા. વિલાયત જઈ આવેલી મનોરમાને પણ લેખકે ખાદીધારી બનાવી હતી.

આ ખાદીવાળા પ્રસંગને પણ મેં સારી રીતે બહેલાવવા માંડ્યો. એ સંસ્થાની મેમ્બર બહેનોને ઉદ્દેશીને ગવાયેલું ગીત મેમ્બર ન હોય તેવી પ્રેક્ષક ગૃહમાં બેઠેલી બહેનોની સાડીઓ તરફ પણ મનોરમા અભિનયથી જોઈ લેતી હતી. અને જેમણે વિદેશી સાડી પહેરી હોય, એવી બહેનની સાડી તરફ થોડોક અણગમાનો ભાવ બતાવીને મનોરમા પુરુષ પ્રેક્ષકો તરફ દૃષ્ટિ ફેંકતી અને આ રીતે કાળી ટોપી પહેરેલા પ્રેક્ષકોને લક્ષ્ય બનાવીને ગીતના બધા જ શબ્દો એમને ઉદ્દેશીને કહેવાના હોય એવી રીતે અભિનય કરી પ્રેક્ષકગણ સાથે મેં સંબંધ બાંધી લીધો. અને મધુબંસરીમાં પ્રેક્ષકો સાથે બંસરીબાલા જે છૂટ લેતી હતી તે જ છૂટ આ ખાદીની બાબતમાં આ નાટકની નાયિકા લેતી હતી. એનું એક સીધું પરિણામ એ આવ્યું કે, બધા પ્રેક્ષકો પેલી કાળી ટોપી તરફ જોતા થઈ જતા. અને કાળી ટોપી પહેરનાર પ્રેક્ષક શરમાઈ જતો અને માથેથી ટોપી કાઢી નાખતો. તેજ વખતે સાડીનો પાલવ ધરી એ ટોપી પોતાના ખોળામાં જાણે ફેંકવા કહેતી હોય તેમ આંખથી અભિનય કરી જોઈ લેતી. અને તરત જ આવી ટોપીઓ સ્ટેજ ઉપર મનોરમાની પાસે હાઉસમાંથી આવી પડતી.

આના પરિણામે પ્રેક્ષકો આ ગીત વન્સમોર કરી પાંચ પાંચ, ૭ ૭ વખત મનોરમા પાસે ગવરાવતા હતા. અને દર વખતે આવી ટોપીઓ સ્ટેજ ઉપર આવી પડતી હતી. મનોરમા આ બધી ટોપી-ઓને પાલવમાં રાખીને ગીત ગાતાં ગાતાં અંદર લઈ જતી હતી અને એ રીતે આ પ્રવેશ પૂરો થતો હતો. નાટક ખલાસ થયા પછી પ્રેક્ષક-ગણને ટોપીઓ પાછી આપી દેવામાં આવતી હતી અને ત્યાર પછીથી તો ખાદીની ટોપીઓ જ મંડળીએ સંઘરી રાખી હતી. અને પ્રત્યેક કાળી ટોપી પાછી આપતી વખતે એક ખાદીની ટોપી પણ આપવામાં આવતી હતી. એ રીતે ખાદીના પ્રચારને આ ગીતે ખૂબ જ વેગ આપ્યો હતો.

મનોરમાની ભૂમિકા હું ભજવતો હતો, એને લેખક પ્રભુલાલ ત્રિવેદી આદિથી અંત સુધી બહુ લક્ષથી જોઈ રહ્યા હતા. અને લેખકના મનોગતને—મનોરમાના પાત્રને હું અભિવ્યક્ત કરતો ત્યારે લેખકને અત્યંત આનંદ થતો હતો. અને હર્ષથી પુલકિત થઈ જતા હતા એ આનંદની પરિસીમા ત્યારે આવી હતી કે, જ્યારે ઉપરોક્ત ગીત 'તમે પહેરોને ખાદી' ગાઈ હું અંદર આવ્યો ત્યારે લેખક મને બાઝી પડયા. હૃદય સાથે મને ચાંપી રાખી બોલી ઊઠયા. 'જયશંકર, મેં કલ્પનામાં મનોરમાનું જે સ્વપ્ન આંકયું હતું તે તમે અભિનયથી આકાર કરી બતાવ્યું. એથી મને અત્યંત આનંદ થાય છે. ખરેખર, તમે બહુ ઝીણવટથી લેખકને ન્યાય આપ્યો છે. જો આ નાટકની પહેલી નાઈટ વખતે તમે મનોરમાની ભૂમિકા ભજવી હોત તો, આ નાટક ત્રણ વર્ષ જ નહીં, પણ વધારે વર્ષો સુધી ચાલ્યો હોત.''

આ શબ્દોમાં તેમના હર્ષની ભાવભરી અભિવ્યકિત જ હતી. પછી પોતાના તરફથી એક સૂચના કરતા હોય તેમ બોલ્યા. 'આ ટોપીઓ ઉતરાવવાનો પ્રેક્ષકો સાથેનો સંબંધ ન બાંધતા હો તો સારું.' જવાબમાં મેં જણાવ્યું, 'કવિ, મનોરમાના પાત્ર માટે અને નાટયશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર તમારી સૂચના સાચી છે. અને તે હું સ્વીકારું છું. પરંતુ સમાજના અસાધારણ બનાવો વખતે નટો પણ તેને અસાધારણ રીતે પ્રેક્ષકો સાથે બહેલાવે નહીં, તો અસાધારણ બનાવનું મહાત્મ્ય રહેતું નથી એમ નટ તરીકે મને લાગે છે. એ દૃષ્ટિએ પણ કવિ, તમારે વિચારવું જોઈએ. એટલું જ હું મારા બચાવમાં જણાવું છું. તેમ છતાં બહારથી આ વિષે જરા જેટલી પણ ફરિયાદ આવે તો મને તરત જ ચેતવજો. હું સપાટાબંધ પ્રેક્ષકો સાથેનો આ સંબંધ તોડી નાખીશ.'' પરંતુ આવી કોઈ ફરિયાદ કવિ પાસે આવી હોય એવું કવિએ મને કદી કહ્યું નથી. વળી મનોરમાની મારી ભુમિકા વિષે એક બહેનના અભિપ્રાયને અત્રે જણાવ્યા વિના રહી શકતો નથી.

આ બહેનનું નામ આપવાની જરૂર નથી. પરંતુ તેઓ મનોરમાની આગલી જિંદગી જેવું જીવન જીવતાં હતા. અર્થાત્ એમનો સંસાર અણગમતા પતિનું ઘરસૂત્ર હતું. આ બહેને મારી અગાઉ ભજવનાર નટની ભૂમિકા પણ અનેકવાર જોઈ હતી. અને મનોરમાનું મનોમંથન પોતાની જાત સાથે સરખાવતાં અત્યંત સાચું લાગ્યું. અને એક મિત્ર સાથે કહેવડાવ્યું કે, 'તમારું મનોરમાની ખાનદાનીને અભિવ્યકત કરતું મનોમંથન મને ખૂબ જ ગમ્યું છે. આ મનોમંથન જોતાં જોતાં ત્રણેક વખત રડી પડી હતી. અને છેલ્લે મનોરમામાંથી સમાધાન મેળવતી હતી."

આ અભિપ્રાયની કિંમત બીજા કોઈ પણ પુરુષના અભિપ્રાય કરતાં હું વધારે મહત્ત્વની માનું છું. એટલું જ નહીં, પરંતુ આ નાટકને અને મનોરમાની ભૂમિકાને નવો જ દૃષ્ટિકોણ પ્રાપ્ત થયો. મંડળીની આવક હમણાં માંડ બસો અઢીસો જેટલી આવતી તેને બદલે રૂપિયા એક હજાર આઠસો સુધી પહોંચી ગઈ હતી. આ રીતે આ નાટક ફરીથી ઊંચકાવાથી મને મનોમન બે રીતે સંતોષ થયો. એક તો અમે મંડળીને માથે નથી પડ્યા. અને બીજું રંગદેવતાએ મને પાર ઉતાર્યો. કોઈ પણ વખણાયેલી ભુમિકા ભજવવી એ જોખમરૂપ છે. તેમાંય આખોય દૃષ્ટિકોણ બદલીને ભજવવી તે તો વધારે જોખમ ભરેલું છે.

લક્ષ્મીકાન્તમાં વિકટોરિયા નાટકશાળામાં હું કામ કરતો હતો તે સમય દરમિયાન અમારી જોડેના બાલીવાળા નાટકશાળામાં કામ કરતી મંડળીના માલિક સ્વ. શેઠશ્રી નકુભાઈ કાળીદાસ શાહ અમારા બંને નાટકો જોઈ ગયા હતા. એમની સાથે અચાનક એકાંત મળી જતાં તેઓ હર્ષપૂર્વક મને કહેવા લાગ્યા, 'જયશંકર, અજાજેના બંધન' મેં જોયું. આ નાટકમાં તમારી તાલીમથી લક્ષ્મીકાંતનું જ આખું સ્વરૂપ બદલાઈ ગયું છે. અને એને લીધે મું. ગુ.ના મંડળીનું

નાટક જોતો હોઉં એવું સ્વરૂપ પ્રાપ્ત થયેલું જોઈ મને અત્યંત આનંદ થયો છે. તમને ધન્યવાદ આપ્યા સિવાય હું રહી શકતો નથી વળી 'અરૂણોદય' જોઇને તો મને એમ જ થયું કે, તમારા માટેનું સાચું સ્થાન લક્ષ્મીકાંત નાટક સમાજમાં નહીં, પરંતુ નકુભાઈ કાળુભાઇ શાહની મંડળીમાં છે. મું. ગુ. ના મંડળી તૂટી ત્યારે મારે ત્યાં તમને રાખવા હું ઇચ્છતો હતો. પરંતુ મારા કરતાં મુળચંદ-મામા તમારી પાસે વહેલાં પહોંચી ગયા એટલે મારું મોઢું સિવાઈ ગયું. પણ એક વાત હંમેશને માટે કહી રાખુ છું કે, 'મારી નાટક મંડળીના દરવાજા તમારા દિગ્દર્શન માટે હમેશાં ખુલ્લા છે. એટલું મનના એક ખુણામાં સંઘરી રાખજો.' મેં કહ્યું, આપની ભલી લાગણી માટે આભારી છું। પછી અમે છૂટા પડ્યા.

ત્યાર પછી લક્ષ્મીકાંત નાટક મંડળી સુરત અને ભરૂચ નાટકો કરવા જવાની હતી એના કામે લાગી. આ મુસાફરીએ મારા મનમાં એક નાનકડો ક્ષોભ ઉત્પન્ન કર્યો. આજસુધી ઈ. સ. ૧૯૦૧ થી ૧૯૦૨ સુધી મું. ગુ. ના. મંડળીમાં અમારે જ્યારે જ્યારે મુસાફરી કરવાનો પ્રસંગ આવતો ત્યારે હું સેકંડ કલાસમાં મુસાફરી કરતો હતો. એટલું જ નહીં પરંતુ અંગત કામે વીસનગર જાઉં તો પણ કન્સેશન ટિકિટથી સેંકડ કલાસમાં જ જતો હતો. આ વાત કોઈ બડાઇ માટે કહેતો નથી. પણ એ સ્વભાવ સાથે એટલું ભળી ગયું હતું કે, લક્ષ્મીકાંત નાટક મંડળીના મુસાફરીના થર્ડકલાસના ડબામાં પગ મૂકતાં જ મારું મન ચણચણી ઊઠયું. અને મું. ગુ.ના મંડળીની સ્મૃતિ તાજી થઈ, એ મંડળી તૂટવાના કારણો મારા મનમાં ઉભરાઈ આવ્યા અને શેઠને નોટિસ આપવાની ભુલ કરવા માટે મારી જાતને હું મનોમન દોષિત ગણવા લાગ્યો.

ત્યાર પછી ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર મંડળી માટેના ડબામાં પ્રવેશી ડબાના ખૂણા ઉપર હું ગોઠવાયો. થોડીવારે મંડળીના માલિક

ચંદુભાઈ, અને મૂળચંદ મામા પણ આવી પહોંચ્યા. અને ડબાના બીજા છેડે આસન જમાવ્યું. મુસાફરીનો આનંદ બાલનટો ઉપર તરવરી રહ્યો હતો. અને મોટાઓ પણ આનંદથી વાતો કરતા હતા. માત્ર હું જ ઉદાસ અને હાથમાં ચોપડી લઈ વાંચતો બેઠો હતો. એટલામાં મને ચંદુભાઈએ બોલાવ્યો,. થોડીક વાતો કરી અને ત્યાર પછી સુરત સુધી ગપ્પાં મારતાં મારતાં મુસાફરી પૂરી કરી.

અહીંયાં પણ અમારા નામો સહિત નાટકની જાહેરાત કરવામાં આવી હતી અને ‘ અણજોના બંધન ’ અને ‘ અરુણોદય ’ની ટિકિટો સારા પ્રમાણમાં ખપી ગઈ હતી અને સપ્તાહના ૭ કે સાત નાટકોમાં હાઉસ ઉભરાઈ જતું હતું. અને દૂર દૂરથી લોકો નાટક જોવા સુરત આવતા હતા. અહીંયાં પણ “ આ તો તમારી ભૂલ છે. ’ એ પ્રવેશે સારી અસર ઉપજાવી હતી, અને ‘ તમે પહેરોને ખાદી ’ એ ગીતથી સુરતીઓની કાળી ટોપીઓ રંગમંચ ઉપર આવી પડતી હતી. અને ખાદીના પ્રચારને ખૂબ વેગ મળ્યો હતો.

અહીં અનેક અજાણ્યા માણસો મને મળતા. અને કહેતા કે અમે તમને મુંબઈમાં નાટકોમાં જોયેલા છે. આમ હું જ્યાં જતો ત્યાં અનેક પરિચિત અપરિચિત ભાઈબહેનો મને મળવા આવતા અને જૂનાં સંસ્મરણો આલેખતા. આ પ્રવાસથી મંડળીને સારી આવક થઈ હતી.

હવે આપણે કવિ પ્રભુલાલ દ્વિવેદીના ‘ સત્ય પ્રકાશ ’ નાટકની તાલીમ તરફ વળીએ. અહીં એક વાત કહેવી જોઈએ કે થોડા જ મહિનાઓના પરિચયમાં લક્ષ્મીકાંતના જૂના નટોને મારા તરફ સારી જેવી શ્રદ્ધા થઈ હતી અને તાલીમમાં અમારી મું. ગુ. ના મંડળીની શિસ્ત પાળતા હતા. મામા તાલીમમાં એમની ભૂમિકા બજાવવા માટે આવતા હતા બાકી મોટો ભાગ મને દિગ્દર્શન કરવા દઈ નાટક

ચાળાની ટિકિટ ઓફિસમાં બેસી પોતાનું કામ કરતા હતા. આવા નાટકમાં એક શ્રીમંતની મોટર નીચે કચરાઈને એક મજૂર મરણ પામતો હતો. આ પ્રસંગના આઘાતથી મજૂરની સ્ત્રી ગાંડી બની જતી હતી એના બેત્રણ દૃશ્યો ત્રીજા અંક સુધીમાં લખ્યાં હતાં. આ ત્રણેય દૃશ્યોના ગાંડપણના અભિનયમાં પતિના મરણના આઘાતને મુખ્ય રાખી એના અનુસંધાનમાં એ ગાંડી સ્ત્રી ગાંડપણમાં કેવા ક્યા ભાવોને બહેલાવે તેનો સળંગ ક્રમ એ પાત્રને શીખવવા માટે મેં ગોઠવી દીધો હતો. અને વિસંગત ગાંડા ચાળા છતાં પતિના મરણનો આઘાત એ દરેક વિસંગતિને અંતે એમાંથી ધ્વનિત થાય એ એને શીખવ્યું હતું. એનું નાનકડું ઉદાહરણ આપું કે જેથી વાચકને થોડી કલ્પના આવશે.

આ ગાંડી મજૂરણ એક દૃશ્યમાં "ઊભા રહો, ક્યાં જાઓ છો? હું તમારી સાથે આવું છું" એવો વલવલાટ કરતી આવતી હતી. અને ગાંડપણના ચાળામાં એને અવકાશમાં શોધતી હતી. દરમિયાન બીજા બેત્રણ પાત્રો આ દૃશ્યમાં કામ કરતાં હતાં. એમનો સંવાદ લગભગ બેચાર મિનિટ ચાલે એટલો લાંબો હતો. દરમિયાન આ ગાંડી મજૂરણ રંગમંચના એક ખૂણામાં બેસી જતી અને જમીન ઉપર ચાકથી પોતાના પતિની આકૃતિ ચીતરતી હતી. અહીં રંગ-મંચ ઉપર ત્રણ પાત્રોનો સંવાદ પૂરો થતો કે તરત જ પેલી ગાંડી સ્ત્રી ઊભી થઈ જતી અને પેલા ચિત્રને ઉદ્દેશીને કહેતી "ઊભા રહો, ઊભા રહો, હું આ આવી, આ આવી, આ આવી" એમ કહી જમીન ઉપર માથું પટકી લથડતી લથડતી જતી હતી. આ અભિનય જોઈ લોકોએ હર્ષથી આ ગાંડી સ્ત્રીને વધાવી લીધી હતી. મારે કહેવું જોઈએ કે આ ભૂમિકા ખૂબ સારી ભજ-વતા. લોકોએ એમને ખુબ ધન્યવાદ આપ્યા હતા.

વળી આ નાટકમાં મોટર માલિકની ભુમિકા એલિઝર

એક ઉત્તમ નટ ખુબ જ અસરકારક રીતે ભજવતા. તેઓના હાથ-પગ અને હલનચલન અત્યંત પ્રમાણમા અને ધાટીલી મુદ્રાઓ રચી હલાવતા. વળી પોતે અમૃત કેશવ નાયકના શિષ્ય હતા. તેઓ દર નાટકે જૂની-નવી ભૂમિકામાં ઉતરતાં પહેલાં ગુરુના ફોટાને પ્રણામ કરી પછી રંગમંચ ઉપર આવતા. આ નટ સાથે મારો સારો મેળ પડી ગયો હતો. મોટર માલિકની ભુમિકામાં પોતાની મોટર નીચે એક મજૂરને ચગદી નાખવાના આઘાતથી તેમનું મન ભ્રમિત થઈ જવું હતું. અને ત્યાં એક લાંબી સ્વગતોક્તિ લેખકે મુકી હતી. તાલીમ વખતે મેં એમને સમજાવ્યું. "જૂઓ, એલિઝર ભાઈ આ અકસ્માત પછી તમારા પાત્રનું મન ભ્રમિત થઈ જાય છે અને અંતે પાછું મન ઠેકાણે આવે છે. પાછળથી ભ્રમિત મન ઠેકાણે આવવાનું છે એ લક્ષમાં રાખીને સ્વગતોક્તિમાં ક્રમે ક્રમે ભ્રમિતાવસ્થા તમારે પ્રગટ કરવાની. અર્થાત્ એના શરૂઆતના બીજ એટલા જ પ્રમાણમાં તમે ઉગાડો કે જેથી મન પાછું ઠેકાણે આવે ત્યારે અસ્વાભાવિક ન લાગે. એલિઝરએ કહ્યું "મેરી સમજમેં કુછ ભી નહીં આયા, દેખિયે સાહબ, આપ કરકે દિખાઈએ ઉસકો મૈં માનતા હૂં વરના મુંહસે બોલનેવાલેકો નહીં માનતા" આ બટકબોલા અને સ્પષ્ટવક્તા એલિઝરને મેં જવાબ આપ્યો "આજ દશ્ય હું તમને ત્રણ રીતે ભજવી બતાવું છું એને જરા લક્ષપૂર્વક જોજો. ત્રણની માત્રામાં તમને ફરક દેખાશે. પ્રથમ તો સંપૂર્ણ ગાંડો અને જે છેલ્લે સુધી ગાંડો રહેવાનો છે તેને માટે સ્વગોક્તિ આ રીતે ભજવી શકાય" એમ કહી મેં એવો અભિનય કરી બતાવ્યો. બીજું ભ્રમિત મન પાછું ઠેકાણે આવવાનું છે એની સ્વગતોક્તિ આ રીતે ભજવી શકાય એમ કહી મેં એનો પણ અભિનય કરી બતાવ્યો અને હું ત્રીજી રીત બતાવું તે પહેલા તો તે દોડીને મને બાઝી પડ્યા અને મારે પગે હાથ મુકતાં મુકતાં બોલ્યા "બસ, બસ, બસ આપકો મૈં માનતા

હૂં, મેં આપકા અચ્છી તરહ સમજતા હૂં. અબ બતાઇએ ઉસમેં જરા ભી ફર્ક નહીં આને દુંગા.'' આમ આ નાટકમાં આ પાત્ર તૈયાર થયું હતું અને એમણે ભુમિકા ખરે જ ઉત્તમ રીતે ભજવી હતી. ગોપાળજી ભોજરાજ આ નાટકમાં પણ નાયકની ભુમિકા ભજવતા હતા તેઓ શરીરે પાતળા બાંધાના હોવાથી ભુમિકાઓ સારી ભજવવા છતાં મારી સાથે બંધબેસતા આવતા ન હતા એમ કેટલાક કહેતા હતા. આ નાટકની રંગીન તાલીમનો સમય આવી પહોંચ્યો.

નાટક બહાર મુકવા પહેલાં કેટલાક-હાસ્યના દૃશ્યોમાં નટોને મુળચંદ મામાએ પણ તાલીમ આપી હતી. છેવટે રંગીન તાલીમ પણ થઈ અને નાટક બહાર મુકવામાં આવ્યું. હું જોડાયો ત્યારે મારા માટે લખાયેલું આ નાટક પણ લાંબું ચાલ્યું નહીં આથી મને અત્યંત દુઃખ થયું પણ બીજી રીતે વિચારું તો વિભાકરને અજમાવી જોવામાં મેં ભુલ કરી ન હતી એમ મને લાગ્યું.

[ ૧૧ ]

## પુનઃ બાપુલાલ સાથે

હવે આપણે બાપુલાલ નાયકની માલિકીની મું ગુ.ના મંડળી તરફ નજર કરીએ. મંડળી ખરીદ્યા પછી તેઓ સીધા અમદાવાદમાં આવ્યા અને ભારતભુવન થિયેટરમાં ઈ.સ. ૧૯૨૨ના એપ્રિલમાં અક્ષય-તૃતીયાને દિવસે પોતાના યશસ્વી અને ભાગ્યશાળી નાટક 'સૌભાગ્ય-સુંદરી'થી શરૂઆત કરી. 'સુંદરી' તરીકે મોહન મારવાડી-જેઓ

વિભાકરના નાટકોમાં ઉપનાયિકાની ભૂમિકાઓ ભજવી પ્રસિદ્ધ થયા હતા—ઊતાર્યા અને બાપુલાલે પોતે ‘સૌભાગ્ય’ની ભૂમિકા લીધી, અને ગોપાળજી ભોજરાજજીની જગાએ માધવની ભૂમિકામાં પોતાના ભાઈ અંબાલાલ બી. નાયકને અજમાવ્યા.

આ મંડળી મુંબઈમાં જ સ્થિરવાસ કરતી હોવાથી અને બહારગામ નહીં જતી હોવાથી આ પ્રસિદ્ધ નાટકો જોવા અમદાવાદની પ્રજા ઊમટી પડી હતી. મંડળીની આવક ખૂબ જ સારી થતી હતી. આ જ વખતે નાટકના રસિયા ડૉ. મચ્છર; રા. વિ. પાઠક અને રસિકલાલ છો. પરીખનો એમને પરિચય થયો. છેલ્લા બંને વિદ્વાનો રંગભૂમિની સ્થિતિ ઉચ્ચતર બનાવવા સંકલ્પ કરી ચૂક્યા હતા અને ધીમે ધીમે નાટક મંડળીના માલિક પણ એવા કોઈ નાટકને અજમાવવા વચનથી બંધાયા હતા. આ વખતે ચાલીસ હજાર રૂપિયામાં ખરીદેલી મંડળીનું દેવું લગભગ ભરપાઈ થવા આવ્યું હતું.

હવે આ જ સમય દરમિયાન ગેઈટી થિયેટરના માલિક, મારા જૂના શેઠ છોટાલાલ મૂળચંદ નાટકમંડળી જે સંજોગોમાં બંધ કરી વેચી નાખવી પડી હતી એનાથી બહુ ખિન્ન રહ્યા કરતા હતા. આ સમય દરમિયાન મૂળજીભાઈ આશારામ ઓઝાની ‘મોરબી આર્ય સુબોધ નાટક મંડળી’ તેના છેલ્લા વારસ અને એમના જમાઈ શ્રી માધવજીભાઈ ચલાવતા હતા. અને કાઠિયાવાડ છોડી મુંબઈના ગેઈટી થિયેટરમાં નાટકો ભજવતા હતા. જૂના પ્રસિદ્ધ નટોના અભાવે તેમ જ સારા લેખકના અભાવે મુંબઈમાં આ મંડળી નુકસાનીમાં કામ કરતી હતી અને છેલ્લે છેલ્લે ખુદ થિયેટરનું ભાડું એટલું બધું વધી ગયું હતું કે એ ભાડાપેટે રૂા. સત્તાવીસ હજાર શેઠ છોટાલાલ મૂળચંદને ‘મોરબી આર્ય સુબોધ નાટક મંડળી’નો સરસામાન અને નાટકો વેચી દેવાં પડ્યા હતા.

ત્યારપછી છોટાલાલ શેઠના મનમાં બીજી નાટક મંડળી શરૂ કરવાનો વિચાર ઘોળાવા લાગ્યો. એને માટે એક બાજુથી એમણે 'રોયલ નાટક મંડળી'માં કામ કરતા શ્રી મુળશંકર મુલાણીને બોલાવ્યા અને કહ્યું : 'ફરીથી' સુબોધ નાટક મંડળીને નામે આપણે શરૂ કરીશે. 'મોરબી'નો સરસામાન આવી ગયો છે. તમે જો હા પાડો તો હું જયશંકરને કહેવરાવું. અંદરનું દિગ્દર્શનનું કામ કરનાર આપણને કોઈક તો જોઈશે જ. 'મુળશંકરે હા પાડી અને એક દિવસે શેઠના નાનાભાઈ મગનભાઈ 'લક્ષ્મીકાંત નાટક સમાજ' છોડી દેવા અને શેઠ 'સુબોધ ગુજરાતી નાટક મંડળી' શરૂ કરે છે તેમાં જોડાવા મને સમજાવવા માટે વિક્ટોરીયા થિયેટરમાં આવ્યા અને લગભગ રવિવારના દિવસે નાટક ચાલતું હતું ત્યારે બે અઢી કલાક મારી સાથે બેઠા જવાબમાં મેં કહ્યું કે હું પંડિત વાડીલાલને પણ આ વાત કરૂં છું અને આવતી કાલે ગેઈટી થિયેટરમાં આપણે મળીશું. ત્યારબાદ અમે મોટા શેઠ સાથે વાત કરી કે જો મૂળશંકરભાઈ મૂલાણી નાટક લખી આપવા તૈયાર હોય તો અમને જોડાવાને કોઈ જાતનો વાંધો નથી. માત્ર હરકત એ જ છે કે 'લક્ષ્મીકાંત'માંથી છૂટા થવા માટે મારા લખતના આશરે ચારેક મહિના હજુ બાકી છે તેથી મારે એ લોકોની આગળ બધી હકીકત સમજાવીને કહેવી પડશે. શેઠને અમારી વાતથી સંતોષ થયો અને ત્યારપછી અમે પૂજ્ય ગુરુ ભાતખંડે સાહેબની સલાહ લીધી અને તેમણે એક વાત ઉપર ભાર મુકીને સમજાવ્યું 'હવે તમે કોઈનીય સાથે ભાગીદારીમાં ન જોડાશો. જે તે ચોકખો માસિક પગાર ઠરાવી લેશો." આ રીતે એમના પણ આશીર્વાદ મેળવી ને મુળચંદમામાને આખી વાત સમજાવી. તેમણે શરૂઆતમાં થોડી હા-ના કર્યા પછી મારા લખતમાંથી ત્રણ ચાર માસ જ બાકી હતા એટલે છૂટા કરવામાં બહુ હરકત નહીં આવે આમ જણાવી તેમણે 'લક્ષ્મીકાંત'ના આગેવાનો સામે આની ચર્ચા કરી લીધી 'લક્ષ્મીકાંત'માં મને

પગાર ઉપરાંત, મને યાદ છે ત્યાંસુધી, આશરે ચાર હજાર રૂપિયા આપવાના ઠરાવ્યા હતા. એક રીતે કહું તો અમારા જોડાયા પછી આ નાટક મંડળી બહુ કમાઇ હતી એમ કહી શકાય એમ નહીં એટલે એ ચાર હજાર લેવા હું રાજી પણ નહતો. આ સિવાય મારી સાથે જોડાયેલા નટો પૈકી ગોપાળજી ભોજરાજજી અને 'લક્ષ્મી-કાંત'ના જૂના નટ એલિઝર ત્યાંથી છૂટા થઈ મારી સાથે આવવા તૈયાર થયા હતા. તેથી તે બંનેના લખત પુરા ન થયા હોવાથી નુકસાનીના બે બે હજાર તમે ગણી લેજો કહીને એ ચાર હજાર રૂપિયા મેં છોડી દીધા. આથી ચંદુભાઇ ખુશ ખુશ થઈ ગયા અને રાજી ખુશીથી અમને છૂટા કર્યા પરિણામે કેટલાક નટો ખુબજ નારાજ થયા અને જે છોકરાઓ મારે હાથે શીખીને તૈયાર થયા હતા એ બધા ખિન્ન થઈ ગયા, ત્યારે કોઇ કોઈ અંદરખાનેથી રાજી પણ થયા હશે. પરંતુ મારે કોઇના ય પ્રત્યે અંગત રાગદ્વેષ જેવું હતું નહી મારે તો માત્ર નાટકનું દિગ્દર્શન કરવાની તક જોઈતી હતી અને મારામાં જે કંઈ શક્તિ હોય તેનો ઉપયોગ કરી થોડાક નટો તૈયાર કરવાની મારી ઈચ્છા હતી, તે તો 'લક્ષ્મીકાંત' કે 'સુબોધ' ગમે ત્યાં મળવાની જ હતી તેથી કોઇનાં પ્રત્યે મને રાગદ્વેષ ન હતો. આમ સૌને છેવટની સલામ કરી હું ત્યાંથી છૂટો પડયો.

ત્યાર પછી ગેઇટી નાટકશાળામાં મારા જૂના શેઠ સાથે, 'સુબોધ'માં હું, પં. વાડીલાલ, ગોપાળજી ભોજરાજજી અને એલિઝર જોડાયા તેમના પગાર શેઠના કાને નાખી ને ઠરાવ્યા ત્યારપછી મેં શેઠને જણાવ્યું 'હવે અમે કોઈનીય સાથે ભાગીદારીમાં જોડાઇશું નહીં એમ અમારો ચોક્કસ નિર્ણય છે. આ નિર્ણયમાંથી અમારાથી ફરાય એમ નથી એટલે આપને ઉચિત લાગે તેટલો મારો પગાર ઠરાવો.' આથી શેઠને જરા અજાયબીની સાથે દુઃખ તો થયું. વળી મંડળીના ખરચનો પહેલો વિચાર કરનાર આ શેઠની તરીકે ભાગીદારીમાં જોડવાની હતી.

પરંતુ અમારો નિશ્ચય જાણી એમણે પગાર કરી આપવાની હા કહી. તેમાં મારો પગાર પાંચસો રૂપિયા ઠરાવવામાં આવ્યો. અહીં શેઠે મને જણાવ્યું કે એક નાટક લખાય નહીં કે આવક આપી શકે નહી તોય અમારે તો તને પાંચસો રૂપિયા આપવાના જ રહ્યા, એ સ્થિતિનો તું ખ્યાલ કરે તો સારું મેં બહુ જ સરળભાવે જવાબ આપ્યો કે કંપની જો ખોટમાં કામ કરતી હશે તો હું ૫૦૦) રૂપિયાના બદલે ૩૦૦) રૂપિયા જ લઈશ. આથી શેઠને સંતોષ થયો પણ આ વખતે શ્રી મૂલાણી મુંબઈમાં નહતા. તેઓ તેમના મોટા પુત્ર હરિલાલની તબિયત નરમ હોવાથી તેમની સાથે કાનપુર રહેતા હતા એક બાજુ રાખેલા માણસોના પગાર ચઢતાં હતા. અને નવા નવા નટ, વાદ્યકાર, ચિત્રકાર આ બધાને નવેસર જોડી ખર્ચ કરવાનો હતો આથી મૂલાણીની હાજરી અને કયું નાટક પહેલાં હાથમાં લેવું તે નક્કી કરવાની ખાસ જરૂર હતી. આથી બે ચાર કાગળો શેઠે કાનપુર લખી એમને બોલાવ્યા પરંતુ તેઓ આવી ન શક્યાં. તેથી તેમને તેડી લેવા શેઠે મને કાનપુર જવા કહ્યું.

‘સુબોધ ’માં હું ભાગીદારીમાં ન જોડાયો અને મારો પગાર પાંચસો રૂપિયા માસિક થયો હતો એની જાણ મુલાણીને થઈ હતી. વળી મુળશંકર પગારથી જોડાવાની સ્થિતિમાં ન હોવાથી ભાગીદારીમાં જોડાવા સિવાય બીજો કોઈ વિકલ્પ એમની પાસે ન હતો. વળી એમણે એમ પણ વિચાર કર્યો હોય કે મોટા મોટા પગારોમાં મંડળીનો નફો ખેંચાઈ જશે પછી મારે માટે ભાગીદારીમાં શું રહેશે? એ ગમે તેમ હોય પણ હું કાનપુર ગયો અને તેમને જલ્દી મુંબઈ આવવા ખૂબ વિનવ્યા પરંતુ તેઓ તરત તો મુંબઈ આવવા રાજી ન થયા અને કહ્યું કે “હરિલાલની તબિયત સારી થઈ જશે એટલે આવીશ.”

હું પાછો મુંબઈ ગયો. અમે મુળશંકરના આવવાની રાહ ખુબ

જોઈ પરંતુ તેઓ ઓળખ્યા નહિ એટલે લાચારીએ કવિ મણિલાલ ત્રિભોવનદાસ પાગલને બોલાવી એમની પાસેથી એક નાટકની માગણી કરી. તેમણે 'શિવાજી' નામક નાટકના કેટલાંક દૃશ્યો લખ્યાં હતાં તે મને વાંચી સંભળાવ્યાં અને બીજા અને ત્રીજા અંકની વસ્તુ સંકલના પણ સમજાવી. એટલે હું રાજી થયો અને શેઠના કહેવાથી એમને જલદી નાટક લખી આપવાની વિનંતી કરી. કવિ મણિલાલ પાગલ હસમુખા, વિનોદી અને આખો વખત નવી નવી વાતો કરી દાંત ભેગા ન થવા દે એવા હતા: અમારા મિલનોમાં 'શિવાજી' નાટકને આગળ વધારવા કરતાં વિનોદની જ વાતો વધારે થવા લાગી આનું મને દુઃખ થયા કરતું છતાં હું વિવેકપૂર્વક દરેક મુલાકાતને અંતે 'મણિભાઈ, હવે જલદી આગળનો પ્રવેશ આપો' આમ ઉઘરાણી કર્યા કરતો હતો. આ કવિની કામ કરવાની પદ્ધતિ 'મુંબઈ ગુજરાતી' જેવી ન હતી. વળી એક દિવસે મું. ગુ.ની અમારી પદ્ધતિની ટીકા કરતાં બોલી ઊઠ્યા. 'તમે અને મોટા શેઠ અને બીજા બધા કેવું ભારેખમ વાતાવરણ ઉપજાવો છો! અને મને પણ ભારેખમ થઈ બેસવાનું ગમતું નથી. વિશેષમાં કહું; તમે કહો તો આ શેઠ ખાસડું લઈને દોડતા અને કયાં ગયો સાલો મણિયો પાગલ?' એમ ગાળો દેતાં નાટકશાળાની આજુબાજુ મારી પાછળ દોડે ત્યારે મને તો મજા પડે.' મેં કહ્યું, 'અરે! અરે! જોજો એમ કરતા! અહિંયા તો લેખકોને બહુ જ આદરપૂર્વક રાખવામાં આવે છે અને આ શેઠિયાઓને પણ એમની કિંમત છે. તમારે પણ ગંભીરતાથી કામ કરવું જોઈએ. આમ બધું કહેવા છતાં મણિલાલ પાગલમાં ઝડપ આવતી ન હતી અને હવે તો આડાઆડ દસદસ દિવસ મોઢું જ નહોતા દેખાડતા આથી લાચારીથી મારે બીજા લેખકની સલાહ લેવી પડી.

શિવાજીનું નાટક કોઈ મહારાષ્ટ્રીયન લેખકની મદદ લેવી ઠીક પડશે એમ વિચારી હું મરાઠી 'નવા કાળ' દૈનિકના

સંપાદક શ્રી કૃ. પ્ર. ખાડીલકરને મળવા ગયો. તેમણે 'સૌભદ્ર' આદિ નાટકો મારા પરમ સ્નેહી નટરાજ બાલગાંધર્વ માટે લખી આપ્યાં હતાં આથી તેમની મદદ લેવી ઠીક પડશે એમ વિચારી 'નવાકાળ'ની ઓફિસમાં પહોંચી ગયો. તેમણે મું. ગુ. નાટક મંડળીનું નામ તથા નટ તરીકેના મારા નામની જાણ થતાં આદરપૂર્વક મારી સાથે વાતચીત કરી. મેં તેમને શિવાજી ઉપર એક સુંદર નાટક લખી આપવા વિનંતી કરી અને કવિ મણિલાલના જેટલા પ્રવેશો આવ્યા હતા તેનું કથાનક કહી સંભળાવ્યું. તેમણે પોતાની હાલની પ્રવૃત્તિ ખૂબ વધી ગયેલી હોઈ અને દેશના કાર્યમાં સતત લક્ષ આપવું પડતું હોવાથી સમયનો અભાવ બતાવ્યો. અને સાથેસાથે શિવાજીના ઇતિહાસના જ્ઞાતા અને શિવાજી ઉપર એક બે નાટકો લખી ચૂકેલા તથા શિવાજીની ભૂમિકા અનેક વેળાએ ભજવી ચૂકેલા મહારાષ્ટ્રિયન કવિ શ્રી આપા ટીપણીસનું નામ લીધું અને એમનું સરનામું પણ મને આપ્યું. હું માહિમમાં આવેલા એમના બંગલે ગયો. તેઓ નાળિયેરના વૃક્ષોની મધ્યમાં બેઠા ઘાટના એક નાનકડા મકાનમાં રહેતા હતા. મેં મારી ઓળખાણ આપી એની સાથે જ 'ઓતે! જયશંકર! તુમી ઈકડે કોઠૂન? યા, યા, બસા, બસા!' અને સાથે જ મારા આવવાનું પ્રયોજન સાંભળી ખુશીથી નાટક લખી આપવાનું સ્વીકાર્યું.

ત્યારપછી રોજ બપોરે હું તેમને ઘેર જતો અને કવિ મણિલાલના ત્રણચાર પ્રવેશો ગુજરાતીમાં આખા વાંચી સંભળાવ્યા અને એમણે મને શિવાજીનાં કયા કયા પ્રસંગો લેવા એની રૂપરેખા મરાઠીમાં સમજાવી અને નાટકને આનંદપર્યવસાયી બનાવ્યું. તેઓ પ્રત્યેક પ્રવેશ મરાઠીમાં લખતા હતા અને શેઠે એક પ્રશ્નોરા યુવાન કવિને રાખ્યા હતા તેમના પાસે હું ગુજરાતી ભાષાંતર કરાવતો. પછી તરત જ એના પાર્ટો ઊતરાવી જે તે ભૂમિકા ભજવનારને સોંપી દઈ બીજે દિવસે તાલીમમાં બોલાવી જતો હતો. આમ શિવાજી

નાટકની તાલીમ અને લખાવટ બંને સાથે સાથે જ ચાલતાં હતાં અને તૈયાર થઈ જવા આવ્યાં હતાં. શિવાજીની ભૂમિકા ગોપાળજી ભોજરાજજીને આપી હતી. શિવાજીની રાણી પૂતળાંની ભૂમિકા હું ભજવતો હતો, શંભાજીની ભૂમિકા આણંદજીને આપી હતી. શાહજીની ભૂમિકા એલિઝરને આપી હતી. ઔરંગઝેબની ભૂમિકા બંગાળના એક મુસ્લિમ બચુભાઈ કરીને હતા તેમને આપી હતી. વળી, ઘણું કરીને બિજાપુરના નવાબની ભૂમિકા પ્રહલાદજી કાળુરામ નાયક ઊંઢાઈવાળાને આપી હતી. તેમ એક બે ઉપનાયિકાઓની ભૂમિકાઓ કૃષ્ણલાલ મારવાડી અને જયંતિલાલ નાયક (વડનગર વાળા)ને આપી હતી. હાસ્ય વિભાગમાં મુખ્ય પાત્ર એક નાયક ભાઈને આપ્યું હતું.

અફઝલખાં અને શિવાજીનો પ્રસંગ, જેમાં વાઘનખથી શિવાજી અફઝલખાંનું પેટ ચીરી નાખે છે તે દૃશ્ય ખુબ સારું જતું હતું. વળી, કુદરતી રીતે જ અફઝલખાંની ભુમિકા ભજવનાર નટ ઊંચા, કદાવર અને ભરાવદાર શરીરના હતા ત્યારે શિવાજીની ભુમિકા ભજવનાર ગોપાળજી થોડા નીચા અને પાતળા દેખાવના હતા. તેથી મોટા રીંછને નાનકડો દીપડો ચીરી નાખે તેમ મૂળનો ઐતિહાસિક શારીરિક તફાવત બંધબેસતો લાગતો હતો. અને તેથી આખા પ્રવેશને ઊઠાવ મળી જતો હતો. વળી, બાલ શંભાજીની ભુમિકા આપા ટીપણીસે ખુબ વિનોદી, રમતિયાળ અને તોફાની ચિતરી હતી. ઔરંગઝેબની ભુમિકા ભજવનાર બંગાળી મુસ્લિમ નટ થોડા અભિનયમાં મંદ જણાતા હતા. ઔરંગઝેબનું ધર્મઝનૂન તાલીમમાં અનેક પ્રયત્નો કર્યા છતાં આવતું ન હતું.

બિજાપુરના સુલ્તાનની ભૂમિકા પ્રહલાદજી નાયકને આપી હતી. એમનો ગુસ્સો જોઈએ તેના કરતાં વધારે પ્રમાણમાં હતો. અને તેને લીધે એમને કાબૂમાં રાખવાની વારંવાર સૂચનાઓ આપવી પડતી હતી.

બીજા અંકના છેલ્લા દૃશ્યમાં ઔરંગઝેબના દરબારમાં શિવાજી તથા શંભાજીને કપટથી ઔરંગઝેબ કેદ કરતો હતો અને ત્રીજા અંકમાં શિવાજી તથા શંભાજી ફળોના કરંડીયામાં પુરાઈને મુક્ત થઈ જતા હતા. આ પ્રવેશો પણ શંભાજીની બાળચેષ્ટાઓ અને એક મરાઠા સરદારના ખભા ઉપર ચડી જઈને કરંડીયામાં ભુસકો મારી કરંડીયાનું ઢાંકણું બંધ કરી દેતો તે દૃશ્ય પણ ખુબ ઉઠાવદાર રીતે ભજવાતું હતું. એકંદરે લેખક આયા ટીપણી સે આ નાટક ખુબ સરસ રીતે લખ્યું હતું અને હિંદુઓની સરસાઈ અને મુસલમાનોની દગલબાજીને સારો એવો ઉઠાવ આપ્યો હતો.

રાજકીય ચળવળમાં પડેલા કેટલાક મુસ્લિમ આગેવાનોએ આ નાટકમાં મુસલમાનોને ઉતારી પાડવામાં આવ્યા છે એવો વિરોધ કરી સખત ઉહાપોહ કરી મૂક્યો હતો. આને લીધે એક બાજુથી પ્રેક્ષકોને નાટક જોઈ લેવાની જેમ તમન્ના જાગી હતી તેમ બીજી બાજુ મંડળીના આગેવાનોને નાટકમાં કાપકૂપ કરી મુસ્લિમ તત્ત્વ ઓછું કરી નાખવાની ધમકી આપવામાં આવી હતી અને અંતે એમ કરવાની ફરજ પડી હતી. આના પરિણામે વિરોધી મુસ્લિમ આગેવાનોને હું મળવા ગયો અને અનેક દલીલોથી સમજાવવા પ્રયત્ન કર્યો હતો તેમ છતાં ન માનવાથી નાટકમાં કેટલીક કાપકૂપ કરવી પડી હતી. જેના પરિણામે લોકોમાં એવી હવા ફેલાઈ હતી કે નાટકના જોવા જેવા બધા પ્રવેશો કાપી નાખ્યા છે અને હવે આ નાટકમાં જોવા જેવું કંઈ રહ્યું નથી. આને લીધે મંડળીને સખત ફટકો પડ્યો હતો અને તરત જ 'મોરબી નાટક મંડળી'ના જૂના નાટકો પૈકી 'બુદ્ધદેવ' અને 'સતિ સાવિત્રી'માં મારી ભુમિકાઓ ઉમેરી જલ્દી જલ્દી મુકવાનો પ્રારંભ કરી દીધો હતો અને આવક વધારવા શેઠ સાથે વાતચીત પણ શરૂ કરી દીધી હતી. ગમે તે કારણ હોય પરંતુ મુળશંકરે મંડળી શરૂ કરતાં પહેલાં હું કાનપુર

તેમને તેડવા ગયો ત્યારે તેમણે આપેલું વચન અત્યારે પાળ્યું નહીં. આથી મને ભારે મુંઝવણ થવા લાગી અને 'શેઠ મુળશંકર' વિના હિંમત રાખી શકશે કે કેમ એ વિષે શંકા થવા લાગી. મારા મનમાં આવક વધારવાનો એક બીજો પણ વિચાર ઘોળાતો હતો કે નવા નાટક ઉપરાંત જૂનાં એક બે નાટકો ઝટ તૈયાર થઈ જાય તો ત્રણ ચાર નાટકો લઈ સૂરત, ભરૂચ, નવસારી આદિની મુસાફરી કરીએ અન આવકનાં પાસાં સમતોલપણે રહે અને એમાંથી જ 'થોડી બચત પણ થઈ જાય તો નવા નાટકમાં મોકળા મને ખરચ કરી શકાય. આ બધી મારા મનની ગૂંચવણો મેં શેઠ સાથે ચર્ચી હતી. પરંતુ મંડળીના જવાબદાર માણસ તરીકે શેઠ પોતે તો વૃદ્ધ થઈ ગયા હોવાથી મુસાફરીમાં સાથે આવી શકે નહિ, પરંતુ એમના ભાઈ મગનલાલ સાથે આવે તો મંડળીનું કામ નિર્વિઘ્ને પૂરૂં પડે. પરંતુ આ વખતે તે બે ભાઈ વચ્ચે મિલકતની વહેંચણી સંબંધમાં એટલો મોટો મતભેદ ઊભો થયો હતો કે હવે મોટા શેઠ મગનભાઈ ઉપર વિશ્વાસ મુકી એમને અમારી સાથે બહારગામ મોકલે એ શક્ય લાગતું નહતું. આથી મુંબઈમાં જ રહીને સાધારણ રીતે વખણાય એવા નવા નાટકની હું શોધ કરતો હતો. આ અરસામાં દયાશંકરભાઈના એક ઓધવજી કરીને સ્નેહી હતા તેમણે ભટ્ટી વંશમાંથી એક કથાનક ગઢી એક નાટક લખી નાખ્યું હતું અને શેઠને વંચાવ્યું પણ હતું. શેઠે પસંદ કરીને તેને આગળ ચલાવવા માટે મને આગ્રહ કર્યો હતો. એટલે મારે નવા નાટક તરીકે એ જ નાટક લેવું પડ્યું. આ દરમિયાન મેં શ્રી આપા ટીપણીસને એક નાટક લખવા વિનંતી કરી અને તેમણે તે કબૂલ રાખી 'સુબોધ ગુજરાતી' માટે નવું નાટક લખવાની પણ શરૂઆત કરી. ઉપર કહી ગયો તે 'બુદ્ધદેવ' અને 'સાવિત્રી' તૈયાર કરી સ્ટેજ ઉપર મુકી દીધાં હતાં અને સોમવાર બુધવારની આવક ચાલુ થઈ ગઈ હતી. આ બંને નાટકો 'મોરબી' નાટક મંડળીએ ભજવેલાં ત્યારે ખુબ પ્રસિદ્ધ થઈ વખણાયાં હતાં.

કોઈએ ભજવેલાં નાટકો અને ભજવેલી ભુમિકાઓ બીજા કોઈએ ફરીથી રજૂ કરવી હોય ત્યારે કુદરતી રીતે પહેલી ભજવણી સાથે તેની સરખામણી લોકો કરે છે. આથી કોઈ નવો દૃષ્ટિકોણ એમાં ઉમેરીએ નહીં અને જૂના વખણાયેલા ભાગો એટલા જ કસપૂર્વક રજૂ કરીએ નહીં ત્યાં સુધી આ સરખામણીમાં નવા ભજવનારને યશ મળવો કઠણ છે. અહીં પ્રમાણિક રીતે કહું તો મારા હાથ નીચેના માણસો એટલો મોટો કસ ઉત્પન્ન કરવામાં થોડા નિષ્ફળ નિવડ્યા હતા. અર્થાત્ નવો દૃષ્ટિકોણ ઉમેરી નાટકનો કસ વધારવાનો મને અવકાશ પણ મળ્યો ન હતો તેમ છતાં આ બે જૂનાં નાટકોમાં ગોપાળજી અને એલિઝર નાટકનો કસ ઉત્પન્ન કરવામાં ખુબ મહેનત કરતા હતા. અને મંડળીની આવક સાધારણ રીતે ખર્ચજોગ ચાલતી હતી. નવાં નાટકો મુકવાની સગવડ કદાચ નાણાંભીડને લઈને કઠણ બની હતી. અર્થાત્ આવકની છૂટ ન હતી.

" આ બધાં કારણોસર અને ચારપાંચ નાટકોના કુલ પરિણામ પરથી શેઠ અંદરથી ગભરાઈ ગયા હતા અને મૂળશંકર મૂલાણી વિના સારું નાટક આવશે નહીં અને આમ મરાઠી નાટકોથી મંડળી ચાલી શકશે નહીં એમ લાગવાથી તેમણે મૂળશંકર સાથે ખાનગી પત્રવ્યવહાર કર્યો હોવો જોઈએ અને મૂળશંકરને પણ મારો ભાગીદારીમાં ન જોડાવાનો નિર્ણય ખટકતો હતો અને શેઠને પણ મને માસિક રૂપિયા પાંચસો આપવા પાલવતા ન હતા આથી આ બંનેએ મને જાણ કર્યા વિના પત્રવ્યવહાર કર્યો હોવો જોઈએ અને મૂલાણી તથા મોહન મારવાડીથી કામ લેવાનો ઠરાવ કર્યો હશે એમ એક દિવસ એકાએક શ્રી મૂલાણી અને મોહન મારવાડી મુંબઈ આવ્યા ત્યારે મને એની જાણ થઈ. ગમે તેમ હોય પણ હું મંડળીમાંથી નીકળું એ આ બંનેના હિતમાં હતું. આથી શેઠે મારી સાથેનું આખું વર્તન ફેરવી નાખ્યું અને કેટલાક અઘટિત ખોટા આક્ષેપો મૂકી અત્યંત કટુ વચનો

મને કહ્યા. આથી હું ને વાડીલાલ સમજી ગયા અને એમના માર્ગમાંથી દૂર થવાનો નિશ્ચય કર્યો અને શેઠ પાસે છૂટા થવાની રજા માગી; એટલું જ નહીં પણ મંડળીને સારી આવક ન થઈ હોવાની પાંચસોને બદલે માત્ર માસિક રૂપિયા અઢીસો સ્વીકારી બાકીના પૈસા છૂટના મૂકી હું તથા વાડીલાલ છૂટા. થયા. ત્યાર પછી પહેલો વિચાર તો આ બધી ઝંઝટોમાંથી છૂટી આરામ લેવાનો કર્યો.

આ અગાઉ 'લક્ષ્મીકાંત'માં વિરોધી વાતાવરણને લીધે હું જોઈએ તેવો ફાવ્યો ન હતો તો 'સુબોધ ગુજરાતી'માં પૈસાની છૂટ વિના હું ફાવ્યો નહતો આથી મારા હૃદય ઉપર એક ઘેરો આઘાત પહોંચ્યો અને રંગભુમિથી સદાને માટે નિવૃત્ત થઈ જવાનો વિચાર કર્યો પરંતુ મારા ગુરુ પં. વાડીલાલ મારા સિવાય એકલા બીજી કોઈ મંડળીમાં રહેવા રાજી ન હતા વળી, એમને પગારની આવક વિના દેશમાં રહેવું પણ મુશ્કેલ જણાતું હતું. અને ઘણીવાર મારી આગળ આ સંબંધી ચર્ચા પણ કરતા હતા. આથી તેઓ ઠેકાણે પડે ત્યાં સુધી એમની સાથે મારે કોઈપણ મંડળીમાં જોડાવું પડશે એમ મને લાગતું હતું.

નિવૃત્તિના આ દિવસો દરમિયાન તેઓ વડનગરથી દર અઠવાડિયે મને મળવા વિસનગર આવતા અને અમારા નિત્યના નિયમ પ્રમાણે મને સંગીતનો અભ્યાસ કરાવતા હતા. એક દિવસ અત્યંત ઉત્સાહમાં આવી એમણે મને તેમની બાપુલાલ સાથે વડનગરમાં થયેલી મુલાકાત અંગે જણાવ્યું. અને કહેવા લાગ્યા કે બાપુલાલ આપણને બંનેને ફરીથી 'મુંબઈ ગુજરાતી નાટક મંડળી'માં જોડવા ઇચ્છે છે. એટલું જ નહીં પણ પહેલાની પેઠે તને ભાગીદારીથી પણ જોડવા ઇચ્છે છે. આથી મને લાગે છે કે એમનો આગ્રહ આપણે તરછોડવો જોઈએ નહીં અને આવતીકાલે તેઓ વડોદરા જવા વડનગરથી નીકળશે ત્યારે તું એમને (વિસનગરના) સ્ટેશન ઉપર મળવા જજે. એ તારી સાથે કેટલીક વાતો કરશે અને તારા મનનું સમાધાન કરવા પ્રયત્ન કરશે.

મારી સાથે આ સંદેશો તને કહેવડાવ્યો છે. અને મારી પણ સલાહ છે કે આપણે બાપુલાલ સાથે જોડાવું જોઈએ. તેઓ સાચા મનથી, અને તારી જગાએ બીજાઓથી કામ લીધા પછી, કિંમત સમજે છે, તારી કિંમત એમને સમજાઈ છે. તું જરૂર સ્ટેશને જજે." જો કે મેં વાડીલાલને હા પાડી પણ મારૂ મન બાપુલાલની સાથે જોડાવા રાજી ન હતું. એનું મહત્ત્વનું કારણ એ હતું કે છેક ઈ. સ. ૧૯૦૮ થી હું જૂના નાટકોમાં નાના નટોને તૈયાર કરતો હતો અને ત્યાર પછી ઈ. સ. ૧૯૧૫માં તો નવા નાટકમાં પણ ઉપનાયક અને ઉપ-નાયિકાની ભુમિકાઓ નાના નટોને બતાવી રંગમંચ પર ઉતારતો હતો. બેશક, આ ભુમિકાઓ તૈયાર થયા પછી હું બાપુલાલને બતાવતો અને એમની પસંદગીની મહોરછાપ મેળવ્યા પછી જ રંગમંચ ઉપર ઉતારતો હતો. આ રીતે કેટલાક નવા છોકરાઓ મારે હાથે તૈયાર થયા હતા અને તે બધા લોકોમાં ખુબ પ્રિય થઈ પડયા હતા. તેમાં વિભાકરના નાટકોમાં તો ઉપનાયિકા તરીકે મોહન મારવાડી, ગોપાળજી ભોજરાજજી, નાનો મોહન નાયક (ઉમતા) અને વિનોદી નટોમાં કેટલાક ઉમતાના છોકરાઓ સારા તૈયાર થયા હતા. અને એમાંથી કેટલાક ભવિષ્યમાં મોટા નટ થવાને પણ સર્જાયા હતા. આમ બીજા નટોને તૈયાર કરવાની આ મારી પ્રવૃત્તિ બાપુલાલને અંદરથી ગમતી ન હતી એમ મને સમજાયું હતું. આથી હવે પછી જો હું એમની સાથે જોડાઉં તો 'લક્ષ્મીકાંત'નો સમગ્ર નાટકની તાલીમ આપવાનો અનુભવ તથા 'સુબોધ'નો અનુભવ એળેજ જાય એમ હતું. અને વળી એમની સાથે જોડાઉં તો પણ દિગ્દર્શનનું સમગ્ર કામ એ મને કરવા દેશે નહીં એમ મને અંદરથી લાગ્યા જ કરતું હતું. તેમ છતાં એક વખતે મારા ગુરુ વાડીલાલ ઠેકાણે પડી જાય અને એમની માસિક આવક ચાલુ થઈ જાય ત્યાર પછી હું ગમે તે મારું અંગત બહાનું કાઢી બાપુલાલથી છૂટો થઈ જઈશ આવો મનોમન નિશ્ચય કરી હું બીજે દિવસે બાપુલાલને મળવા સ્ટેશન ઉપર ગયો. મને જોતાંની

સાથે તેઓ સેકંડ ક્લાસના ડબામાંથી નીચે ઊતર્યા અને મને જોરથી બાઝી પડયા, અને બોલ્યાઃ જયશંકર! જો, મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં તારી જગા ખાલી છે તારે ફરીથી એમાં જોડાઈ જે રીત કામ કરતો હતો તે રીતે કરવાનું છે. આપણા વચ્ચેનો મુખ્ય વાંધો ભાગીદારીમાં તને નહીં જોડવાનો મારો વિચાર એ તારા હિતના માટે જ હતો. કેમકે જો મંડળીમાં નુકસાન આવ્યું તો તારે એ ભરવું પડે અને તે વખતે કૃષ્ણાબેનને એમ લાગે કે મામાએ ભાણેજને નુકસાનીમાં ઊતાર્યો. એમ ધારી મેં ના પાડી હતી. પણ હવે એ વાત જવા દો હું તને અને વાડીલાલને ભાગીદારીથી જોડવા રાજી છું અને એને માટે એક સ્ટેમ્પ ઉપર દસ્તાવેજ કરી તને આપીશ અને એ ઉપરાંત તમારા બંનેનો માસિક પગાર પણ ચાલુ કરીશ બોલો, તું અને વાડીલાલ ક્યારે આવો છો? એમ કહી તેમણે સારૂં મુહૂર્ત જોવડાવ્યું હતું તે દિવસ મને કહી બતાવ્યો. તે દિવસે આવ-વાનું વચન આપી હું એમનાથી છૂટો પડયો અને હવે દિગ્દર્શનનું કામ મળશે એ અંગેની કોઈ પૂર્વશરત મેં મુકી નહિ અને પહેલાંની પેઠે જ મનમાં ઠરાવ કરી રાખ્યો કે જો હું સારૂં દિગ્દર્શન કરીશ તો એમને આપોઆપ એ દિગ્દર્શન સ્વીકારવું જ પડશે. એને માટે પૂર્વ શરત કરી હું દિગ્દર્શક થવા માગું છું એમ કહી નબળાઈ બતાવવાનું મને ઉચિત લાગ્યું નહિ.

સ્ટેશનથી ઘેર આવી મેં મારા માજીને આ વાત કહી સંભ-ળાવી. આ સાંભળી તેઓ અંદરથી નારાજ થયાં કેમકે હવે ફરી હું નાટકનો ધંધો શરૂ કરું તેમ તેઓ ઇચ્છતાં ન હતાં. અને મને ધર્મ-ધ્યાન તરફ દોરવા મથી રહ્યાં હતાં એમને ભય હતો કે કદાચ એમની હયાતિ બાદ ઘરમાંથી જૈન ધર્મ લુપ્ત થઈ જશે. તેમ છતાં મારી ઇચ્છા જાણી તેમણે મને રજા આપી.

ત્યાર પછી બાપુલાલે નક્કી કરી આપેલા દિવસે વાડીલાલ

અને હું વિસનગરથી મુંબઈ ગયા. આ વખતે 'મુંબઈ ગુજરાતી નાટક મંડળી' વડોદરાથી મુંબઈની મુસાફરીએ આવી હતી. અને દુબાસ થિયેટરમાં નાટકો ભજવતી હતી. તેમની ઇચ્છા મને નવા નાટકમાં ઉતારવાની હતી, તેથી વડોદરાથી તૈયાર કરી લાવેલું બાપુલાલે લખેલું 'સૌભાગ્યનો સિંહ' નાટકનું ગ્રાન્ડ રિહર્સલ કરી તા. ૨૫-૪-૨૫ને શનિવારની રાત્રિએ રજૂ કર્યું. આ નાટક કમભાગ્યે વખણાયું નહીં અને પહેલી જ નાઈટે હાસ્યવિભાગમાં ઘાયલ કવિની ભૂમિકામાં શ્રી મણિલાલ કસ્તુરની અતિશયતાની ખૂબ ટીકા થવા લાગી. એટલું જ નહીં પણ નાટકની સુસંબદ્ધ, સુરેખ ભાષા, પાત્રચિત્રણ અને સંગીતની પણ ટીકા થવા લાગી. આથી સામાન્ય રીતે જ નટોમાં દિલગીરી ફેલાઈ, પરંતુ બાપુલાલ એમ હિંમત હારી જાય એવા દિગ્દર્શક કે માલિક ન હતા. એમણે તરત જ જૂના નટ જયશંકર 'સુંદરી'ના નામની મોટી જાહેરખબરો આપી 'દાગે હસરત', 'કામલતા', 'વિક્રમચરિત્ર', 'સૌભાગ્યસુંદરી', 'સ્નેહસરિતા, 'સુધાચંદ્ર' 'મધુબંસરી' 'ચંદ્રભાગા' 'દેવકન્યા' 'વસંતપ્રભા' જેવાં લોકપ્રિય નાટકો એક પછી એક એમ નાખવા માંડ્યાં જયશંકર 'સુંદરી' આજે ત્રણત્રણ ચાર ચાર વર્ષના ગાળા પછી ફરીથી મું. ગુ. ના. મંડળીમાં પોતાની ભૂમિકાઓ ભજવે છે તે જોવા મુંબઈગરા ખૂબ આતુર હતા. આથી બાપુલાલની યોજના પ્રમાણે આવકનું પાસું ખૂબ જ વધી ગયું અને નવા નાટકમાં થયેલ ખર્ચ ભરપાઈ થઈ ગયું. આ વખતે જૂના 'દાગે હસરત' નાટક વખતે મારા મુરબ્બી ઉપકારદાતા શેઠ ગોપાળદાસ નથુભાઈ રામજીવોરાવાળા અમને મળવા દુબાસ થિયેટરમાં આવ્યા. એમને જોઈ મને અત્યંત આનંદ થયો. વળી ૧૯૨૨માં હું બાપુલાલથી છૂટો પડી 'લક્ષ્મીકાંત'માં જોડાયો ત્યારે પહેલું નાટક 'અણજોના બંધન' જોવા જેમ હું તેમને વિનંતી કરવા ગયો પરંતુ તેમણે 'નવા નાટકમાં તને વિજય મળો' એમ આશીર્વાદ આપ્યા હતા પણ 'હું નાટક જોવા નહીં આવું'

એવું સ્પષ્ટ કહ્યું હતું. તેવી જ રીતે 'સુબોધ'માં હું જોડાયો અને 'શિવાજી' નાટક જોવા આવવા આમંત્રણ આપવા ગયો ત્યારે પણ તેમણે ઉપર મુજબ જ કહ્યું હતું. કેમકે તેઓ મને અને બાપુલાલને હંમેશા સાથે જ જોવા ટેવાયેલા હતા, તેઓ અમને બંનેને જુદા પડેલા જોવા ઇચ્છતા ન હતા. એ મુરબ્બી આજે ચહાઈને મને અને બાપુલાલને જોવા આવ્યા હતા. તેથી મારા આનંદનો પાર નહતો. 'દાગે હસરત'ના સોહની રાગના એક ગીતના શબ્દો "નહેર એમ ફરહાદ એક સંગી બનાના ચાહિયે" સાંભળી બોલી ઊઠયા: 'જયશંકર! શું તારો મધુર અવાજ! અને કેટલો સૂરીલો છે! તારો અવાજ અને સોહની રાગ સાંભળી મને ખુબ આનંદ થયો છે." મેં કહ્યું, 'નિવૃત્તિના દિવસોમાં પણ વાડીલાલ મને સંગીત શીખવવાનું ચૂક્યા ન હતા અને એમના જ લીધે જ આપને મારો અવાજ ગમ્યો છે. આવી રીતે મને અને બાપુલાલને સાથે જોવા ઈચ્છનાર સ્નેહીઓ, શુભેચ્છકો અને શોખીનો તરફથી મને વારંવાર ધન્યવાદ સાંભળવા મળતા હતા.

મુંબઈની મુસાફરી પૂરી થતાં અમારી મંડળી વડોદરા ગઈ અને 'મધુબંસરી' નાટકની શરુઆત કરી. આ જૂના નાટકોએ વડોદરાની પ્રજાનું એટલું બધું આકર્ષણ કર્યું હતું કે આજુબાજુના ગામડાઓમાંથી ગાડાં જોડાવી લોકો વડોદરે નાટક જોવા આવતા હતા અને નાટક ખલાસ થયા પછી અમારી નાટકશાળાની આજુબાજુના પટાંગણમાંથી પરોઢિયે ચારવાગે ગાડાં જોડી લોકો પાછા ગામડે જતા. તેમજ અમદાવાદ અને સુરતથી પણ લોકો નાટક જોવા વડોદરા આવતા હતા અને પાછા જવા માટે રાત્રે બેની ગાડી પકડતા હતા. શનિ, રવિ, સોમ, બુધ અને ગુરુવારના દિવસોએ જૂના નાટકો ભજવાતાં અને તેની તાલીમ ચલાવવાનું કામ અને સોંપવામાં આવ્યું હતું. પ્રથમ તો મેં મારૂં ધ્યાન સ્થાયીદાર નટો, કે જેઓ નવા હતા તેમની તરફ આપવા માંડ્યું. અને તેમની મારી પદ્ધતિના વલણુંના

શી રીતે કરવા તેની એક સાદી અને સરળ યુક્તિ શોધી કાઢી હતી. મોટે ભાગે ઉપનાયિકા તરીકે અને હાસ્યવિભાગની નાયિકા તરીકે પ્રાણસુખ નાયક અને જગન રોમિયો કામ કરતા હતા. તદુપરાંત સૂરજરામ, કેશવલાલ પ્રેમચંદ, પ્રેમશંકર વ્યાસ, રતિલાલ નાયક (સૂઢિયાવાળા)ને પણ તાલીમ આપવાની શરૂઆત કરી. આ બધા મારા માટે નવા હતા અને હું પણ તેમના માટે તેટલો જ નવો હતો. તેથી તેમની રૂચિ અને આવડત તપાસી હું મારી પદ્ધતિમાં તેમને મેળવી લેવા પ્રયત્ન કરતો.

પ્રાણસુખ નાયક આદિને 'મધુબંસરી'માં તૈયાર કરતી વખતે મેં તેમને કહ્યું, 'જુઓ ભાઈ! હું ઘણા વર્ષ પછી બંસરી-બાલાની ભુમિકા ભજવું છું. એટલે કેટલીક વાતો હું વીસરી પણ ગયો હોઉં તેથી તમે મને સ્મરણ આપતા રહેશો. સંકોચાતા નહીં. બીજું જુઓ, તમારાં પહેલાં દુલારીની ભુમિકા ભજવનાર મારી સાથે 'આ શબ્દો'માં આ રીતે અભિનય આપતો હતો. 'તમે આ રીતે અભિનય કરો છો. તેમાંથી કયો અભિનય સારો લાગે છે? તરત જ પ્રાણસુખને સમજ પડી જતી અને તે કહેતો; 'ભાઈ, તમે બતાવો છો એ અભિનય વધારે સારો લાગે છે.'' હું તરત જ કહેતો કે તો પછી આ પ્રમાણે કરો.'' એમ કહી એ પ્રમાણે જ અભિનય કરાવી લેતો. આવી જ રીતે મેં સૂરજરામ સાથે 'મધુ-બંસરી'ની સ્નેહવીણાનો અભિનય શીખવતાં આ રીતને અમલમાં મુકી હતી. આમ મારી તાલીમની પદ્ધતિ ઉગ્ર નહતી. પરંતુ નટ પોતેજ બંને પદ્ધતિઓમાંથી પોતાની બુદ્ધિથી સમજી લઈ મારી પદ્ધતિનો સ્વીકાર કરે તે જાતની હતી. આમ જૂના નાટકોની તાલીમ વેળાએ આ નવા નટો મારા પરિચયમાં આવતા ગયા તેમ તેમ તેમને મારામાં વધારે રસ પડવા લાગ્યો અને વગર બોલ્યે મારા શિક્ષણનો અમલ કરવા લાગ્યા. આ સિવાય એમની દૃષ્ટિ વધુ વિશાળ થાય એ

માટે હું શેક્સપિયરના નાટકોનો ગુજરાતી, હિંદી અને મરાઠી અનુવાદ તેમને વાંચી સંભળાવતો અને જૂનાં ચોપાનિયાંમાંથી તેની ભજવણીના ફોટાઓ પણ દેખાડતો હતો, વળી તેના ઉપરની બની શકે તેટલી ટીકાઓ પણ મેળવીને વાંચી સંભળાવતો હતો. તેવી જ રીતે દ્વિજેન્દ્રલાલ રોયના બંગાળી નાટકોનો અનુવાદ પણ વંચાવતો, અને તેનો મર્મ વિશદ રીતે સંભળાવતો નાટકની તાલીમ સિવાયના બીજા સમયમાં રોજ સાંજે ફરવા જતાં એકાંત સ્થળમાં બેસી હું તેમની આગળ એના ઉપર બની શકે તેટલાં સાધક બાધક પ્રમાણો પણ આપતો. આ ઉપરાંત ઘેર આવી જમતાં પહેલાં રોજ સાંજે તેમની પાસે કસરત કરાવી હું જાતે પણ કરતો તેમાં એક વાતની ખાસ કાળજી રાખતો કે સ્ત્રી પાત્રો ભજવનાર નટોના મસલ્સ કઠોર ન થઈ જાય અને ચોળીવાળા હાથ ઊંચાનીચા કરતાં મસલ્સ તરી ન આવે. આ ઉપરાંત મોઢે ઉમરની કરચલીઓ ન પડી જાય એ માટે ગાલ, આંખો અને ગરદન ઉપર મસાજ કરાવતો હતો. આથી આ નટો બિલકુલ મારે આધિન થઈ ગયા હતા. વધારે તો શું, પણ નવા નાટકની તાલીમ બાપુલાલ સ્ટેજ પર લેતા ત્યારે બાકીના નટો આ છોકરાઓની તાલીમ જોવા માટે હું જ્યાં તાલીમ આપતો હતો ત્યાં એકઠા થઈ જતા, અને છોકરાઓને તૈયાર થતા જોઈ રાજી થતા હતા. આમ મારી આસપાસ જૂના નવાં નટોનું ટોળું ઘેરાયેલું ને ઘેરાયેલું જ રહેતું અને માત્ર નવા નાટકની તાલીમ વખતે જ બાપુલાલ પાસે જઈ આવતા, બાકી મારી પાસે જ રહેતા વળી મેં તાલીમમાં સર્વ કામ પૂરું કરી નાખવા માટે એક બીજી પદ્ધતિ રાખી હતી. મેં મારા સાથે કામ કરનાર નટોને કહી દીધું હતું કે—"તમારે હસવું, બોલવું હોય તો હસો, બોલો તમારે પાનબીડી લેવાં હો તો લો, એકબીજાની કદી મશ્કરી કરવી હોય તો કરો, પરંતુ એક વાત યાદ રાખજો કે જ્યાં સુધી તાલીમનું કામ પૂરું નહી થાય ત્યાં

સુધી હું તમને છોડીશ નહિ પછી ભલે બપોરનો એક વાગે, બે વાગે કે ત્રણ વાગે, પણ કામ પૂરું થયા પછી જ તમને છૂટા કરીશ. તમારે કામ જલદી પતાવવું હોય તો ઠઠ્ઠા મશ્કરીઓ ઓછી કરો." ઈત્યાદિ.

આથી સ્વાભાવિક રીતે જ અમારી તાલીમ વખતે ઠઠ્ઠામશ્કરી જૂજ જ થતી અને બધાજ કામ સપાટાભેર પૂરું કરી નાંખવા તરફ લક્ષ રાખનાર રહેતા હતા.

આ રીતે બાપુલાલ સાથે જોડાયા પછી જૂનાં નાટકો ખુબ આવક આપનારાં નીવડયાં, અને નટોને તૈયાર કરવાની મારી મહેચ્છા પણ જૂનાં નાટકો પૂરતી પોષાતી હતી, તેથી સામાન્ય રીતે મને સંતોષ હતો. આ સમય દરમિયાન બાપુલાલે ત્રણ મહેમાનોને 'મધુબંસરી' જોવા અમદાવાદ પત્ર લખ્યો હતો. તેઓ ત્રણે એક સાંજે વડોદરે આવી પહોંચ્યા, અને બાપુલાલ સાથે વિશ્વસનીય વાતો કરતા હતા. બાપુલાલે મને ત્યાં બોલાવી એ ત્રણની ઓળખાણ કરાવી. તેમાંના એક ઊંચા, પાતળા અને પ્રકાશિત આંખોવાળા ગૃહસ્થ તરફ હાથ કરી કહ્યું આ મારા મિત્ર ડૉ. મચ્છર અમદાવાદમાં મંડળી આવી ત્યારથી તેઓ મારા સ્નેહી અને મિત્ર બન્યા છે. બીજા એવા જ તેજસ્વી અને મિતભાષી ગૃહસ્થ તરફ હાથ કરી કહ્યું: 'આ મારા સ્નેહી રામનારાયણભાઈ પાઠક ત્યાર પછી ત્રીજા ગૃહસ્થ જેઓ મારા તરફ આતુર આંખે જોઈ રહ્યા હતા તેમના તરફ આંગળી કરી કહ્યું, "આ મારા સ્નેહી શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ" પછી મને કહ્યું. "તેઓ ત્રણે 'મધુબંસરી'માં તારી ભૂમિકા જોવા માટે અમદાવાદથી આવ્યા છે. મેં તેમને પત્ર લખી તેડાવ્યા છે. તેઓ નાટકના ખુબ રસિયા છે. ત્રણેને નમસ્કાર કરી મેં કહ્યું, "શ્રી રામનારાયણભાઈને તો હું ઓળખું છું. વિદ્યાર્જન કરતી વખતે મુંબઈમાં મૂળશંકરભાઈનાં નાટકો જોવા તેઓ વારંવાર ગેઈટીમાં આવતા તેથી ચહેરા ઉપરથી હું એમને ઓળખું છું. તે સિવાય આ બંને ગૃહ-

સ્થોને આજે જ મળ્યું છું. આપ નાટક જોવા આવ્યા તેથી મને ઘણુ આનંદ થયો. સાડાઆઠનો સમય થઈ ગયો છે. વસ્ત્રપરિધાન કરવા માટે હું આપ સૌની રજા માગું ?" તેમણે રાજીખુશીથી રજા આપી અને હું સપાટાબંધ ત્યાંથી નીકળી રંગમંચ ઉપર વેશભુષા સજવાના કામે લાગી ગયો. ત્યારબાદ પહેલો અંક પડયા, પછી વિશ્રાંતિના કાળે આ ત્રણે ગૃહસ્થોને ચા પીવા બાપુલાલે બોલાવ્યા. હતા. સ્વાભાવિક રીતે જ આવા ચા પાણી વખતે મારી હાજરી રહેતી. નાટકના પહેલા અંકના પ્રેક્ષક તરીકે તેમણે અભિનયનાં કેટલાંક વખાણ કર્યાં અને લેખક વિભાકરની કેટલીક ભુલો પણ દર્શાવવા લાગ્યા. બેશક, આ વિદ્વત્ચર્ચામાં હું મૂંગો રહી તેમના અભિપ્રાયો સમજવાનો પ્રયત્ન કરતો હતો. ત્યાર પછી બીજો અને ત્રીજો અંક પૂર્ણ થયા પછી તેઓ 'મધુબંસરી' નાટકની સૂક્ષ્મચર્ચા કરવા લાગ્યા અને આ ચર્ચા લગભગ કલાક દોઢ કલાક સુધી ચાલી હતી. તેમાં સાહિત્યની વિસ્તૃત મીમાંસા રામનારાયણભાઈ અને રસિકભાઈ કરતા હતા અને આજકાલનાં બધાં નાટકો જોઈ તેના ઉપર વિવેચન કરવાનું અને એ રીતે નાટકોની પદ્ધતિમાં આમુલ પરિવર્તન કરવાનો તેમનો નિશ્ચય પણ આ ચર્ચામાંથી જણાઈ આવતો હતો. પ્રસ્તુત નાટકના લેખક વિભાકર ઉપર બંસરીબાળાની ભુમિકા વિશે ટીકા કરતા કેટલાક પ્રસંગો અતિશયતાવાળા હતા એમ જણાવી લેખકની કેટલીક ક્ષતિઓ પણ દર્શાવી હતી તેમાં તેમણે જણાવેલું કે બંસરીબાળા મધુસૂદનને છોડવવા માટે કોન્સ્ટેબલ બનીને આવે છે તે પ્રસંગ તેમ જ બંસરીબાળા પુરુષવેશ પ્રધાન થાય છે એ પ્રસંગને જરા જુદી રીતે મુકયા હોત તો પણ ચાલત આ સાંભળી મારાથી રહી ન શકાયું હું બોલી ઊઠયો. "જો આ પ્રસંગો બંસરીબાળાની ભુમિકામાંથી કાઢી નાખવામાં આવે તો બંસરીબાળાની ભુમિકા ક્રિયાશીલ રહેશે નહીં. અર્થાત્ નાટકમાં કોઈ અગત્યનું કાર્ય બંસરીબાળા કરી શકશે નહિ.

ઈત્યાદિ મારી વાત સાંભળી મારું સમાધાન કરતા હોય તે રીતે રસિકભાઈ બોલ્યાઃ "જયશંકર, આમાં અભિનયની ક્ષતિ નથી. અભિનયતો તમે એટલો બધો સરસ કહો છો કે ખરેખર હું અને રામનારાયણભાઈ ખુબ જ રાજી થયા છીએ. અને આવો સુંદર અભિનય જોવાનો પ્રસંગ ભાગ્યે જ અત્યાર સુધી મળ્યો હોય!" આમ લાંબી ચર્ચાઓ પછી અમદાવાદ જવા માટે આ ત્રણે ગૃહસ્થો વિદાય થયા અને પરસ્પરના પ્રેમ-આદર, કલાપ્રિયતા અને વિદ્યાનુરાગની છાપ મુકતા ગયા. આ વખતે મારા મન ઉપર ડૉ. મચ્છરે એક સારા પ્રેક્ષક તરીકે છાપ પાડી હતી. રામનારાયણભાઈએ એક વિદ્વાન, વિવેચક તેમજ નૈયાયિક હોવાની છાપ પાડી હતી અને રસિકભાઈએ એક સહાનુભુતિપૂર્ણ વિદ્વાનરસિક પ્રેક્ષકની છાપ પાડી હતી.

જેમ કેટલાક નટ, ગાયક, કલાકારો પ્રેક્ષકના હૃદયમાં ઊંડું સ્થાન પામતા હોય છે તેમ કેટલાક પ્રેક્ષકો કે શ્રોતાઓ પણ કલાકારોના હૃદયમાં સ્થાન જમાવતા હોય છે. આવા મારા પ્રેક્ષકોમાં સ્વ. રામનારાયણભાઈ પાઠક, શ્રી રસિકલાલ પરીખ અને સ્વ. ડૉ. મચ્છર હતા. એમના સાથેનો પરિચય મંડળી અમદાવાદ ગયા પછી દિનપ્રતિદિન વધ્યા કરતો હતો. આ ત્રણે મિત્રો ભારતી સોસાયટીમાં રહેતા હતા તેમાં રામનારાયણભાઈ અને રસિકભાઈ સામસામેના બંગલામાં રહેતા હતા. હું જ્યારે અમદાવાદ જતો ત્યારે એ ત્રણેને મળતો. શ્રી. પાઠક સાહેબ હવે મને લૂખાસૂકા નૈયાયિક નહોતા લાગતા પરંતુ અત્યંત સહૃદયી અને સાહિત્યના ઊંડા અભ્યાસી જણાતા હતા. એમનાં થોડાં પુસ્તકો પણ એમણે મને ભેટ આપ્યાં હતાં તે સિવાય સંગીતમાં પણ તેઓ, મને સ્મરણ છે તે પ્રમાણે, એકાદ વાદ્ય વગાડતા હતા અને શાસ્ત્રીય સંગીતની ચર્ચા પણ એક વખતે આરંભી હતી. મેં તેમને મારા ગુરુ પંડિત વાડીલાલ સાથે આ વિષયની

ચર્ચા કરવા વિનંતી કરી હતી. ત્યાર પછી તેઓ પંડિત વાડીલાલના પરિચયમાં આવ્યા હતા અને તેમના સંગીન સંસ્કૃત જ્ઞાનથી વાડીલાલ ઉપર ફીદા થઈ ગયા હતા અને બંને સહૃદયથી મિત્રો બન્યા હતા તેવી જ રીતે શ્રી રસિકભાઈ તો મને દિવસે દિવસે વધારે રસિક અને વધારે સજ્જન જણાતા હતા. તેઓ કોણ જાણે અંદરથી મને દોરવણી આપવા ઈચ્છતા ન હોય તેમ મારી આગળ નાટ્યશાસ્ત્રની સાહિત્યની અને ઉત્તમ નાટકો અને ધર્મોની ઉદાર ચર્ચાઓ કરતા હતા. એટલું જ નહીં એમનો કાવ્યસંગ્રહ જે હવે પછી છપાવવાનો હતો તેમાંથી 'શિખરિણીશતક' એ કાવ્ય એમણે મારી આગળ વાંચી સંભળાવ્યું હતું. જેનાંથી એમના દામ્પત્ય જીવનનો અને એમના પ્રેમાળ હૈયાનો પૂરેપૂરો ખ્યાલ આવતો હતો. વળી શ્રીમદ્ રાજચંદ્રનું 'આત્મસિદ્ધિશાસ્ત્ર' પણ મને વાંચી સંભળાવ્યું હતું અને કેમ જાણે ઊંડે ઊંડે હું શ્રીમદ્ રાજચંદ્રના વિચારો તરફ દોરાઉં એમ પણ ઈચ્છતા હોય એવું લાગતું હતું. ત્યાર પછી ઈ. સ. ૧૯૫૨માં 'સ્મૃતિ' નામે તેમનો કાવ્યસંગ્રહ મને ભેટ આપતાં તેઓએ કોઈ પણ પુસ્તક પર નહીં એવી એક સહી કરેલી 'પરમસ્નેહી કલાકારને' ભેટ. આમ એમની સાથેનો પરિચય દિનપ્રતિદિન વધતો હતો અને એ મારા શ્રદ્ધેય બની ગયા હતા.

તેવી જ રીતે ડૉ. મચ્છર પણ મારા સ્વાસ્થ્યના રક્ષક બની ગયા હતા. આ બંને ગૃહસ્થો જ્યારે 'મદાંધ મહિલા' યાને 'નૂરજહાં' નાટક જોવા આવ્યા ત્યારે હું એકદમ સચેત થઈ ગયો હતો અને નૂરજહાંની લાગણીઓ એના વચનોમાંથી જે રીતે પ્રગટ થતી હતી તેમાંથી ક્રમબદ્ધ એક મૂર્તિ કેમ ઊભી થાય એ લક્ષમાં રાખી એના ક્રમને ભજવણીમાં ચમકમાં મૂકતો હતો. લેખકનું અભિપ્રેત જેની નોંધ શબ્દોમાં પણ લેખકે લીધી ન હોય તેને વ્યક્ત કરી બતાવનાર અભિનય મેં કરી બતાવ્યો હતો. આથી આ બન્ને ગૃહસ્થો આ નાટક

જોઈ ખુબ રાજી થયા હતા અને ધન્યવાદ આપતાં થાકતા જ ન હતા અને મને પણ નટ તરીકે સંતોષ થયો હતો.

ત્યાર પછી અમારી મંડળી વડોદરાથી સૂરતના પ્રિન્સેસ થિયેટરમાં નાટકો ભજવવા ગઈ. અહીં પણ જૂનાં નાટકોએ સારી યારી આપી હતી. તેમ છતાં નવા નાટકની તૈયારીની જરૂર જણાતી હતી. આ અરસામાં એક નવું નાટક 'મદાંધ મહિલા' યાને 'નૂરજહાં' તૈયાર કરવા માંડ્યું હતું. પ્રસ્તુત નાટકના લેખક જયાશંકર વાઘજીભાઈ વ્યાસ હતા. તેઓ જામનગરના રાવ રણજિતસિંહના પ્રાઈવેટ સેક્રેટરી હતા તથા મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ ઈ. સ. ૧૮૯૨માં મૂળશંકર મુલાણી કૃત 'કુંદબાળા' નાટક નાખ્યું હતું એમાં સંગીતકાર તરીકે તેમણે સંગીત આપ્યું હતું.

આ રીતે એમનો સંબંધ અમારી મંડળી સાથે બહુ જૂનો અને શુભેચ્છક તરીકેનો આજ દિવસ સુધી ચાલ્યો આવતો હતો. તે ઉપરાંત તેઓ મારા ઉપકારદાતા શેઠ ગોપાળદાસના પરમસ્નેહી હતા. આથી વારંવાર મુંબઈ આવતા ત્યારે અમે દિવસો સુધી સાથે બેસી ખાતાપીતા, ગાયનો ગાતા અને આનંદની વાતો કરતા હતા. શ્રી જયાશંકરભાઈએ આ નાટક બાપુલાલને ક્યારે વંચાવ્યું અને ક્યારે તેઓ મળ્યા એનું કંઈ સ્મરણ અત્યારે આવતું નથી. પરંતુ આ નાટક જ્યારે મેં સાંભળ્યું ત્યારે બંગાળી લેખક ડી. એલ. રોયનું નૂરજહાં નાટક સ્મરણમાં આવ્યું. કદાચ તે તેનું ભાષાંતર પણ હોય! પરંતુ નાટક સાદ્યંત ખુબ સન્રસ હતું એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

આ નાટકની તાલીમ બે જગ્યાએ ચાલતી હતી. મોટા નટોને બાપુલાલ રંગમંચ ઉપર તાલીમ આપતા હતા અને નાના નટોને ડ્રેસીંગ રૂમમાં કે પછી કોઈ બીજી જગાએ હું તૈયાર કરતો હતો. મારી નૂરજહાંની ભૂમિકાની તાલીમ કરવા હું બાપુલાલ પાસે રંગ-

મંચ ઉપર જઈ આવતો અને મારું કામ પતી ગયા પછી તરત જ નાના નટોની તાલીમમાં જોડાઈ જતો હતો.

છગન નાગરને કુમાર શાહજહાંની અને વીરચંદ છગનને ખુશરૂની ગંભીર ભૂમિકાઓ મારે શીખવવાની હતી ત્યારે પ્રાણસુખ નાયકને દિવાળી તરીકે, રતિલાલ મનસુખને રૂપાળી તરીકે અને ગિરધર વિઠ્ઠલને ઘેલા કુંભાર તરીકે હાસ્યની ભૂમિકાઓ શીખવવાની હતી અને આ ઉપરાંત રોજનાં ચાલુ જૂના નાટકોને તૈયાર કરવામાં મારો બધો સમય વીતતો હતો. ત્યારે મારી મહાંધ-મહિલા-નૂરજહાંની ભૂમિકા ઉપર લક્ષ આપવાનું હું મારા કોઈ પણ અનુકૂળ સમયે વિચારતો હતો. વિચારતાં મને જણાયું કે નૂરજહાંનો પતિ શેર અફઘાન જો કોઈ રીતે દૂર થઈ જાય તો નૂરજહાં એની શાદીમાંથી મુક્ત થાય અને તો જ જહાંગીર તરફ એનું વલણ થાય આથી 'નૂરજહાં'ના પહેલા દશ્યમાં શેર અફઘાનને બાદશાહના હુકમથી એક લડાઈ પર મોકલવામાં આવતો હતો. પરંતુ નૂરજહાં તેને જવા ના પાડતી હતી. એને ઊંડે ઊંડે શંકા હતી કે કદાચ એનું (શેર અફઘાનનું) મૃત્યુ થાય. એટલા માટે જ બાદશાહ તેને આ લડાઈમાં મોકલી રહ્યો હતો. આ રીતે નૂરજહાંને લગ્ન પૂર્વે જહાંગીર તરફ કૂણી લાગણી હોવા છતાં પત્ની તરીકે એ પતિનું અશુભ થાય એમ ઇચ્છતી ન હતી. આમ પ્રથમ દશ્યમાં આ ઘર્ષણ નૂરજહાંના મનમાં ઉત્પન્ન થતું હતું. અને નૂરજહાં પતિને પૂરી વફાદાર રહેતી હતી. ત્યાર પછી એની શંકા પ્રમાણે શેર અફઘાનનું લડાઈમાં મૃત્યુ થતાં નૂરજહાંને આઘાત લાગે છે. તેમ છતાં ઊંડે ઊંડે જહાંગીર તરફની તેની કૂણી લાગણી ક્રમે ક્રમે બળવત્તર બની હતી. આ વાત શેર અફઘાન-નૂરજહાંની પુત્રી લાડલી સમજતી હતી. અને તેથી તે પોતાની માતા નૂરજહાંને ઠપકો આપે છે. એટલે નૂરજહાંની ભૂમિ-

કામાં નૂરના મુખમાં જે શબ્દો મુકયા હતા તે એની ચળવિચળ સ્થિતિમાંથી જે નિર્ણય થતો એના સૂચક હતા. દા. ત. -જહાંગીર બાદશાહ પાસે જવા મન ઉત્સુક થઈ જતું પરંતુ લયલાના દપકા પ્રમાણે ન જવાનો નિર્ણય કરતી એના સૂચક શબ્દો હતા: 'બસ, નહિ, નથી જવું, બાદશાહને નથી મળવું.'

વાચક સમજી શકશે કે આ એનો નિર્ણય એની જહાંગીર તરફની કૂણી લાગણીઓની વેદના પ્રદર્શિત કર્યા વિના વિસંગત બની જતો હતો. આથી હું આ નકારવાચક નિર્ણય ઉચ્ચારતાં પહેલા જહાંગીર તરફની લાગણીઓને ખુબ બહેલાવી. અભિનયથી વ્યક્ત કરી, ત્યાર પછી આ શબ્દો ઉચ્ચારતો હતો. આથી લોકોને સપાટાબંધ પ્રસંગનો ખ્યાલ આવી જતો. આમ નૂરજહાંના નિર્ણયના શબ્દો પૂર્વે હું એનાં મનોમંથનનો ઠીક ઠીક પ્રમાણમાં અભિનયથી પ્રદર્શિત કરતો હતો.

ત્યાર પછી એ જહાંગીરને જહાંગીરના બોલાવવાથી મળતી અને પોતાના વિચારો પ્રગટ કરતાં તેના મુખમાં એક ગીત મુકયું હતું. જહાંગીરના અત્યંત આગ્રહ અને પ્રેમની માગણીના જવાબમાં એ ગાતી કે:

પ્રગટી પ્રીતી હતી જે તેને ન્યારી કરી
　　　　ધરીશ હૈયે હું તો નબી
પરાણે મનને વશ કરી, ભજીશ હૈયે હું તો નબી.

ગીતને અંતે જહાંગીરના અત્યંત આગ્રહને વશ થઈ એ એની બેગમ થવા સ્વીકારતી અને જહાંગીર એને પટરાણી તરીકે સ્થાપી ભારતનો કુલ વહીવટ એને સોંપી પોતે તો એના પ્રેમમાં મશગુલ રહેવાનું પસંદ કરતો હતો.

અને બેગમ તરીકે રહેવાનું કબૂલ કર્યા પછી જહાંગીર તેને

એક સુંદર ફૂલનો હાર પહેરાવતો અને ભારતની સામ્રાજ્ઞીને કુલ વહીવટ સોંપતો.

આ સામ્રાજ્ઞી એ હિંદુસ્તાન ઉપર અને તેના જુદાજુદા ભાગો ઉપર પોતાની હકૂમત જમાવવા અને પોતાની શેર અફઘાનથી ઉત્પન્ન થયેલી પુત્રીને રાજકુટુંબમાં દાખલ કરવા એક શાહજાદા સાથે પરણાવતી હતી અને સત્તા જમાવવા કેટલાંક ખુનો પણ કરાવતી હતી. એની પુત્રી લયલા આ બધું સમજતી હતી અને આથી માતા ઉપર અંતરથી ધિક્કાર થયા કરતો હતો. આજરીતે રેવારાણીના પુત્રના ખુન માટે રેવારાણી તેની પાસે આવી (નૂરજહાં પાસે) કરુણ સ્વરે દુઃખપૂર્વક પૂછતીઃ "નૂરજહાં સાચું કહો, મારા પુત્રનું ખુન તમે કરાવ્યું ? બોલો તમે કરાવ્યું ને ?" નૂરજહાં મુત્સદ્દીગીરીથી અને પેટનું પાણી પણ હાલે નહીં એવી રીતે સુચક સામો પ્રશ્ન કરતી, "તમને કોણે કહ્યું ?"

રેવારાણી આ સુચક પ્રશ્ન સમજી હોય કે ન સમજી હોય પણ કોઈનું પણ નામ આપ્યા વિના જવાબ આપતી. "મારા મને. ખરું કહો તમે ખુન કરાવ્યું ને ? તમે એક પ્રેમાળ માતાની પણ આ રીતે હત્યા કરી છે."

આ શબ્દોથી નૂરજહાં ઉપર ઘેરી છાપ પડતી હતી. આ શબ્દો સાંભળી નુરજહાં નીચું જોઈ જતી અને પોતાના ક્રૂર કર્મથી પોતેજ શરમાતી. આમ શબ્દોનો ઉપયોગ કર્યા વિનાજ માત્ર અભિનયથી હું નૂરજહાંનો ગુનો પ્રગટ કરી દેતો હતો. એનું કારણ એ હતું કે છેલ્લે નૂરજહાં ગાંડી થઈ જતી એ એના પાપોનો ભાર એનું મન સહી શકતું નહીં એ કારણ હતું તેથી એની પશ્ચાતાપની કમકમાટી બતાવતો, ઘેરા ઊંડા નિઃશ્વાસ નાખતો અને રેવારાણી તરફ સ્વસ્થ ચિત્તથી તેની કરુણ હાલતને જોઈ રહેતો.

ત્રીજા અંકમાં જહાંગીરના ગુજરી ગયા પછી નૂરજહાંનું

બળ સાવ ઓસરી જાય છે. તેમાંય તેની પુત્રી લયલા તેને ધમકાવે છે અહીં નૂરજહાં ઉપર ગાંડપણનો હુમલો થાય છે. અને બીજા દશ્યમાં તો કપડાલત્તાંના અને બોલવા ચાલવાના ભાન વિનાની બની જાય છે.

ગાંડપણના પહેલા હુમલા વખતે થોડી બેશુદ્ધિ અને થોડી શુદ્ધિ દર્શાવતા શબ્દો લેખકે તેના મુખમાં મુકયા હતા અને ત્યાર પછી એક ગીત ગાઈ તે પહેલાં હુમલાનું દશ્ય પૂરુ કરતી હતી. ગીતના શબ્દોમાં જયાં જયાં નૂરજહાંનું દુઃખ પ્રગટ થતું હતું ત્યાં ત્યાં હું શુદ્ધિમાં આવવાનો અભિનય કરી એ ગીત ગાતો હતો અને ત્યાર પછી જ્યારે તાન લેવાનો પ્રસંગ આવે અગર અંતરો શરુ કરવાનો પ્રસંગ આવે એના ગાળામાં તાલનું માપ સાચવી એના લયમાં ક્રમે ક્રમે બેશુદ્ધિ આવવાનો અભિનય કરતો અને ત્યાર પછી ગીત આગળ વધતાં હું ફરીથી શુદ્ધિમાં આવવાનો અભિનય કરી ગીત આગળ વધારતો હતો.

આમ એક જ ગીતમાં શુધ્ધિ અને બેશુધ્ધિ એમ પરસ્પર બે વિરોધી ભાવોને અભિનય દ્વારા વ્યકત કરવા પ્રયત્ન કરતો હતો.

ત્યાર પછી છેલ્લો પ્રવેશ ભજવાતો હતો. તેમાં નૂરજહા સાવ ગાંડી સ્થિતિમાં પ્રવેશતી હતી એને લીધે લોકો આખું ગીત ખુબ દિલ-પૂર્વક સાંભળતા અને મુગ્ધ થતા હતા. આ વખતે લેખકે એવા મુખમાં નીચેના શબ્દો મૂકયા હતા, હાથની બન્ને હથેળીઓ ધસતી, ઘડીકમાં હસતી હસતી તો ઘડીકમાં બીતી ઘડીકમાં રડતી નૂરજહાં પ્રવેશતી અને બોલતીઃ 'સર્વનાશ !' નાશ ! સર્વનાશ ! અહી પણ લેખકનું મનોગત વિચારી હાથ ધસવાનું કારણ સમજી લઈ—અર્થાત કે પોતા-નો અને બેગમ તરીકે ભારતના વહીવટનો પોતાના હાથે સર્વનાશ થયો છે-તે લેખકનો અભિપ્રેત અર્થ લક્ષમાં રાખી ફૂલ. અને ફૂલના હારનો ઉપયોગ કર્યો હતો. નૂરજહાંએ જયારે જહાંગીરની બેગમ થવાનું સ્વીકાર્યું ત્યારે જહાંગીરે તેને એક ફૂલનો હાર પહેરાવ્યો

હતો. એ વાચકને સ્મરણમાં હશેજ. આ દૃશ્ય ભજવતી વખતે તેવા હારને હું ગળામાં પહેરી પ્રવેશતો અને ધીમેધીમે ગાંડપણના સ્વાભાવિક ચાળા કરતાં કરતાં ફૂલની એક એક પાંખડી ધીમે ધીમે તોડી, તેમાંથી કેટલીક હસી હસીને અંગ ઉપર, કેટલીક રોતાં રોતાં હવામાં અને કેટલીક પાંખડીઓ અને ફૂલો ચારે બાજુ વેરતો હતો. અને અંતે આખા હારને ઝપાટાબંધ છિન્ન - ભિન્ન કરી નાંખી, જમીન ઉપર ફેંકી દઈ બે હાથની હથેળીમાં કાંઈ ન રહે ત્યારે બે હથેળીઓ ઘસીને હું લેખકના શબ્દો બોલતોઃ- સર્વનાશ સર્વ...ના...શ'

આની પ્રેક્ષકો ઉપર ખુબ જ ઘેરી અને હૃદયદ્રાવક અસર થતી. જહાંગીર અને નૂરનું આખું જીવન મારા સ્મરણમાં ઉભરાઈ આવતું. મારું હૃદય પણ પોતાના ઉપરજ આ ન વીત્યું હોય એવો અનુભવ કરી રડી ઊઠતું હતું.

આ વખતે રંગમંચ ઉપર બીજા પાત્રો પણ હાજર રહેતાં તેમાંથી કોઈ કહેતું કે નૂરજહાંએ અમુકની હત્યા કરાવી, તો કોઈ બોલી ઊઠતું કે નૂરજહાંએ અમુકને અન્યાય કર્યો, તો કોઈ કહેતું કે શાહી-કુટુંબનું સત્યાનાશ વાળ્યું. આ વખતે નૂરજહાં તરીકે હું સ્ટેજના એક ભાગમાં ઊભો રહી બીજા પાત્રો જે જે આક્ષેપો કરતાં તેને જાણે આકાશમાં દૃશ્યમાં થયેલાં હોય એમ આકાશ સામું જોઈ હૃદયનો ડંખ અને પશ્ચાત્તાપ અંતરગત મનમાં જે સ્વાભાવિક અને મનો-વૈજ્ઞાનિક રીતે થતો એને હું આકાશમાં પ્રત્યક્ષ જોતો હોઉં એવી રીતે જોઈ રહી અભિનય કરતો.

બીજાં પાત્રો જાણે સ્ટેજ ઉપર છેજ નહીં એમ માની સર્વ તરફ દુર્લક્ષ કરતો અને સંપૂર્ણ એના ભાગ્ય અને એના દુઃખની માનસિક વ્યથા અભિનયથી વ્યક્ત કરતો હતો.

એક ટીકાકારે નોંધ્યું છે કે નૂરજહાંએ શાહકુટુંબનું ખૂન નીચું કરાવ્યું. જ્યારે આ નાટકમાં ખૂન નૂરજહાંએ કરાવ્યું ન હોય

તો પણ જ્યારે આ ખુનનો આરોપ નૂરજહાં ઉપર મુકવામાં આવતો ત્યારે હું આકાશ સામે જોઈ, ચીસ પાડી કેટલાક વધારાના શબ્દો ઉમેરતો : "એ ખુન મેં નથી કરાવ્યું મેં નથી કરાવ્યું મેં નથી કરાવ્યું." આમ હાથ મસળની મસળતી તે બેશુદ્ધ થઈ જમીન ઉપર ઢળી પડતી અને નાટકનો પણ ત્યાંજ અંત આવતો. આમ લેખકે ચીતરેલી ભુમિકાને નટ તરીકે નવેસર રીતે ભજવવામાં મને ખુબ આનંદ આવતો હતો.

તેમ છતાં મારા નટ આત્માને ઊંડે ઊંડે મારી ઊણપનો ખ્યાલ રહ્યા કરતો હતો આથી એની પૂર્તિ કરી દેવા અને ગાંડપણના પ્રકારો જાણવા વડોદરાની મેન્ટલ હોસ્પિટલમાં જઈ આવ્યો હતો. ત્યાંના ડૉકટરે હૉસ્પિટલના જુદા જુદા ગાંડા મને બતાવ્યા. તેમનો ઈતિહાસ કહ્યો, એમના ગાંડપણના પ્રકારો સમજાવ્યા અને એમાંથી કેટલાક શરુઆતમાં ચાંપતી દવા કરનારાઓ સાજા પણ થતા હતા. આવી બધી માહિતી ડૉકટરે મને આપી. આ જુદા જુદા ગાંડાઓમાંથી કેટલાક તદન નાગા ફરતા તો કેટલાક નળ નીચે પાણી છોડી નાહ્યા જ કરતા તો કેટલાક જુદા જુદા શબ્દોનો બડબડાટ કરતા. કેટલાક ચીસાચીસ કરી દોડાદોડ કરતા. તેમાં એક દક્ષિણી યુવક જે હમણાંજ પરીક્ષા આપતાં નાપાસ થવાના આઘાતના પરિણામે ગાંડો થઇ ગયો હતો. અને પરીક્ષાના પેપરોના જવાબો મોટેથી બોલ્યે જતો હતો આનો બડબડાટ સાંભળી મને ખુબ દયા આવી. આખી હૉસ્પિટલનું નિરીક્ષણ કરતાં મારુ હૃદય ભારેખમ બની ગયું અને કંઈ કંઈ લાગણીઓ થઈ આવવાથી આંખમાં ઝળઝળીયા ભરાઈ આવ્યા. મેં ડૉકટરને પૂછ્યું 'ડૉકટર સાહેબ, કોઈ પણ શબ્દનો અથવા કોઈ પણ બનાવનો પહેલો આઘાત શરીરના કયા ભાગ ઉપર પહોંચે છે ? અને શરીરમાં શું ફેરફાર થાય છે ? તેમણે જણાવ્યુ મસ્તકની પાછળ નાનું મગજ રહેલું છે. એ મગજમાં એક બારીક

નસ હોય છે. એ આઘાતથી તૂટી જાય છે. અને તેથી તેની અસર મન ઉપર થઈ મન ક્રમસર વિચાર કરતું બંધ થઈ જાય છે.

કોઈ કોઈ સમયે વીજળીના ગોળામાં રહેલા તારની માફક સંદેશવાહક નસને અડકે છે ત્યારે જરાક શુદ્ધિમાં આવે છે અને છુટી પડતાં બેશુદ્ધિના લવારા ચાલુ થાય છે. આ વાત મારે નૂરજહાંના પાત્રની ભજવણીમાં ઉપયોગી હતી કારણ નૂરજહાં પણ લવલાના શબ્દોના પ્રથમ આઘાતથી ગાંડી થઈ જતી હતી. તેથી મેં તરત જ નિર્ણય કરી લીધો કે લવલાના શબ્દોનો પ્રથમ આઘાત બતાવવા મગજના પાછલા ભાગ ઉપર હાથ દાબી દઈ અભિનય કરવો અને ધીમે ધીમે મન ક્રમમાં બેશુદ્ધ થતું જાય તેમ પગના લથડિયાં, હાથના ચાળા, આંખનો ચળવળાટ વગેરે આંગિક અભિનયનો સબળ ઉપયોગ કરી પાત્રને ઉઠાવ આપવો.

એ પછી ડૉક્ટરની વિદાય લઈ હું ઘર તરફ જવા નીકળ્યો ત્યારે હૉસ્પિટલના કમ્પાઉન્ડમાં જ મને એક સભ્ય પોશાક પહેરેલા ગૃહસ્થ મળી ગયા. વગર ઓળખાણે જ તેમણે મને નમસ્કાર કર્યા અને ઊભા રહી વાતો કરવા લાગ્યા એમણે મને પૂછ્યું. 'શું મેન્ટલ હૉસ્પિટલ જોવા આવ્યા છો?' જુદા જુદા ગાંડાઓને જોવાને? બિચારા કેવા દયાપાત્ર છે!' મને આ ગૃહસ્થની વાતચીત ઠીક લાગી તેથી મેં જવાબ આપ્યો તમારું કહેવું સાચું છે. તેઓ બરાબર દયાપાત્ર છે. તેઓ આગળ બોલ્યા પણ જુઓ, તેઓ બધા તમારી પાસે બીડીઓ માગશે, સીગરેટ માગશે, આવું આવું કંઈ માગે તો જુઓ, એમને આપતા નહીં હોં! તમારે બીડીઓ આપવી જ હોય તો મને પૈસા આપો. હું એમને બીડીઓ મંગાવી આપીશ. એટલામાં તો ડૉક્ટર સાહેબ ફરતા પોતાના ઓરડામાંથી જોઈ તાલી પાડી અને પેલા વાત કરનાર ગૃહસ્થનું ધ્યાન ખેંચ્યું. અને ડૉક્ટરની સામું જોતાં આ ગૃહસ્થ તો જનરાઈને દૂર ભાગવા લાગ્યા. મને મોટી નવાઈ

લાગી અને હું ડૉક્ટર પાસે ગયો ડૉક્ટરે કહ્યું, 'પેલો માણસ શું વાત કરતો હતો? એ તમારી પાસે બીડીના પૈસા માગતો હતો ને? એ પણ એકવીસ વર્ષથી ગાંડો છે. આજ હૉસ્પિટલમાં રહે છે. એને પૈસા આપતા નહીં.'

આ છેલ્લા ગાંડાને જોઈને હું સ્તબ્ધ થઈ ગયો. એકવીસ વર્ષ પછી પણ કોઈ એક વાત માનવીનું મન ભૂલી શકતું નથી. અને મેં હૉસ્પિટલનું કમ્પાઉન્ડ છોડયું આ નિરીક્ષણનો પૂરેપૂરો ઉપયોગ મેં નૂરજહાં નાટકમાં નૂરજહાંની પાગલ અવસ્થાની ભજવણીમાં કર્યો હતો.

હવે નવું નાટક નાખવાની જરૂર હતી. આથી કવિ ગઝલકાર શયદા એક વખતે બાપુલાલને મળ્યા હતા અને પોતાનું લખેલું 'કુમળીકળી' નાટક આપવા તૈયાર થયા હતા. આ નાટકની વસ્તુ સંકલ્પના સ્થૂળ હતી. પૈસા અને કામ વૃત્તિ ઉપર તેની રચના થયેલી હતી. સમાજમાં વેશ્યાગામિત્વ તરફ તિરસ્કાર અને નાની બાળાઓ વેશ્યાના છંદમાં ફસાઈ કેવી રીતે જીવનનો નાશ કરી નાંખે છે. એ મુદ્દો સ્વાભાવિક રીતે જ સમાજને ગમે તેવો હતો. પરંતુ એમાં મનોવૈજ્ઞાનિક તત્ત્વ ઓછું હતું. છતાં આ નાટક ખૂબ વખણાયું હતું.

વિશેષ તો શું? પણ નટો અભિનયથી એટલી સારી રીતે લોકોના ચિત્તને બાંધી રાખતા હતાં કે દોષો તરફ દૃષ્ટિ જ જઈ શકતી ન હતી.

આ નાટકમાં નટોની તાલીમ વિશે જોઈએ 'રસમંજરી'ને તૈયાર કરતાં પહેલા મેં એની ભૂમિકાનો સળંગ વિચાર કરી લીધો હતો. સામાન્ય રીતે એની ચાલ ચંચળ, મોહક, અને શોભનીય બનાવી હતી. બીજા શોખીનો એને ઘેર આવતા તેમને ચંચળતાથી બારોબાર દૂર કરતી હતી. અને ગૃહપત્ની કરતાં વારાંગનાને વધારે પ્રેમપૂર્ણ કરવાના પ્રયત્નો કર્યા હતાં. પ્રાણજીવન વધારેમાં વધારે આકર્ષાય એ રીતે એના અંગસંગ, ગતિ અને સ્થિતિ ગોઠવ્યાં હતાં. અંદરથી

પૈસાનો સ્વાર્થ સાધી લઈ છેવટે પ્રાણજીવનનો કેમ તિરસ્કાર કરવો એમ બે જાતના વર્તનનું નારીત્વ અને વેશ્યાની નફ્ફટાઈનું મિશ્રણ કર્યું હતું. અને છેલ્લે પોતાના આવા દુષ્ટકૃત્ય માટે જ્યારે એને રક્તપિત્તનો રોગ થતો ત્યારે સ્વાભાવિક રીતે નિરાધારપણું, લાચારી અને દુઃખદ સ્થિતિનું સાહજિક વર્તન કરાવ્યું હતું. અને મંગળા જ્યારે એને મદદ કરવા પતિને વિનંતી કરતી ત્યારે માનવ સ્વભાવ પ્રમાણે સહજ એ ઉપકારવશ બની જતી. આમ આખી ભૂમિકામાં ખિલાઈ આણવાનો પ્રયત્ન કર્યો હતો.

પરંતુ કોઈક કારણસર મારી આ ભૂમિકાની દોરવણી બાપુલાલને પસંદ ન પડી હતી. અને મને કહેવાને બદલે સૂરજરામ નાયકને કહી દીધું હતું કે આ ભૂમિકા હું તમને બતાવું તે રીતે ભજવજો. મેં આ સબંધમાં મૌન રાખી જરા પણ કચવાટ પ્રગટ કર્યો ન હતો. અને બીજા નાના નટોને તૈયાર કરવાના કામે લાગી ગયો હતો. પરંતુ સૂરજરામને નવી દોરવણીથી સંતોષ થયો નહતો. અને વચ્ચે વચ્ચે બેમાલૂમ રીતે પહેલી દોરવણીના ભાગો ઉમેરતા હતા. અને બાપુલાલને સંતોષ થાય એમ દેખાડતા હતા. વધારે તો શું આને લગતો ખુલાસો પણ એક વખતે સૂરજરામ મારી આગળ કરી ગયા હતા.

હવે નાટકના હાસ્યવિભાગ તરફ વળીએ. આ મંડળીમાં કેશવલાલ કપાતર નામના એક નટ દેશી નાટક સમાજમાંથી અમારે ત્યાં જોડાયા હતા. આ ભાઈ બચપણથી મું. ગુ.ના મંડળીમાં હતા. ત્યાંથી 'મોરબી નાટક' મંડળીમાં જોડાયા હતા. ત્યાંથી 'લક્ષ્મીકાંત' માં ત્યાર પછી 'દેશી નાટક સમાજમાં' અને ત્યાંથી અહીંયાં આવ્યાં હતાં. આમ ઘણી મંડળીઓના સહવાસને લીધે એમના અભિનયમાં કેટલીક ઉણપો અને કેટલાક દોષો દાખલ થયા હતા. તેમ છતાં હાસ્યનટ તરીકે રંગભૂમિ ઉપર કેવળ અભિનય કરવા અને કોઈ

કોઈ ભાગ ઘણો સારો ભજવતાં હતા. આ ભાઈ મારી પાસે આવીને કહેવા લાગ્યા કે પ્રાણસુખભાઈ મારી જોડીમાં મને ખીલવી શકતા નથી. તમે એને મારે જેવું જોઈએ છે તેવું થોડુંક બતાવો તો મને ભજવણીમાં મજા આવે, મેં કહ્યું: "તમે ધીરજ રાખો"

તમને બંનેને આખી સળંગ દોરવણી આપ્યા પછી તમને અસંતોષ રહે તો પછી મારી પાસે આવજો. ત્યાર પછી હાસ્ય વિભાગના એમના ચાણુચાર દશ્યો મેં આદિથી અંત સુધી તૈયાર કરી નાખ્યા અને બાપુલાલને બતાવીને તેમની સંમતિ મેળવી લીધી.

કાશીની ભૂમિકા ચીતરતા લેખક એને વેશ્યાને ઘેર ઉછરેલી અને લગભગ વેશ્યા જેવું જીવન ગુજારતી જણાવે છે. એટલે કુદરતી રીતે જ ચાલ પણ ચંચળ અને મોહક બનાવી હતી. છતાં ભૈયાજીને જોઈ એનું નારીત્વ પ્રગટ થઈ એના પર પ્રાણ ન્યોચ્છાવર કરતી લેખકે ચીતરી છે. એટલે ત્યાર પછી કાશીની ચાલ, હાવભાવ સ્ત્રીઓચિત મોહક છતાં એક પતિ પરાયણ નારીને શોભે તેવા કર્યાં હતાં. વળી ભૈયાજી એને ભાંગ પિવરાવે છે. અહીં એક ગીત પણ મૂકેલ.

હું તો તમારી વહાલી ભૈયાજી,
    ભાંગની પાઓ પ્યાલી સૈયાજી
પરણ્યો લાવે ટોપરાં
    ભયો લાવે ગોળ
ટોપરાં ખાધે કૂચા વળે
    ગળ્યો લાગે મને ગોળ ...હું તો૦

પરણ્યો પાએ દૂધડાં,
    ભયો પાયે ભાંગ
દૂધ પીઓ ઉબકા વળે,
    ભાવે મને તો ભાંગ ...હું તો૦

વળી એક બીજું ગીત આ પ્રમાણે હતું.

મારું દિલ ડોલાવે રે ભૈયા તારી ભાંગ...

આ બંને ગીતોમાં કાશીના પાત્રનો અભિનય આત્યંતિક માત્રામાં ગોઠવ્યો હતો. અમુક પંક્તિઓ ગાતી વખતે ભાંગની અસરથી મુક્ત થઈ પ્રણયનો ભાવ દર્શાવવાનું સૂચન કર્યું હતું. આ રીતે પ્રેક્ષકો હાસ્ય અને નારીત્વ એકી સાથે એક જ ગીતમાં જોઈને ખૂબ રાજી થતા હતા. કેશવલાલ કપાતરને પણ એમના પાત્રની ખિલવણી માટે જોઈતો અવકાશ મળી જતો. આથી તેઓ પણ મુક્તમને ખીલી ઊઠતા.

'કુમળી કળી' એ નામાભિધાન કનકાના પાત્ર માટે લેખકે યોજ્યું હતું. તે કનકાની ભૂમિકા પ્રાણશંકર વ્યાસ નામના ભાઈ ભજવતા હતા. આ ભાઈ રંગમંચ પર પ્રથમ વાર જ ઊતરતા હતા. એમને કક્કા અને બારાખડીથી જ મારે શીખવવાનું હતું. પ્રથમ તો ભાષા શુદ્ધ કરાવીને વાક્યમાં અર્થવાચક શબ્દ ઉપર ભાર મૂકાવી અવાજના નાના મોટા ફેરફાર કરી અર્થાત્ વાચિક અભિનયની તાલીમ મેં આપવા માંડી હતી ત્યાર પછી હાથ પગ એના યોગ્ય ક્રમમાં અર્થવાહક રીતે હલાવી ચાલીને ક્યાં ઊભા રહેવું, ક્યાંથી પ્રવેશવું, ક્યાં બેસવું, ક્યાં જવું, ક્યાં પડી જવું, અને મુખ ઉપરના અર્થસૂચક ફેરફારો, આંખોનું અર્થસૂચક હલનચલન ઇત્યાદિ આંગિક અભિનયની તાલિમ મેં આપવા માંડી હતી અને ત્યાર પછી બીજાં પાત્રોની સાથે એકમેળનો સુમેળ જળવાઈ આવે એ રીતે તેને બીજી અંતિમ સૂચનાઓ આપી હતી અને ભૂમિકાનો આખો મર્મ સમજાવ્યો હતો. તેમ છતાં આ ભાઈની ભૂમિકા સંતોષકારક રીતે ઉઠાવ આપી શકી ન હતી.

હવે મંગળાની ભૂમિકા હું શી રીતે ભજવતો તેનું થોડુંક હું

વર્ણન કરી જાઉં. મંગળાનું પાત્ર લેખકે ક્રિયાશીલ ચીતર્યું ન હતું. એક સામાન્ય સહનશીલ પત્ની તરીકે એ જીવની હતી. વળી એનું માનસિક ઘર્ષણ પણ બહાર તરી આવે અને કોઈ ક્રિયા દ્વારા તેમાંથી મુક્ત થવા પ્રયત્ન કરે કિંવા પુત્રીના બચાવ માટે કોઈ યોજના ઘડે એવું પણ લેખકે ચીતર્યું ન હતું. આથી મંગળા એક સહનશીલ, પતિપરાયણ, કહ્યાગરી અને મનોમન દુઃખ સહન કરનારી પત્ની હતી.

એના સ્વભાવના આ લક્ષણો સાચવીને આખા નાટકમાં મંગળા વ્યાપી જાય એ રીતે મારી ભૂમિકાને હું દોરવણી આપતો હતો. દા. ત. મોટર નીચે આવી ગયા પછી તે હોસ્પિટલમાં થોડોક વખત બેભાન અવસ્થામાં રહેતી. આ વખતે એની પુત્રી માટે એના મનમાં તીવ્ર ઝંખના રહેતી એ પ્રગટ કરવા માટે હોસ્પિટલની પથારીમાં સૂતાં સૂતાં મંગળાનો એક હાથ જાણે કોઈને બોલાવી રહ્યો હોય તેમ વારંવાર હાલ્યા કરતો હતો અને બેધ્યાન અવસ્થામાં પુત્રીને પાસે આવવા માટે આમંત્રણ આપતો હતો.

પ્રેક્ષકો આ દૃશ્ય જોઈ શકે એટલા માટે એના ઉપર પ્રકાશ પડે એવી વ્યવસ્થા કરી હતી. આ હાથ જેમ તેમ નહીં હલાવતાં, હું એને ચોક્કસ ક્રમમાં, પ્રમાણમાં અને લયમા હલાવતો. જેથી એમાંથી મમત્વ પ્રગટે. દૃશ્યના અંતે થોડી શુદ્ધિમાં આવી મંગળા બોલતી, 'બેટા, આવ, મારી પાસે આવ" આટલાં જ શબ્દોથી તે આમંત્રણ આપનારા હાથનું મહત્ત્વ શું હતું અને એની ઝંખના શી હતી એ પ્રેક્ષકોને સમજાઈ જતું. અને મંગળાના માતૃત્વનો અભિનય હોસ્પિટલના સમગ્ર દૃશ્યમાં વ્યાપી જતો હતો.

ત્રીજા અંકના ચોથા પ્રવેશમાં રસમંજરી એના કુકર્મોના ફળ રૂપે રક્તપિત્તના ભયંકર દર્દથી છેલ્લા દોઢ વર્ષથી પીડાતી હતી તે પ્રાણજીવન અને મંગળાને અચાનક મળી જાય છે. અને પ્રાણજીવન

પાસે સહાય માગે છે. પ્રાણજીવનને પોતાનું સર્વસ્વ નષ્ટ કરનાર આ રસમંજરી ઉપર અત્યંત ક્રોધ ચઢે છે. અને આવેશમાં આવી જઈ એને મારવા ધસી જાય છે. આ વખતે મંગળા વચ્ચે પડી એને રોકી રાખે છે. આ વખતે ક્રોધના આવેશમાં શાપ દેતો હોય એમ બોલી ઊઠે છે, "અમે તો તેને માફ કરીશું પણ ભગવાન..." ત્યાં મંગળા વચ્ચે પુરાઈ કરુણ અવાજે બોલી ઉઠતી, 'ભગવાન માફ કરશે.' આમ મંગળાની સહજ ઉદારતા અને દયાર્દ્ર હૃદયને જોઈ લોકો તાલીઓ પાડી પોતાનો આનંદ વ્યક્ત કરતા હતા.

અહીં નટ તરીકે એક સૂક્ષ્મ વાત જણાવું છું. કદાચ બીજા કોઈ નટે તાલીઓ પડાવવાના ઇરાદાથી બહુ ગુસ્સાથી આ વાક્ય ઉચ્ચાર્યું હોત. પરંતુ મંગળા કેવળ દયા હૃદયથી ગંભીર ભાવે ધીમેથી કહેતી, 'ભગવાન તને માફ કરશે.' આ ભજવણીની સમજુ પ્રેક્ષકો ઉપર સારી અસર થતી હતી- અને ક્રિયાશીલ ન હોવા છતાંય આખા નાટકમાં વ્યાપી જવાના મંગળાના પાત્રના અભિનયથી ભૂમિકા બહુ ઉઠાવદાર ભજવાતી હતી. આ સિવાય બાપુલાલ તેમજ અન્ય નટ મિત્રો તેમના પાત્ર સારા ભજવતા.

પ્રાણજીવન મંગળા પાસે એક લાખ રૂપિયા માગે છે. મંગળા એક સચોટ શરત મૂકી તેને ચેક આપતાં પહેલાં સોગંદ લેવરાવે છે. 'હવેથી હું વેશ્યાનો સંગ કરું કે એને ત્યાં જાઉં, તો મારી દીકરીની પણ એવી જ દશા થાય' આ સોગંદ મંગળા એવી રીતે ઉચ્ચારતી અને આંગિક અભિનય કરતી હતી કે, કેમ જાણે એમ જ થવાનું નિર્મિત થયેલું ન હોય! અને માતા અને પિતાને પુત્રીને ગાનારીનો ધંધો કરતી જોતી પછી—આ વાચિક અભિનય એટલો સૂક્ષ્મ રીતે ઉચ્ચારાતો હતો કે પ્રેક્ષકોના હૃદય કંપી ઊઠતાં હતાં. આ રીતે મંગળા નાટકના આદિથી અંત સુધીના પરિણામમાં વ્યાપેલી જણાતી હતી.

બાપુલાલે મુંબઈ ગુજરાતી નાટક મંડળી ખરીદ્યા પછી એની

શરૂઆત અમદાવાદથી જ કરી હતી ત્યારથી ડૉ. મસ્ત્રર, શ્રી પાઠક સાહેબ અને શ્રી રસિકભાઈ પરીખ નાટકો જોવા વારંવાર આવતા હતા. કેટલાંક વર્ષ સુધી આ મંડળીનાં નાટકો જોયાં પછી બાપુલાલને તેઓએ આગ્રહ કર્યો હતો કે સારા વિદ્વાનોનાં ઉત્તમ નાટકો રંગમંચ ઉપર આવવાં જોઈએ. તેમાં 'રાઈનો પર્વત' ખાસ ભજવવા જેવું છે. વિદ્વાનો લેખકોનો રંગભૂમિ સાથે સુમેળ સધાય તોજ ગુજરાતી રંગભુમિ પ્રગતિ કરી શકશે. આતો જૂની ઘરેડમાં બધી મંડળીઓ નાટકો ભજવે છે. લોકો જુએ છે અને પૈસા પણ આપે છે. છતાં રંગભુમિની પ્રગતિ થઈ શકતી નથી. આથી આ કામ તમારા જેવા ઉત્તમ નટ, દિગ્દર્શક અને માલિકે કરવું જોઈએ આ વાત બાપુલાલભાઈને પણ ગમી હતી. શ્રી પાઠક સાહેબ અને રસિકભાઈએ મનોમન એવો ઠરાવ કર્યો હતો કે હમણાંનાં બધાં નાટકો જોવાં અને તેના ઉપર સાધક બાધક ટીકાઓ કરવી અને લોકરુચિનું યોગ્ય ઘડતર કરવું સારો ભજવનારા મળી આવે તો એમણે પણ નાટકો લખવાં.

ત્યાર પછી મંડળી વડોદરા, સૂરત, મુંબઈ વગેરે સ્થળોએ મુસાફરી કરવા લાગી. આથી 'આ મિત્રોએ સૂચવેલું 'રાઈનો પર્વત, નાટક, ભજવવાનો અવસર મળ્યો ન હતો, તે હવે ઈ. સ. ૧૯૨૬ માં પ્રાપ્ત થયો હતો. બાપુલાલે એ નાટક ભજવવા અંગે મારી અને વાડીલાલ સાથે ચર્ચા કરતાં કહ્યું કે "આપણી શાસ્ત્રીય પદ્ધતિના થોડાં ગીતો પણ તેમાં ઉમેરાય અને થોડી વધારે લોકરુચિ સચવાય એવો ફેરફાર કરી આપવા શ્રી રસિકભાઈ તૈયાર છે તો હવે આપણે એની તૈયારીમાં લાગીએ." આ વાત સાંભળી મને એક જૂનું સ્મરણ થઈ આવ્યું 'રાઈનો પર્વત' નાટક મેં ઈ. સ. ૧૯૧૫માં વાચ્યું હતું. એટલું જ નહીં પણ મુંબઈની ગ્રાન્ડ મેડીકલ કોલેજના વિદ્યાર્થીઓ પાસે ભજવાવ્યું પણ હતું. ત્યારથી જ એ નાટક તરફ મારું પણ આકર્ષણ થયેલું હતું. આથી આ વાત સાંભળી હું બહુ જ રાજી

થયો. અને મેં બાપુલાલને સ્પષ્ટ કહ્યું કે, 'ઈતર મોટા પાત્રોની તાલીમ તમે બહુ કાળજીપૂર્વક આપશો તો જ આ નાટક સારું ભજવાશે. અને વિદ્વાનોનો આપણી મંડળીમાં પગપેસારો થશે. એમણે એ વાત સ્વીકારી. ત્યાર પછી નાટક હાથ પર લેવામાં આવ્યું. અને એની ભૂમિકાઓની નકલો તૈયાર થઈ ગયા પછી પાત્ર-વરણી કરી તેની નકલો નટોને વહેંચી આપવામાં આવી.

રસિકભાઈ અમારી તાલીમમાં દરરોજ હાજર રહેવા લાગ્યા. તેમણે નાટકના લેખમાં કેટલાક ફેરફારો કરી આપ્યા. અને નાટકના જે જે છંદો રાગમાં બેસાડી શકાય તેવા હતા તેની ચર્ચા રસિકભાઈ સાથે પંડિત વાડીલાલ કરવા લાગ્યા. એમાં એમણે પૂર્વે રચેલો એક ગરબો પણ નાટકમાં ગોઠવી આપ્યો.

"સખી આવે આ સોડમ શેની (૨)
કે આંબો મહોરિયો રે લોલ."

એ ઉપરાંત રાણી લીલાવતી અને વીણાવતીના પ્રવેશના અને અંતઃદુઃખના પ્રસંગોએ નવા રાગોના ગીતો મૂકવામાં આવ્યાં હતાં. સૌથી છેલ્લે સૂત્રધાર અને નટીનું નવું દૃશ્ય લખી આપી મને અને બાપુલાલને ભજવી બતાવવાનું કહ્યું હતું.

આ દૃશ્યમાં લેખક અને નટો વિષેનો તેમનો આદર તેમણે સુંદર રીતે એક છંદમાં મૂક્યો હતો.

"મધુર આ મકરંદની કૃતિ
અભિનયો હૃદયંગમ આપતા..."

ઈત્યાદિ આમ 'રાઈનો પર્વત'ની તાલીમ શરૂ થઈ પ્રથમ પાઠોને વાચિક તૈયાર કરાવ્યા પછી પાત્રોને સ્ટેજ ઉપર ઊભા કરવામાં આવતા હતા. ક્રમસર પ્રવેશ, ગતિ, સ્થિતિ ઈત્યાદિનો ખ્યાલ આપવામાં

આવ્યો. ત્યાર પછી ગીતો તૈયાર થયાં. તેનો અભિનય શીખવવામાં આવતો અને ગદ્ય સાથે પદ્યનો સુમેળ સચવાય એવી રીતે ગોઠવવામાં આવતો હતો. રંગીન તાલીમ વખતે પ્રેક્ષકગણમાં નટો ઉપરાંત શ્રી રસિકભાઈ, પાઠક સાહેબ, ડૉ. મરચંટ, એમના મિત્રો, લાગતાવળગતા મિત્રો, લેખક, સંગીતકાર, પોષાક બનાવનારા અને ચિત્રકારને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. અને રંગીન તાલીમને અંતે જે કંઈ ખામીઓ નોંધાઈ હતી તે કહી સંભળાવી સુધારી લેવામાં આવી હતી.

આમ ઈ. સ. ૧૯૨૬માં આ નાટક પ્રથમવાર ભજવવામાં આવ્યું હતું. આ નાટકની અસર વિદ્વાન અને સામાન્ય પ્રેક્ષક વર્ગ ઉપર સારી થઈ હતી. લગભગ ત્રણ ચાર મહિના સુધી દર શનિ રવિએ આ નાટક ભજવાતું હતું અને હાઉસ ફૂલ જતા.

રાઈની ભૂમિકા બાપુલાલે અસાધારણ કુશળતાથી ભજવી બતાવી હતી. એટલું જ નહીં પણ બીજા પાત્રોમાં પણ એમની દિગ્દર્શનની સચોટતા જણાઈ આવતી હતી. પરંતુ મારી દૃષ્ટિએ શીતલસિંહનું પાત્ર અત્યંત નબળું હતું. એના શબ્દો ઉપર અયોગ્ય જગાએ પણ લોકો હસી પડતા અથવા વિનોદ સમજતા હતા. એ એની ભજવણીની ખામી હતી. નાટકના ઘણા પ્રવેશોમાં શીતલસિંહ સંકળાયેલો હતો. આથી ઘણા દૃશ્યોમાં રસભંગ થતો. એ મને અત્યંત ખૂંચતું હતું. આ પાત્રનો અભિનય શ્રી પાઠકસાહેબને અને શ્રી રસિકભાઈને પણ ખટકતો હતો. તેથી તેમણે એને સુધારી લેવા જણાવ્યું હતું. અને મેં તે સ્વીકાર્યું હતું. આથી હું એને ખાનગીમાં સૂચનો કરતો. અને અભિનય સુધરાવતો. પરંતુ મોટા દિગ્દર્શકના કાર્યમાં હસ્તક્ષેપ કરવાની મારી ઇચ્છા ન હતી. તેથી આખી ભુમિકા હું તેને બતાવી શક્યો નહતો.

આ નાટકમાં પ્રાણસુખ નાયક વીણાવતીની ભુમિકા ભજવતા હતા આ ભુમિકા અત્યંત ગંભીર હતી. અને અત્યાર સુધી જે વિનોદી ભુમિકા તે ભજવતા આવ્યા હતા તેને લીધે આ ગંભીર ભુમિકા તે ભજવી નહીં શકે એમ ઘણા ઘણા માનતા હતા. પરંતુ બાપુલાલે એમને ઘણા સારા તૈયાર કર્યા હતા. અને પ્રાણસુખે આ ભુમિકા ઘણી સારી ભજવી હતી. તે જોઈ મને થયું કે, પ્રાણસુખ જેવા નટને વિનોદી ભુમિકાને બદલે ગંભીર ભુમિકાઓ ભજવવામાં લીધા હોય તો એક સરસ પાત્ર તૈયાર થાય. પરંતુ કુદરતની તેવી મરજી ન હતી.

જાલકાની ભુમિકા સૂરજરામ પાસે બાપુલાલે તૈયાર કરાવી હતી. તેમ છતાં 'કુમળી કળી' નાટકમાં મારી સાથેના તેમના પરિચયથી તેમને મારા તરફ આસ્થા થઈ હતી. તેથી આ વખતે જાલકાની ભુમિકા ખાનગીમાં મને ભજવી બતાવતા હતા. અને મારાં સલાહ સૂચનો તરત સ્વીકારી લઈ તેનો અમલ કરતા. આમ જાલકાની ભુમિકા પણ ઉઠાવદાર રીતે ભજવાતી હતી.

લીલાવતીની યુવાનીના દિવસોનો તરવરાટ અને દાંપત્યના ઉમંગો અને શયનખંડની સજાવટની સ્ફુર્તિ માટે લીલાવતીના અભિનયમાં પહેલા દૃશ્યમાં બતાવવાના હતા. ત્યારે મારી વય પ્રૌઢ અવસ્થા સુધી પહોંચી ગઈ હતી. એટલે યુવાન પત્નીના તરવરતા ભાવો, ઉભરાતા ઉમંગો અને મોઢવાળી સ્ફુર્તિ આ બધું અભિનયથી વ્યક્ત કરવું મને વયને લીધે કઠતું હતું. કદાચ એનો સંપૂર્ણ અમલ કરું તો લોકોને ગમશે કે નહીં ! એવી શંકા રહ્યા કરતી હતી. કેટલાક જૂના નાટકોમાં તો આવી યુવાન નાયિકાઓની ભુમિકાઓ ભજવવામાં મેં પહેલાં કરતાં ઘણો ફેરફાર કરી નાખ્યો હતો. અને વયની અસર જણાઈ ન આવે એવો સંયમ ભર્યો અભિનય કરતો. પરંતુ આ નાટકમાં મેં યુવાન પત્નીનો તરવરાટ અને દાંપત્યના

ઉમંગો દર્શાવતો અભિનય યુવાન પત્નીને છાજે તે રીતે કર્યો હતો. તેમ છતાં પ્રેક્ષકોને તે વિસંગત લાગ્યો નહતો એને હું મારું સદ્ભાગ્ય સમજુ છું.

લીલાવતીનો આ પ્રથમ પ્રવેશ બહુ ઉઠાવદાર રીતે ભજવાયો એથી મારો ઉમંગ વધ્યો હતો. અને એજ ધોરણ, રાણીલીલાવતી વિધવા થયા પછીના અભિનયમાં પણ ચાલુ રાખ્યો હતો તદ્ઉપરાંત રાગના ગીતોના શબ્દો જેટલા રસાનુકૂળ હતા તેટલી જ સ્વરરચના રસાનુકૂળ હતી. રસને પોષક થાય તેટલા જ પ્રમાણમાં હું સ્વરને બહેલાવતો આથી સંગીત પણ આ નાટકમાં ખુબ પોષક નીવડયું હતું. આનો બધો યશ મારા ગુરુ પંડિત વાડીલાલ અને પરમ ગુરુ શ્રી ભાતખંડેની પદ્ધતિને ફાળે જાય છે.

આ નાટકની તાલીમના સહવાસ પછી શ્રી. પાઠકસાહેબ, શ્રી. રસિકભાઈ પરીખ, અને પંડિત વાડીલાલ એકબીજાની ખૂબ જ નજીક આવ્યા હતા. અને એમના વચ્ચે સંસ્કૃત સાહિત્ય તેમ જ સંગીત સંબંધી અનેકવિધ પાંડિત્યપૂર્ણ નિખાલસ ચર્ચાઓ થતી હતી. ધીમે ધીમે આ વિદ્વાનો પંડિત વાડીલાલના સંસ્કૃત અને સંગીતના જ્ઞાનથી તેમના ભક્ત જેવા થઈ ગયા હતા. વધારે તો શું ! પણ ત્યાર પછી તો શ્રી. રસિકભાઈએ તો એમના પુત્રોને પંડિત વાડીલાલ પાસેથી સંગીતની તાલીમ પણ અપાવવી શરુ કરી હતી.

આમ આ નાટકથી અમારી નાટક મંડળીએ વિદ્વાનોનો સહકાર સાધવાનું એક મહત્ત્વનું પગલું ભર્યું હતું એમ કહ્યા વિના ચાલે તેમ નથી. ત્યાર પછી અમારી નાટક મંડળી વડોદરા, ભરૂચ, અને સુરત થોડો સમય રોકાઈ મુંબઈ-વિક્ટોરિયા થિયેટરમાં ગઈ.

ઈ. સ. ૧૯૨૭ માં 'જમાનાનો રંગ' નાટકના લેખક શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર ( M. A. B. T. સુરત )નો મેળાપ મુંબઈમાં બાપુલાલ સાથે ક્યારે થયો તે સ્મરણમાં આવતું નથી.

પરંતુ શ્રી. ગજેન્દ્રભાઈ આ પૂર્વે રોયલ નાટક મંડળી સાથે સંપર્કમાં આવેલા હતા. અને તે સમયના દિગ્દર્શક સ્વ. સોરાબજી કાત્રકનો પરિચય પણ તેમને હતો. અને મું. ગુ. ના. મંડળીમાંથી નારાજ થયેલા શ્રી. મૂળશંકર મુલાણીના પરિચયમાં પણ તે આવ્યા હતા. અને ત્યારથી તેમને નાટક લખવાના કોડ જાગ્યા હતા. એ રીતે મું. ગુ. ના. મંડળીને ' જમાનાનો રંગ ' નામનું નાટક લખી આપ્યું. ત્યારે હું તેમના પરિચયમાં આવ્યો. તેઓ સ્વભાવે વિનોદી, પ્રેમાળ અને મિલનસાર હતા.

આ નાટકની કથા ખૂબ જ લાંબી છે. વળી સુઘટિત પણ નથી. એનું પોત ઢીલું જણાય છે. પાત્ર ચિત્રણ પણ કંઈ અસ્વાભાવિક જેવું લાગ્યા વિના રહેતું નથી. વળી નિષ્પ્રયોજન અનેક ખૂનો પણ તેમાં થાય છે. અને તેના સબળ કારણો પણ જણાતા નથી. સ્ત્રીપાત્રો પણ થોડા મનસ્વી અને અસ્વાભાવિક જેવા જણાય છે. તેમ છતાં કથામાં જાસૂસી પદ્ધતિના છૂપા રહસ્યો હોવાથી કથા થોડુંક આકર્ષણ જમાવતી હતી. પાત્રો પોતાનો અભિનય એવી રીતે કરતા હતા કે આ બધા દોષો તરફ પ્રેક્ષકની દૃષ્ટિ જ જતી ન હતી. વળી ગીતોમાં લોકરુચિની તરજો, અને શાસ્ત્રીય સંગીતનું મિશ્રણ હોવાથી કર્ણમધુર લાગવાથી લોકોને ગમતું હતું. આથી વન્સમોર પણ ખૂબ મળતા હતા.

આ નાટક લઈ મંડળી વડોદરા, ભરૂચ, સુરત થઈ પાછી મુંબઈ આવી હતી. એ ઉપરાંત કરાંચી પણ ગઈ હતી. દરેક શહેરમાં આ નાટક લોકોની પ્રજા માટે નવું હોવાથી આવક ભરપૂર મળી હતી. વળી જુદા જુદા શહેરોમાં ફરતાં પાત્ર વરણીમાં થોડા ફેરફારો પણ થયા હતા, પ્રભુલાલ મારવાડીને અમારી મંડળીએ રાખી લીધા હતા. અને પ્રેમશંકરની લતાની ભૂમિકા તેમને સોંપવામાં આવી હતી. હું જ્યારે ઈ. સ. ૧૯૨૨ માં લક્ષ્મીકાંત નાટક સમાજમાં

જોડાયો, ત્યારે તેઓ ઇમ્પીરીયલ નાટક મંડળીમાં નટ તરીકે કામ કરતા હતા. અમારો મેળાપ થતાંની સાથે એમને મારા તરફ સદ્ભાવ થયો હતો. અને મારી સાથે કંપનીમાં જોડાવા ઇચ્છતા હતા. ત્યાર-પછી ઈ. સ. ૧૯૨૩ માં હું 'સુબોધ ગુજરાતી નાટક મંડળીમાં' જોડાયો ત્યારે તેઓ પણ એ જ કંપનીમાં જોડાયા. સુબોધમાં તેઓ ઉપનાયિકાની ભૂમિકાઓ ભજવતા હતા. સુબોધ પછી હું બાપુ-લાલની માલિકીની 'મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં જોડાયો. ત્યારે થોડા વર્ષ પછી તેઓ પણ આજ મંડળીમાં જોડાયા. અહીં તેઓ ઉપનાયિકાની અગત્યની ભુમિકાઓ ભજવતા હતા. તેઓ કુશળ કસબી હતા એમ મારે કહેવું જોઈએ.

'જમાનાનો રંગ' નાટક જોઈ શ્રી. રા. વી. પાઠકે કહેલું કે, "જમાનાનો રંગ અને જમાનાને પણ રંગ."

ઈ. સ. ૧૯૨૮ માં શ્રી. ગજેન્દ્રશંકર કૃત 'કાશ્મિરનું પ્રભાત' નામનું નાટક અમે ભજવ્યું. આ સમયે પરદેશીઓ સામેની ગાંધી-જીની ચળવળ પૂરજોશમાં ચાલતી હતી. એમના અભિપ્રાયોનો પડઘો આખી દુનિયા ઉપર પડતો હતો. અને હિંદુસ્તાનમાં તો ગાંધીજીના લેખો અને એમના પ્રત્યેક શબ્દની લોકમાનસ ઉપર તીવ્ર અસર થતી હતી. એજ સમયમાં શ્રી. ગજેન્દ્રશંકરે 'કાશ્મિરનું પ્રભાત' નાટક લખી આપ્યું.

જેમ પ્રાચીન કાળમાં હૂણ લોકો આપણા માટે પરદેશી હતા. તેમ આ નાટક ભજવાતું હતું તે અરસામાં હૂણ લોકોનું સ્થાન બ્રિટિશરોએ પરદેશીઓ તરીકે લોકમાનસમાં લીધું હતું. અને હૂણ માટે વપરાયેલો પ્રત્યેક ધિક્કારસૂચક શબ્દ આજની પરિસ્થિતિમાં લોકો બ્રિટિશરો માટે માનતા થઈ ગયા હતા. આથી નાટ્ય મંડ-ળીના નાટકો ઉપર પણ આની ભારે અસર થઈ હતી. તેથી આ નાટક પણ ગાંધીજીની ચળવળના એક ભાગ જેવું લોકોને લાગતું

હતું. આ નાટકનું મુખ્ય પુરુષ પાત્ર દૂષ્ણ સરદાર મિહિરગુલ કાશ્મિરના મહારાજાને તેની જ રાણી મારફત તે ઝેર અપાવી મરાવી નાખે છે. તદ્‌ઉપરાંત કાશ્મિરના મહારાજાના બે પુત્રો મિનાર્ક અને દેવારકનું ખૂન કરાવવા કપટલીલા રમે છે. વળી પોતાની પત્ની અને દેવારકની બહેન અવન્તીકા ઉપર ક્રૂર સિતમ ગુજારે છે. તથા એ ધમ્મિલ્લાને પણ મૃત્યુયંત્રમાં હોમી દે છે. આમ આ નાટકમાં થતા અનેક ખૂનોનો દોરીસંચાર તેના હાથમાં રહે છે. આ પ્રસંગો જોઈને પ્રેક્ષકોને અંગ્રેજોની ક્રૂરતાના અનેક પ્રસંગોનું અને જલીયાનવાળા બાગની કતલનું સ્મરણ થઈ આવતું. પરિણામે અંગ્રેજો પ્રત્યે લોકોનો ગુસ્સો વધી જતો. આથી ખુબ રસપૂર્વક પ્રેક્ષકો આવા નાટકની મજા માણતા હતા.

પ્રસ્તુત નાટકમાં મૂકાયેલું એક ગીત—

દેશ કાજે જીવનની પરવા અમે કરતા નથી
દુઃખો તણા પહાડો પડે, તોયે અમે ડરતા નથી.
જન્મ્યા અમે જે દેશમાં, તે દેશને ત્યજતા નથી,
સ્વતંત્રતાની ઘોષણા કરતાં અમે ચૂકતા નથી.
નિદ્રા ત્યજી જાગો તમે, કાં સંપને ભજતા નથી?
સંકટમાં છે કાશ્મિર આ, શાને તમે ઊઠતા નથી?
ઊંચા તમારા દિલ છે, ઊંચા તમારા કુળ છે.
છૂટે જો ન આ દેશ તો, જીવન તમારું ધૂળ છે.

આ ગીતના ભાવ ગાંધીજીએ તે સમયે આખા દેશમાં સ્વતંત્રતાની અને બલિદાનની જે ભાવના જગાડી હતી તેને અનુરૂપ હતા. અને તેથી પ્રેક્ષકોના માનસમાં આ ગીત ઘર કરી ગયું હતું. વળી આ નાટકમાં આવતા ૨૫ પચીસ ગીતોમાં થોડીક જ નાટકી નવી તરજને બાંધવામાં આવી હતી. બાકીના તમામ શાસ્ત્રીય પદ્ધતિના ગીતો હતા.

આ ઉપરથી મું. ગુ. ના મંડળીની શાસ્ત્રીય સંગીત તરફની અભિરૂચિનો ખ્યાલ આવશે. અને સંગીતકાર પંડિત વાડીલાલની મહત્ત્વની નાટકી ગીતોની સેવાનો પણ ખ્યાલ આવશે.

અહીં ગુજરાતી રંગભૂમિના ખ્યાતનામ અભિનેતા શ્રી. પ્રાણસુખ નાયકનો પરિચય આપવો યોગ્ય લેખાશે. આજસુધીમાં અનેક વિનોદી નટોએ ગુજરાતી રંગભૂમિ ઉપર અનેકને હસાવ્યા છે. રંગભૂમિની શરૂઆતના પારસી વિનોદી નટોમાં કાવસજી કોહીદારૂ વાણીયાની નકલથી, પેસ્તનજી લાલી પણ તેવી જ નકલથી વળી નસરવાનજી જીવન દાવર તથા તેમના ભાઈ રતનશા દાવર ખોજાની નકલ કરીને હાસ્ય ઉપજાવતા હતા.

રંગભૂમિની બીજી પચ્ચીસીના ગાળામાં વિકટોરિયા નાટક કંપનીના માલિક પેલા ખુરશીરજી બાલીવાલા, નવી એલ્ફીસ્ટન કંપનીના માલિક પેલા રૂસ્તમજી સંજાણા, વાંકાનેર નાટક મંડળીના ભાગીદાર નાના ત્રંબકલાલ, દેશી નાટક સમાજના જૂના દિગ્દર્શક નર્મદાશંકર નાયક, પાલીતાણા નાટક મંડળીના આગેવાન તથા લેખક રા. મણીશંકર હળવદીયા, આ બધા સીરીયો કોમિકથી લોકોને પેટપકડીને હસાવવા છતાં જેમનાં પેટનું પાણી પણ હાલનું નહીં તેવા વિનોદીનટો આપણું ધ્યાન ખેંચે છે.

મું. ગુ. ના મંડળીના પેલા નિર્ભયશંકરભાઈ, કાળીદાસકાકા, નાનુ પાનવાળા, ચત્રભૂજ, ગિરધરભાઈ વિઠ્ઠલભાઈ, મોરબી નાટક મંડળીના પેલા ભીમરાવ જટાશંકર ધનેશ્વર, લેખક હરિશંકર ઉપરાંત નવી આલ્ફ્રેડ કંપનીના દિગ્દર્શક પેલા જન્મસિદ્ધ નટ સોરાબજી ઓઘરા અને તેમની પરંપરામાંથી ઉતરી આવેલા રામચંદ્ર ધોબી, લક્ષ્મીકાંત નાટક સમાજમાં મુળચંદમામાની પરંપરામાંથી ઉતરી આવેલા પેલા કેશવલાલ કપાતર. દેશી નાટક સમાજમાં ધમલા માળીની ભૂમિકાભજવનાર પેલા નૂના રામા, પારસી-નાટકોમાં ઓથડ અભિનયથી દિલ

છતી લેનાર પેલા વલ્લભ કેશવ નાયક અને તેનો સૂરીલો સાથીદાર અને માદન કંપનીમાં આગેવાની લેનાર મોહન માસ્તર, ગુજરાતી રંગભૂમિના મહાન વિનોદી નટ મુળચંદમામા, વિઠ્ઠલદાસ ડાયરેકટર, એ પછી આવતા અનિરૂદ્ધન, શીવલાલ બળલદાસ, છગન રોમીયો, કેશવલાલ પ્રેમચંદ નાયક આ બધાના નામ આજે સ્મરણપટ પર ઉભરાય છે.

એક જમાનામાં પ્રાણસુખ અને છગન રોમીયોની જોડી રંગભૂમિ ઉપર આગવાં કામણ કરતી. ભાઈ છગનનું નાનું અને વિલક્ષણ દદ, મુખ ઉપરના હાવભાવ અને એમનો પ્રવેશ લોકોને પેટ પકડીને હસાવતા. જૂની અને નવી રંગભુમિ સાથે ગાઢ સંકળાયેલા શ્રી પ્રાણસુખ નાયક એ ગુર્જર રંગભુમિનું એક સદાય ખિલતું પુષ્પ છે. એમણે કુમળીકળી, કાશ્મિરનું પ્રભાત, કોલેજ કન્યામાં કરેલી ભુમિકા આજે પણ મને યાદ આવે છે. એ જમાનામાં પ્રાણસુખના ગીતો ઉપર સાતથી આઠ વન્સમોર પડતી. પ્રાણસુખ નાયકને અભિનયની દૃષ્ટિએ જે કંઈ શીખવવામાં આવતું તે તેઓ આત્મસાત કરી એને નવા સ્વરૂપે પ્રગટ કરતા. આ એમની અભિનય કલાનું આગવું અંગ છે.

એ પછી તેઓ લગભગ ઈ.સ. ૧૯૫૩ માં નટમંડળમાં જોડાયા. જૂગલ જુગારી, મિથ્યાભિમાન, મેના ગુર્જરી, વિજયા, કલ્યાણી, રંજના જેવા નાટકોમાં એમણે વિવિધ ભુમિકા કરી એમની અપ્રતિમ અભિનય કલાના દર્શન કરાવ્યાં છે. જૂની રંગભુમિમાં સ્ત્રી ભુમિકા કરનાર પ્રાણસુખ નાયક નવી રંગભુમિ ઉપર પુરુષ ભુમિકા પણ ખુબ સફળતાથી ભજવી છે.

મિથ્યાભિમાનનો પેલો જીવરામ ભટ્ટ તો આજેય ભુલાતો નથી. વિજયા નાટકના ઉગ્ર સ્વભાવમાં આવી અભિનય શક્તિના સુંદર દર્શન

કરાવના પ્રાગ્દૃશ્યને જૂઓ, કે મેના ગુર્જરીમાં ભયાનક લડાઈના દશ્યોને વાચિક તેમ જ આંગિક અભિનય દ્વારા પ્રેક્ષકો સમક્ષ રજૂ કરતા જૂઓ. એમનો જીવંત અને બેનમૂન અભિનય ક્યારેય વિસરી શકાય એમ નથી.

[ ૧૨ ]

## અંતરનાટક

શ્રી બાપુલાલ નાયકની માલિકીની મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં હું અને પં. વાડીલાલ જોડાયા ત્યારે મારી જે મહત્ત્વાકાંક્ષા હતી તે બર આવી નહીં. મારે બાપુલાલના હાથ નીચે એમનું માન ખંડન ન થાય એ રીતે નાટકોનું સળંગ દિગ્દર્શન કરવું હતું. ૧૯૩૨ સુધી જે નાના મોટા નટોને મેં દિગ્દર્શન આપ્યું હતું તેનાથી બાપુલાલને સંતોષ હતો એટલું જ નહીં પરંતુ નાના નટોનો અભિનય જોઈ ઘણીવાર 'વાહ, વાહ શાબાશ!' એમ બોલી ઊઠતા પણ હતા. આથી હું આશા રાખતો હતો કે ધીમે ધીમે તેઓ મને સમગ્ર નાટકનું દિગ્દર્શન કરવા દેશે, પરંતુ તેઓ તેમ કરવા રાજી ન હતા એ હું એમના વર્તન ઉપરથી સ્પષ્ટ જાણી શક્યો હતો. હું માત્ર મર્યાદામાં રહી નાના નટોને જ તૈયાર કરું એટલું જ એ ઈચ્છતા હતા અને એનાથી વધારે આગળ વધી સળંગ દિગ્દર્શન આપું એવી તેમની સહેજ પણ ઈચ્છા ન હતી. જો કે આ વિષયમાં અમારી વચ્ચે સ્પષ્ટતાથી કદીય ચર્ચા થઈ ન હતી. એક રીતે મને સળંગ દિગ્દર્શન કરવા દો એવી માગણી કરવી એમાં મને હીણપત

ભરેલું લાગતું હતું પરંતુ દિગ્દર્શનની સચોટતા જોઈ તેમને જાતે જ કહેવાની ફરજ પડે એમ હું ઇચ્છતો હતો પણ એ દિવસ કદી આવ્યો જ નહીં અને ભવિષ્યમાં કદી આવશે નહીં એની ખાત્રી થતાં ખિન્ન થઈ હંમેશને માટે મંડળીમાંથી છૂટો થવા છેલ્લા બેત્રણ વર્ષથી ઇચ્છતો હતો.

મારા મનમાં અત્યંત ઘેરી ચિંતા મારા ગુરુ પં. વાડીલાલની હતી. કારણકે તેઓ નોકરી વિના રઝળે એ મને કોઈ રીતે પાલવતું નહતું. અને તેઓ મારા વિના એકલા કોઈપણ નાટક મંડળીમાં માનભેર રહી શકે એવી એમની પ્રકૃતિ પણ ન હતી. આથી થોડાક માસ પહેલાં જ એમની નોકરી વાંસદા સ્ટેટમાં પં. ભાતખંડેએ નક્કી કરી આપી હતી અને મેં એ વાતને અંતરથી વધાવી લીધી હતી અને એમને શુભ મુહૂર્તમાં રાજકોટ મુકામેથી વાંસદા વિદાયગીરી આપી હતી. વાંસદાના મહારાજા સાથે મારે પં. વાડીલાલના સંબંધનાં અગાઉ વાતચીત થઈ ચૂકી હતી.

આથી મંડળીમાં છૂટા થવાનું મને વધારે સરળ થઈ પડ્યું હતું. તેમ જ નાં હું મારા ગુરુ બાપુલાલને નારાજ કરવા ઇચ્છતો ન હતો. તેમ મારા નીકળી જવાથી એમને આર્થિક નુકસાન થાય એમ પણ ઇચ્છતો ન હતો. આથી એમની માગણી પ્રમાણે પં. વાડીલાલને વિદાય આપ્યા પછી થોડોક વખત એમની માગણીથી મંડળીમાં રોકાઈ જુદાજુદા ગામે નાટકો ભજવવા સાથે ગયો હતો. છેલ્લે અમદાવાદ મુકામે નાટક મંડળી આવી ત્યારે છૂટા થવાનો દિવસ અમારા બે વચ્ચે નક્કી થયો પરંતુ છૂટા થવાની વાત બધા નટોથી અને બહારના લોકોથી માટે ગુપ્ત રાખવાની હતી અને લાંબી રજાઓ ઉપર ઉતરી છું એવું કહેવાની એમણે શરત મૂકી હતી. આ શરતનું પરિણામ મારા માટે સારું ન હતું એ હું અપાર-ખંત પામી ગયો હતો અને ઈ. સ. ૧૯૦૨ થી ઈ. સ. ૧૯૨૨

સુધીની મારી રંગભૂમિની સેવાઓનો ચુપચુપ મૂગે મોઢે મારે ત્યાગ કરી દેવો અને કોઈને આ વિષે બોલવાની તક જ ન આપવી એવો આ શરતનો અર્થ થતો હતો. મારા માટે આ વજ્રઘાત જ હતો. મહોલ્લાનું એક ચકલું મરી જાય અને જેમ કોઈને એની પરવા જ ન હોય તેમ ૧૯૦૧ થી ૧૯૩૨ સુધીની મારી રંગભૂમિની સેવાઓ આમ મહોલ્લાના ચકલાની જેમ મરી જવાની હતી અને પ્રશંસકો, મારે હાથે તાલીમ પામેલા નટો, સ્નેહીઓ અને મંડળીના માલિકને મારી સેવા બદલ એક અક્ષર પણ બોલવાની તક છિનવાઈ ગઈ હતી. આથી મને દીર્ઘકાળ સુધી ટકે એટલો ખેદ થયો હતો. પરંતુ હવે આ સ્થળ મને કરડવા ધાતું હતું. એટલું જ નહીં નાટક મંડળી, આ આખી સોબત અને એવા વિચારો પણ ત્રાસ ઉત્પન્ન કરતા હતા. આથી બધાને ભૂલી જવા મનમાંથી નિઃશેષ કરવા અને એક નવા જ માનવ તરીકે જીવવાનો એક વાતનો વૈરાગ્ય મારામાં ઉત્પન્ન થયો હતો. આથી કોઈપણ નટને કે કોઈપણ સ્નેહીને આ વાત કર્યા વિના તા. ૨૯-૪-૧૯૩૨ ને શુક્રવારના રોજ અમદાવાદથી હું હંમેશને માટે મારા વતન વીસનગર આવવા નીકળ્યો.)

આટલી પાર્શ્વભૂમિકા કરી, હે! પ્રિય વાચક તારા મનોપ્રદેશમાંથી દૂર થાઉં એ પહેલાં મારા અંતરનાટકની વાત તારી આગળ કરવા ઈચ્છુ છું. તું જાણે છે કે ભાષા એ માનવીના હાથમાં આવેલું સૌથી ખતરનાક ઓજાર છે કારણકે એ જેટલું પ્રગટ કરે છે એના કરતાં ઢાંકે છે સવિશેષ. હું થોડીક જ ક્ષણોમાં તમારા માનસપટ પરથી ભૂંસાઉ એ પહેલાં મારામાં રહેલા પેલા 'જયશંકર સુંદરી'ને દૂર કરી, બને તેટલા સમ્યક્ભાવે રંગમંચની વિદાયક્ષણોને શબ્દસ્થ કરવા પ્રયત્ન કરું છું. એમ કરતાં ક્યાંક આત્મશ્લાઘામાં સરી પડું તો મને ક્ષમા કરજે.

મારા ઘરના ત્રીજા માળની ઓરડી આ ક્ષણે જીવંત બનતી

હોય એમ લાગે છે. આજ તા. ૨૭-૧૦-'૬૯નું પ્રભાત છે. મારી પાસે સતત બેસી મારા સંસ્મરણો શબ્દસ્થ કરતા મારા માનસપુત્ર સોમાભાઈ પટેલ અને મારા પુત્ર દિનકર ભોજક આજ મૌન છે. મારા સ્મરણની જેમ આજે આકાશમાં વાદળાં પણ છુટાંછવાયાં દોડયા કરે છે. પૂર્ણ વૃદ્ધાવસ્થાએ ચિત્તની દશા તો જૂઓ, જે ભૂલવા મથું છું એ આજ સાગરના તરંગોની માફક અચાનક ઉમટી આવે છે.

કોઈકે સાચું જ કહ્યું છે કે પ્રેક્ષકની તાળીઓના ગડગડાટ સાથે કલાકારની અમરતા છેલ્લો શ્વાસ ઘૂંટે છે. ધંધાદારી રંગભૂમિએ કેટકેટલા અમર કલાકારો આપ્યા છે. કાળની સાથે કોણ વહેશે એની તો મને ખબર નથી.

આપણી મનસ્વી રંગભૂમિના તંત્રમાં એના અંતરનાટકના ખેલાડીઓથી થાકીને એક નટ વિદાય લેતો હતો. એની વર્ષોની મહેનત, એના સ્વપ્નો, એની કીર્તિ અને એના સહૃદયી ગુજરાતી અને બીન ગુજરાતી પ્રેક્ષકો અને નટોને ચુપચુપ ત્યજી દેતાં એનું હૃદય ઘવાતું હતું. એના ઉપર ઉપકાર કરનારાઓનો છેલ્લો આભાર માનવાની તક પણ એને મળી નહોતી, સાચી વાત બહાર કહેવા માટે એને મોટે તાળુ માર્યું હતું. રંગભૂમિના આ તંત્રમાં પોતાની જ મહત્વકાંક્ષાઓને સાકાર કરવામાં રચ્યાપચ્યા રહેતા એના માલિકો, દિગ્દર્શકો અને નટોએ રંગભૂમિના ઉત્કર્ષમાં થોડુંક વધારે ધ્યાન આપ્યું હોત તો આજે રંગભૂમિ ક્યાં હોત એ કલ્પવું કઠણ છે.

એના જમાનામાં એ લોકપ્રિય નટે નવા નવા ચીલા પાડ્યા હતા. નવી ફેશનોનો આવિષ્કાર કર્યો હતો. એની નકલ કરવામાં નટો અને પ્રેક્ષકો આનંદ માનતા. એની સ્પર્ધા કોઈએ કરી ન હતી. એ છેવટ સુધી અણનમ રહેવા મથતો હતો અને અંતે આજે અંતરનાટકના ખેલાડીઓથી એનો પરાજય થતો હતો.

કુટીલતાથી દૂર રહેવામાં એ ગૌરવ માનતો. પૈસાનો એને જરૂર પૂરતો વિચાર આવતો અને જે થોડીક સત્તા એની પાસે હતી એનાથી એને સંતોષ હતો. ખરી રીતે આ બધી વાતો મનના ઉપલા સ્તર ઉપર જ વહેતી. એની આંતરપ્રતિભા રંગભૂમિનો ઉત્કર્ષ ઝંખતી.. એની નટ દૃષ્ટિ જગતના નર નારીઓ ઉપર ફરી વળતી અને આ રીતે એ પોતાની ઉણપો પૂરી કરતો. મ્યુઝિયમમાં ફરતા, સંગીત સાંભળતાં, નાટકો જોતાં કે વાંચતા સદાય તે પ્રત્યેક પરિસ્થિતિમાંથી કંઈક શીખવા પ્રયત્ન કરતો.

આ સ્વપ્નદર્શીએ થોડાંક સ્વપ્નો ઘડી રાખ્યાં હતાં. એને રંગમંચની સેવા કરવી હતી. રંગભૂમિને લગતું શિક્ષણ દાખલ કરવું હતું. એનું વ્યકિતત્વ એક નટનું વ્યકિતત્વ હતું. મધ્યમ માર્ગે આગળ વધવાની રીતથી એ સહુને પ્રિય હતો. અને છતાં અંતરનાટક ખેલાડીઓને એની વાત સમજાતી નહીં. હા ! ત્વરિત નિર્ણયશકિતમાં અને સાહસમાં એ પાછળ પડી જતો. આ આખી ઘટનાની કારણ પરંપરામાં ઊંડા ઉતરવું નથી. પરંતુ લોકહૃદયમાં એનું સ્થાન ચિરંજીવ હતું. આથી એ કંપની માટે ભયજનક જણાતો હતો. આ ખેંચતાણ, આંતર સંવેદન, વધતી જતી વય આ બધાની એના ચહેરા ઉપર અસર જણાતી હતી. જે તરફ જવું હતું એ માર્ગ દૂર જણાતો હતો. લગભગ અશકય હતો. આથી છેવટે ત્રણ ત્રણ વર્ષની સમજાવટ પછી માર્ગ મોકળો બન્યો. એણે શર્તનો સ્વીકાર કરી લીધો અને મૌન આંસુ વહાવી અંતરનાટકનું છેલ્લું દૃશ્ય ભજવી નાખ્યું.

૭ એ વખતનું અમદાવાદ આજના જેટલું ધમાલિયું ન હતું. અમદાવાદની એક નાનકડી શેરીમાં આવેલા એક મકાનના ઓરડામાં દીવો ટમટમ બળી રહ્યો છે. આછા પ્રકાશમાં એક નટનો નિસ્તેજ ચહેરો પ્રકાશવા મથી રહ્યો છે. એની આંખના એક ખુણામાં અશ્રુબિંદુ ભરાઈ નીચે પડવા તલસી રહ્યું છે. ખુણામાં સરસામાન

બાંધેલો મૌન પડયો છે. આજુબાજુ પથરાએલા કચરા વચ્ચે ઓરડાનો થોડોક ભાગ સાફસુફ કરેલો જણાય છે. પેલો નટ કહેવાતી રજા ઉપર પણ ખરી રીતે હંમેશને માટે ખોવાઈ જવા તૈયાર થઈને બેઠો છે. વર્ષોની સાધના, રંગભૂમિના રૂપ વર્ષની સાધના શૂન્યતામાં સરી પડતી હતી. એનું સ્વમાન હણાતું હતું. એ તરફડતો હતો. બે વર્ષ સુધી રજાનું જુઠાણું ચાલુ રાખવા તે વચનથી બંધાયો હતો. અને ત્યારે જ સલાહ અને સંપ શબ્દ સાર્થક થતો હતો. આ ના–ટકી સલાહ સંપનો એને જરાય ભરોસો નહતો. છેલ્લા ઔપચારિક માનવતા શબ્દો, આભારની લાગણી, ગઈ ગુજરી ભુલી જવાની વાતો આ બધું શબ્દથી દૂર હતું. નિવૃત્ત જીવનમાં એને ફરી નાટક મળશે કે કેમ એ વિચાર આવતાં જ એ શૂન્ય થઈ ગયો. આ સ્થાનમાં એક એક ક્ષણ વર્ષોની જેમ પસાર થતી હતી. એ ઝડપથી જવા ઇચ્છતો હતો પણ બે પાંચ નટો એને મળવા આવવાના હતા એમની એ રાહ જોતો હતો. અધિરાઈથી આંટા મારતા મારતા એણે જોયું તો ચંદ્ર અસ્ત પામી ચૂકયો હતો. સૂર્યના કિરણો ફૂટવાને થોડીવાર હતી. એના મનનો વેગ વધતો હતો. નિત્ય સ્મરણની પ્રાર્થના તે વાગોળવા લાગ્યો. પ્રાર્થનાનો અર્થ કોણ જાણે કેમ દૂર ને દૂર ખસ્યા કરતો હતો. એનું મન તો ગત જીવનના સ્મરણોને વાગોળતું હતું. સુપ્રભાતે એને રંગમંચના દીવા દેખાતા હતા. એ પ્રત્યેક વર્ષને ઉથલાવી ઉથલાવીને જોતો હતો. એને લાગતું હતું કે આજના જેવી નિઃસાર ક્ષણો એણે કદી અનુભવી નહોતી. અચાનક હવામાં લલિતા દુઃખદર્શક નાટકની પંક્તિઓ લહેરાવા લાગી :—

"બેન વિજળી તુજ અતિ સમ સુજ થઈ આ વાર
થઈ ના થઈ–હું કઈ ગઈ–ટેરો જડયો નહીં સાર."

લલિતાના નિષ્ફળ જીવન સાથે મનમાં સરખામણી થઈ આવતાં એના

પાયમાં ભરાઈ ગયાં. આ બોજ ક્યાં ઠાલવવો એ પ્રશ્ન હતો. આપણા સમાજમાં એવી એક પણ વ્યવસ્થા ન હતી જેમાં આ બોજ ઠાલવી શકાય. કલાકારનું શેષ જીવન કેવી નિષ્ફળતાઓ અને એકલતાથી ભરેલું છે. નાટક સિવાય કેમ રહેવાશે? આટલાં વર્ષો ફોગટના ખોઈ નાખ્યાં એમ ભાસવા લાગ્યું.

એટલામાં ચાર પાંચ નટ મિત્રો જેમાં પ્રાણસુખ નાયક, છગન રોમિયો, રતિલાલ મનસુખરામ (મુંઢિયા) પ્રેમશંકર વ્યાસ-આ બધા ઉપર રૂમમાં આવ્યા. એમના હાથમાં ફૂલના હારતોરા-નાસ્તો-ચા-પાન-સીગરેટ હતાં. ગમે તેવા પ્રસંગમાંથી વિનોદ શોધનારા આજે મૌન હતા. એમનાથી કોઈ વાત અજાણી નહોતી. થોડીક ઔપચારિક વિધિ પછી જનાર નટે મૌન તોડ્યું :-

"ભાઈઓ, જેને માટે તમે મને આ ફૂલહાર આપો છો એને હવે મારા જીવનમાં સ્થાન નથી. એ પુષ્પો હું નટરાજને અર્પણ કરું છું" એમ કહી ટેબલ ઉપર બાંધી રાખેલાં પુસ્તકોને અને નાનકડી પેટીને એણે હાથમાંનો હાર પહેરાવ્યો, અને બંને હાથ જોડીને પ્રણામ કરી લીધા.

"આજથી આ કંઠમાં પુષ્પો પહેરીશ નહીં. મારા નવા જીવનમાં મને એ હવે મળનાર નથી એનો આજથી જ હું ત્યાગ કરું છું."

એક નટને ભેટીને ગળગળો થતાં તે બોલ્યો—

"તમે મારા તરફ ખુબ મમતા રાખી છે. હું તમને કશું આપી નથી શક્યો પણ આ મુખ રંગવાની પેટી (ગ્રીસ પેઈન્ટ) હું રોજ વાપરતો હતો એ તમને આપું છું અને આ ચિત્રો પણ તમે જ સંભાળી લ્યો, હવે મારે એ કશા કામના નથી. એના યોગ્ય સ્થાને એ જાય છે એનો મને પૂર્ણ સંતોષ છે. તમેં તમારી મહત્વા-

કાંક્ષા પૂર્ણ કરી સંતોષથી નિવૃત્ત થાઓ ત્યારે તમારા ઉત્તરાધિકારીને સોંપજો, યાદ રાખજો કે આપણે સાચા નટ બનવાનું છે. લોકોની આશા આકાંક્ષાની સાચી રજૂઆત કરી એમના માર્ગદર્શક, મિત્ર અને સલાહકાર બનવાનું છે. એમાં જો ખામી આવશે તો કુદરત કદી માફ નહીં કરે આ બધું અનેક વખત તમે સાંભળ્યું છે. આજે છેલ્લી યાદ આપી જાઉં છું."

ટેબલ ઉપરથી પેટીને ચિત્રો ફૂલ સહિત ઉચકી પેલા નટને આપે છે. બધા ગળગળા થઈ જાય છે. એકબીજાને ભેટે છે.

"હું કોઈને ભુલી શકું એમ નથી. મને એક ચિંતા રહ્યા કરે છે. નવું શીખવા કરતાં જૂનું ભુલવું વધારે કઠણ છે. છતાં આજના સૂર્યોદયની માફક આપણી દૃષ્ટિ નિત્ય નૂતન માર્ગો અપનાવે એવી પ્રભુ પાસે મારી પ્રાર્થના છે.

(બીજા નટ ભણી)

"અને ભાઈ, આ તમારે માટે છે." હિતેન્દ્રલાલ રોયના હિન્દી નાટકોનો સેટ ટેબલ ઉપરથી ઉચકી ફૂલ સહિત બીજા નટને આપે છે.

"એને ખુબ ગંભીરતા પૂર્વક વાંચજો. ભુમિકાઓનો ભાવાનુભવ કરજો, કલ્પનામાં ભજવતાં ભજવતાં વિચારજો અને શી રીતે રજૂઆત કરવી એ આપમેળે સમજાશે નિત્ય ચિંતનશીલ અભિનેતાને એ જ્ઞાન ભંડાર આપોઆપ જડી આવે છે. આપણા આજના નાટકોમાં આવા પ્રસંગો ક્યારે આવવાના છે કે આપણે વિચાર કરવો પડે? યાદ રાખજો, ભુતકાળના વળગણો ભવિષ્યને જોવાની દૃષ્ટિ આપે તોજ એ સાચા વળગણો છે એમ માનજો. યાદ રાખજો કે રંગભૂમિનો એક નવો જમાનો, એક નવી દશા, એક નવી દૃષ્ટિ હવે ઉદય આવવાની છે. બેશક, આપણે અને આપણા પૂર્વજોએ શકવર્તી ઘટનાઓ સર્જી છે. પરંતુ હું આજે તા. ૨૯-૪-૩૨ની સવારે એક દૃશ્ય જોઈ રહ્યો છું.

સુશિક્ષિતો રંગભૂમિનો કબજો લેશે. નવા વિચાર, નવા નટ નવા લેખકો આગળ આવશે. એ ભૂલો કરશે તો પણ આપણે જે સો વર્ષે કરી શકયા તે તેઓ એનાથી ઓછા ગાળામાં કરશે. જેટલા બળથી એમને રોકી રાખ્યા છે એટલા જ બળથી તેઓ આગળ આવશે. એમાં તમે તમારો ફાળો આપવા તૈયારી કરશો તો તેઓ તમારાં ઘર પૂછતાં આવશે. તમે બેદરકાર અને અજ્ઞાન અને વ્યસનોમાં રચ્યા-પચ્યા રહેશો તો કાંકરાની માફક ફેંકાઈ જશો. એ સમયે હું કયાં હોઈશ એ તો મને ખુદને આજ ખબર નથી પરંતુ પ્રેક્ષકમાં હોઈશ તો રંગભૂમિના ઉત્થાનમાં તમારો ફાળો જોઈ ગૌરવથી છાતી ફૂલાવીશ."

બીજો નટ.

"તમને અમે ગુમાવીએ છીએ એ અમારું કમનસીબ છે. પણ આપણું અંતરંગ નટમંડળ ચાલુ રાખી કસરત, વાચન, સંગીત સાધના, વિવેચન કરીશું. પણ તમારા જેવા દોરનાર અને સાચી પણ કડવી વાત કહેનાર કયાંથી લાવીશું ?"

જીવનના અંધકારભર્યા ખૂણામાં ચાલ્યા જતાં પહેલાં તમારા બધાની સાક્ષીએ એક વાત કરું છું. સૌ નટ મિત્રોને, માલિકોને, પ્રેક્ષકોને કહેજો કે રંગભૂમિના નાના મોટા દરેકને મેં પ્રણામ કર્યા છે. સદ્ભાવ રાખવા માટે આભાર માન્યો છે. મારા પૂર્વવર્તીઓ, મારા સમકાલીનોમાંથી હું ઘણુંય શીખ્યો છું. એના ઋણનો ગૌરવ-પૂર્વક સ્વીકાર કરું છું અને મારા મનનો અગોચર ખુણો પોકારી પોકારીને કહે છે કે તમારા બધાની થતી સેવા કરવાને હું બંધાઉ છું. મારા અંગત જીવનમાં રસ લઈ મને આગળ વધારનારા-ઓનો પણ હું જાહેરમાં આભાર માની શકયો નથી. મને એ તક મળી નથી અને હવે એ મળનાર પણ નથી એથી મારું હૃદય છુપું છુપું રડે છે. એને પવિત્ર સંભારણાં તરીકે તમારા પ્રેમને સદાય મારા

અંતરમાં સંઘરી રાખીશ. રંગભૂમિની સાથે, રંગદેવતાની સાથે, ભરતમુનિની સાથે તમને બધાંને છેલ્લાં પ્રણામ.”

ગાડીનો સમય થઈ ગયો હતો. સહુએ ઝડપ કરતા સ્ટેશને પહોંચ્યા. એક કમ્પાર્ટમેન્ટમાં સરસામાન ગોઠવી આપ્યો. એકે જનાર નટના ફોટાની માગણી કરી બીજાએ બધા નટો સાથે ફોટો પડાવી એક એક નકલ વહેંચી લેવાનો પ્રસ્તાવ મૂક્યો. સર્વાનુમતે પ્રસ્તાવ પસાર થયો. એન્જીન સીટીનો રાહ જોતું ઊભું હતું. એકે તર્ક કર્યો, આ એન્જીનની પેરે આજની તાલીમમાં તમારી પાછળ ખુબ ધૂમાડા ઉડાડવામાં આવશે. બીજાએ જવાબ આપ્યો ‘હા, પણ આગળના ધૂમાડાની પેઠે એ આકાશમાં છવાઈ જશે અને આકાશ તો હતું એવું નિર્મળ જ રહેશે. ગાડી ઉપડી, છેલ્લી વિદાય, થોડાં ડૂસકાં, થોડાં અશ્રુ અને એ નટ હંમેશને માટે અદૃશ્ય થઈ ગયો.

